શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી

# પ્રાચીનકાવ્યમાળા

## ગ્રંથ ૧

પ્રેમાનંદકૃત

# દ્રૌપદીહરણ.

સંશોધન કરી ટીકાસહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી
વડોદરા.

સંવત ૧૯૪૫ સન ૧૮૯૦.
કીમત ૧-૪-૦

Under the liberal patronage of

His Highness Maharaja

SAYAJI RAO GAEKWAR

Sena Khaskhel Samsher Bahadur,

Baroda.

# PRACHIN KAVYA MALA.

OR

## Old Gujrati Poetical Series,

PART I.

# POET PREMANAND'S DROUPADIHARAN.

*Published with annotations*

By

Hargovandass Dwarkadass Kántávála

and

Nathashanker Pujashanker Shastri.

A. D. 1890.

Price Rs 1-4-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા ( પૃથિવી )નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ ( ખનિજ ધન રત્નાદિ )ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરેછે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થે જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર એમનો પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડયા છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઈ તા. ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેકટર ઑફ્ વર્નાક્યુલર ઈન્સ્ટ્રકશન, રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારિકાદાસ તથા વડોદરા નિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઈ ચૂકેલો હતો, અને તેસારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબત મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઈ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્દવિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભકત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. રાધાબાઈ તથા દીવાળી બાઈ નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જર પ્રજા અને સર્વ ગુર્જર વાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે :—

Poetry is itself a thing of God ;
He made his prophets poets, and the more.
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઈશ્વરની એક વસ્તુ છે. ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઈશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કે:—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે તે પ્રસિદ્ધ છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિ-સ્તંભ પૂર્વેના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખ ભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોના અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધારે પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ-રંકથી શ્રીમાન્ સુધી સર્વેને, દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ સા-

ધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઇ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબાહાદુર જમસેદજી અરદેસર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઈ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદ-દાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબં-ધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્ર-સિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઇશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્‌ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જર વાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યોછે, તેમાટે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવેછે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન ૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# કવિચરિત્ર.

મહાકવિ પ્રેમાનંદ સુમારે (સવંત્) સત્તરમા[1] સૈકાની આખરે જન્મ્યા. તેમના પિતાનું નામ કૃષ્ણરામ ઉપાધ્યા હતું. જે ભાગ્યશાળી જનેતાએ આ કવિશિરોમણિ રત્નને જન્મ આપ્યો તેના નામનો પત્તો લાગતો નથી. કવિના પિત્રાઇઓના વંશજ પાસેથી એક પેઢીનામાનું ઝાડ મને મુશિબતે મળી શક્યું, તેમાંથી નીચે પ્રમાણે સાર નિકળે છે.

પેઢીનામાની શરૂઆત ઉપાધ્યા જેદેવથી થાયછે. જેદેવ, કવિ પ્રેમાનંદનો દાદો થાય. જેદેવને ચાર દિકરા હતા. જ્યેષ્ઠ પુત્ર કૃષ્ણરામથી પ્રેમાનંદ થયા. પ્રેમાનંદને જીવણરામ ને વલ્લભરામ એવા બે દિકરા હતા. વલ્લભરામનો ત્રીજી પેઢીએ નિર્વંશ થયો. જીવણરામના પૌત્ર મંછારામથી ચાલેલી એક શાખા નિર્વંશ થઇ. હાલ કોઇ જમના નામે સ્ત્રી એ શાખામાં હયાત છે. મંછારામના પુત્ર ઉત્તમરામથી થયેલી બે શાખા પૈકી એક શાખા કવિ નર્મદાશંકરને મળેલા મનસુખરામ અપુત્ર ગુજરવાથી નિર્વંશ થઈ છે. મનસુખરામની સ્ત્રી બાઇ નાની હયાત છે. બીજી શાખામાં કુરણાશંકર નામે જુવાન હાલ કોઇ સરદારને ત્યાં નોકરી કરેછે. અર્થાત્ કવિ પછી છ પેઢીઓ વીતી, તેમાં પુરૂષમાં ફક્ત કુરણાશંકર છે. પ્રેમાનંદને ત્રણ કાકા હતા, તેમનો વિસ્તાર સારો ચાલ્યો છે.

---

૧ પ્રેમાનંદના મરણકાળને માત્ર દોઢસો વર્ષ થયાં છતાં તેના જન્મ મરણના વર્ષનો પણ પત્તો લાગતો નથી, એ કેવું દીલગિરી ભરેલું છે! ચરિત્રો લખવાનો ચાલ ન હોવાથી આવા આધુનિક મહાકવિ વિષે આપણે કેટલું થોડું જાણીએ છીએ! કુળદીપક પુરૂષોની મરણતિથિ પેઢીઆગત યાદ રાખી તેમનાં શ્રાદ્ધ સંવત્સરી કરવાનો રિવાજ આપણે અહીં ઘણે ઠેકાણે છે, પરંતુ આ કવિના કુટુંબીઓ તેની તિથિ પણ જાણતા નથી! કવિને જેણે નજરે જોયા હોય, તેનાં છોકરાં હજી હયાત હોવાનો સંભવ છે, તે છતાં કવિ સંબંધી જોઇતી માહિતી મળી શકતી નથી એ સંતાપકારક છે.

કવિ ગ્નાતે વડોદરાના ચોવીશા[1] બ્રાહ્મણ હતા. ચોવીશા એ નાં-[2] દોરામાંથી ઉત્પન્ન થયા છે. પ્રેમાનંદે પોતે "ચતુર્વિંશી (ચોવીશા) ગ્નાતે બ્રાહ્મણ" એમ ઘણે ઠેકાણે ગાયું છે. તેમના કુળનો ધર્મ શૈવ હશે, પરંતુ તેમનું વલણ વૈષ્ણવી સંપ્રદાય તરફ વિશેષ હતું એમ લાગે છે.

કવિના જન્મ સમય વિષે મતભેદ છે. કવિચરિત્રના લખનાર ડાહ્યાભાઇ પંડિતે "તે આશરે સંવત્ ૧૬૯૨માં જન્મેલો" એમ લખ્યું છે. રા. નવલરામે ને કવિ નર્મદાશંકરે સાલ આપી નથી; પરંતુ કવિ નર્મદાશંકરના એકંદર લખાણથી તેનો જન્મ કેટલાંક વર્ષ મોડો થયો ગણ્યો છે, એમ અનુમાન થાયછે. "દંતકથા છે કે તેણે મોટપણે ગ્રંથ લખવા માંડ્યા હતા, ને ધારીએ કે તેણે પચીશ વર્ષની વયે મામેરૂ લખ્યું." આ પ્રમાણે કવિ નર્મદાશંકર લખેછે, ને મામેરાની સાલ તેમણે ૧૭૩૯ની આપેલી છે, તેથી તે ૧૭૧૪ ના સુમારમાં જન્મ્યો હોય એમ ભાસેછે. પરંતુ કવિ નર્મદાશંકરે ઓખાહરણ-

---

૧ કવિ દલપતરામે "ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ" એમ લખ્યું છે તે સરતચૂક હશે.

૨ કોઇ નાંદોરા ગોરે, પોતાના યજમાન પાસેથી પરણામણનું દાપું માં માગ્યું ન મળવાથી, વરકન્યાને એક મહાદેવના દેવળમાં ગોંધી બહારથી તાળુ માર્યું. બનાવ એવો બન્યો કે દેવળમાં વરને સાપ કરડવાથી તે મરણ પામ્યો. કહેછે કે કન્યાને સત ચઢ્યું, તેથી બારણાં આપોઆપ ઉઘડી ગયાં, ને તે વિકાળ સ્વરૂપે બહાર આવી. એ જોઇ નાંદોરા ગભરાયા, ને તેમાંથી ચોવીશ ગોત્રના બ્રાહ્મણો નાસવા લાગ્યા. કન્યાએ શાપ દીધો કે તમે આ પ્રમાણે અમારા ઉપર જુલમ કર્યો ને તેથી વિનાશ નિપજ્યું, માટે તમારે શિર કાળીટીલી બેઠી; તેથી તમારાં વરકન્યાને કંકુની અર્ચા ન કરતાં મેશની અર્ચા કરવી. તમે ગમે તેવો ઉદ્યમ કરશો તોય તમે ગરીબ રહેશો, અને જેઓ અહીંથી નાશી ગયા છે, તેઓનું કુટુંબ વિસ્તાર પામવાને બદલે ઘટતું જશે. જેઓ હાજર હતા તેમણે આજીજી કરી અનુગ્રહ માગ્યો. બાઇએ કહ્યું, જાઓ મેશને બદલે વરકન્યાને કપાળે કેસરની અર્ચા કરજો, પણ મારૂં વચન પાછું ન ફરે, માટે તેની તળે બાળેલા સોપારીની રાખની બિંદગી કરવી. નાંદોરામાં આજ પણ કોઇ ધનાઢ્ય નથી. અને ચોવીશામાં ઘર દહાડે દહાડે કમી થાય છે. નાંદોરાનું ઉત્પત્તિસ્થાન નાંદોદ છે, અને તેમના કુળદેવ નંદકેશ્વર મહાદેવ જેમાં પેલાં વરકન્યા પુર્યાં હતાં, તે નાંદોદથી આશરે એક ગાઉ જીતનગર નજીક છે. નાંદોરા તથા ચોવીશાની વસ્તી ઘણી ખરી નર્મદા અને મહી વચ્ચે છે. તેઓએ કન્યાના શાપ પછી પોતાનું વતન તજી દીધું, એમ કહેવાય છે.

ની સાલ ૧૭૨૩ ને અભિમન્યુઆખ્યાનની ૧૭૨૭ આપી છે; તો ૯ અને ૧૩ વર્ષની વયે આવાં મોટાં કાવ્ય પ્રેમાનંદે બાંધ્યાં હોય, એ અસંભવિત લાગેછે. વળી પ્રેમાનંદ ચૌદ પંદર વર્ષની ઉમર સુધી તો જડભરત જેવો હતો એમ કવિ નર્મદાશંકર તેમજ રા. નવલરામ જણાવેછે, તો તેથી પણ આ અનુમાન ખરૂં ઠરતું નથી.

મારા ધારવા પ્રમાણે કવિચરિત્રવાળાની સાલ વધારે સંભવિત છે. એનો એક મોટો પુરાવો જૂના ગ્રંથો વાંચતાં મને મળી આવ્યો છે. પ્રેમાનંદના શિષ્ય વીરજી નામે કવિએ સુરેખાહરણ સંવત્ ૧૭૨૦ માં બનાવ્યું છે. ગ્રંથારંભે તે કવિઓની સ્તુતિ કરેછે, તેમાં પ્રેમાનંદનું પણ નામ આપેલું છે. વીરજી લખેછે કે,–

"નમસ્કાર નરસિંહ મેહેતાને, પ્રથમ કરૂં પ્રણામ;
દાસ કબીર નમું ભાવશું, મનમાં (ન) ધરશો રીસ;
વછનાગર ગુણસાગર પ્રણમું, ભાવ ધરીને મન;
સુંદરદાસ પાવન પ્રેમાનંદ, ચિત્ત ના ધરશો ભિન્ન.
મીરાંબાઈ નામદેવ નિશ્ચે, વંદુ તેના ચરણ;
મારી બુદ્ધિમાને વિસ્તારૂં, સુરેખા કેરૂં હરણ."

વીરજી એ પ્રેમાનંદના મુખ્ય ચાર શિષ્યોમાંનો એક હતો. તેણે સંવત ૧૭૨૦ માં જ્યારે પ્રેમાનંદની કવિ તરીકે સ્તુતિ કરી, ત્યારે પ્રેમાનંદ તે સમયે કવિ તરીકે સામાન્ય પ્રખ્યાતિ તો પામેલો હોવોજ જોઇએ. ઓખાહરણ જેવું ઉત્તમ પુસ્તક જેને તેણે ત્રણ વર્ષ પછી રચ્યું હોય, તો તે ૧૭૨૦ માં કવિ તરીકે જાહેરાતમાં આવ્યો હોય, એમાં નવાઇ જેવું નથી. એ વખતે એની ઉમર ઓછામાં ઓછી વીશ વર્ષની ગણીએ તો એનો જન્મ સંવત્ ૧૭૦૦ માં ઠરે.

પ્રેમાનંદનો પિતા તેને છેક બાલ્યાવસ્થામાં નિર્ધન મૂકીને મરી ગયો હોય એમ માલમ પડેછે. અનાથ વિધવા માડી પણ તેને થોડાં વર્ષ વિપત્તિથી ઉછેરીને મરણ પામી હતી એમ જણાયછે. એક ચોવીશા જ્ઞાતિની એંશીએક વર્ષની ડોશીએ વાતચિત કરતાં આ વાતનો ખુલાસો આપ્યો. તેણે કહ્યું પ્રેમાનંદ પૂરૂં બોલતાં પણ નહોતો શીખ્યો (એટલે સુમારે ત્રણ ચાર વર્ષની તેની ઉમર હતી) ત્યારે તેની મા તેને કેડમાં ઘાલીને તુળસીવાડીએ જતી

એ તુળસીવાડી હાલ પણ ફતેહપુરા તરફ છે, અને ત્યાં નૃસિંહજીનાં તુળસી સાથે ધામધૂમથી પ્રતિવર્ષે લગ્ન થાયછે. ત્યાં ટેલટકોરો કરવાથી તેને ખાવાનું મળતું.

તુળસીવાડીમાં એક સિદ્ધ પુરૂષ ઉતર્યા હતા, તેમની એ બાઇ સેવાચાકરી ખરા ભાવથી કરતી. તેથી સિદ્ધે પ્રસન્ન થઇ કહ્યું કે " બાઇ કાલ સવારમાં તું તારા છોકરાને લેઇ મારી પાસે આવજે. સવારમાં વહેલી આવજે " બાઇને જતાં વાર લાગી એટલે સિદ્ધ ચાલતા થયા. સિદ્ધને ન જોવાથી બાઇ ગાભરી બની ગઇ, ને તેમની પાછળ છોકરાને લેઈને દોડી. થોડેક ગયા કેડે સિદ્ધ મળ્યા, એટલે તેમને પગે પડી, રોવા લાગી, અને છોકરાને તેના ચરણ આગળ મૂકી દીધો. સિદ્ધે છોક રાને માથે હાથ ફેરવ્યો, અને એક પાંતરા ઉપર કાંઇ લખી તે છોકરાની જીભે છાપ્યું એટલે જીભ ઉપર લીલા અક્ષર પડ્યા. સિદ્ધે કહ્યું, " જા બાઈ તારો છોકરો ગુજરાતીમાં મોટો[1] કવિ થઇ પ્રખ્યાતિ પામશે. જો તું વહેલી આવી હોત તો તે સંસ્કૃતમાં નામાંકિત કવિ થાત ! " એટલું કહી સિદ્ધપુરૂપ ચાલતા થયા.

---

૧ પ્રેમાનંદને કવિતાશક્તિ કેમ પ્રાપ્ત થઈ, તેને માટે બીજી દંતકથા એવી છે, કે બહુચરાજી (ધીકાંટેથી કામનાથ જતાં આવેછે) માં કોઇ મહાત્મા ઉતર્યા હતા. પ્રેમાનંદ દશ પંદર વર્ષની વય થઇ તો પણ કંઈ ભણ્યો નહોતો અને ગમે ત્યાં રખડતો ફરતો. તે આ મહાત્મા પાસે આવીને ઘણીવાર બેસતો, ને તેમને ચલમો ભરી આપતો, તથા બીજી સેવાચાકરી કરતો. મહાપુરૂષ એની સેવાથી પ્રસન્ન થયા ને બોલ્યા કે, બચ્ચા તું કાલે સવારમાં મારી પાસે આવજે, ભૂલીશ નહિ. બીજે દહાડે પ્રેમાનંદને આવતાં મોડુ થવાથી મહાપુરૂષ ચાલી નિકળ્યા. કવિએ ત્યાં આવી સિદ્ધ કેણી તરફ ગયા તેની તજવીજ કરી, ને જે રસ્તે તે ગયા સાંભળ્યા તે રસ્તે તે દોડ્યો. સિદ્ધને તેણે પકડી પાડ્યા ને તે સાષ્ટાંગ દંડવત્ કરી તેમને પગે પડ્યો. સિદ્ધેશ્વર આપ્યો કે જા બચ્ચા તું ગૂજરાતીમાં મોટો કવિ થઈ ખ્યાતિ મેળવીશ. વહેલો આવ્યો હોત તો તું સંસ્કૃતમાં કવિ થાત. સિદ્ધ એમ કહી ચાલતા થયા. અને પ્રેમાનંદની જીભે તે દિવસથી સરસ્વતીએ વાસ કર્યો. કવિ નર્મદાશંકરે આ વાત ચરિત્રમાં લીધી છે.

ઘણા કવિઓ ને ભકતો વિષે આવી કે બીજી તરેહની અદ્‌ભુત વાતો ચાલે છે. મહાત્માની વચનસિદ્ધિથી તેઓ મહાપદને પામ્યા કે નામાંકિત થયા એમ કહેવાય છે. આ દેશમાં આસ્તિક લોકો આ વાત માને છે. યુરોપી વિદ્યાના સંસ્કારી પૈકી ઘણા આવી વાતોને હસી કાઢે છે. કેટલાક કહે છે કે મોટા પુરૂષ અમુક માણસના ચહેરા ઉપરથી કે વાતચિત ઉપરથી તે કેવો નિવડશે તે અટકળી શકે અને ઘણા અનુભવ તથા તર્કવડે તેમનું ભાખેલું ભવિષ્ય ખરૂં પડે; અથવા એવા

વળી એવું પણ કહેવામાં આવેછે કે રામચરણહરિહર નામે કોઈ સારો વિદ્વાન રામનાથના દેવળમાં ઉતર્યો હતો. પ્રેમાનંદ તે વખતે આશરે ચૌદ પંદર વર્ષની ઉમરનો હોઈને તેની પાસે જતો આવતો હતો. સાધુએ એની બુદ્ધિની ચંચળતા જોઇને તેને પોતાની સાથે આવવા કહ્યું, તે ઉપરથી તે પોતાના ઘરનાંને કહ્યા શિવાય તેની સાથે ગયો. તેની સાથે કેટલાંક વર્ષ તે ફર્યો તે અરસામાં સારો વ્યુત્પન્ન કવિ થયો હોય એમ અમને લાગેછે. કવિના પુત્ર વલ્લભે પ્રેમાનંદકથામાં આ વાત વર્ણવી છે એટલે તે સપ્રમાણ ગણવી જોઇએ. રામચરણ ગુરૂની સાથે પ્રેમાનંદે પૃથ્વી પ્રદક્ષિણા (હિંદુસ્તાનની) કરી હતી. એથી તેમને જોવા નિહાળવાનું ને જાણવાનું ઘણું મળ્યું હશે. વિદ્વાન ગુરૂના સંગથી તેમને સારૂં જ્ઞાન પ્રાપ્ત થયું હશે. જૂદા જૂદા પ્રદેશની પ્રાકૃત ભાષાઓમાં કવિતા કેવા પ્રકારની ને કેવી ખૂબીની છે તે તેમના જોવામાં આવ્યું હશે. પ્રાકૃત ભાષાઓ પૈકી હિંદુસ્તાની એ વખતે કવિતાની બાબતમાં પંકાતી હતી એટલે સંસ્કૃતથી બીજે નંબરે એ ભાષા હતી. બહુ કરીને ઉત્તર હિંદુસ્તાનના પ્રાકૃત કવિઓ કવિતાને માટે હિંદીભાષા પસંદ કરતા; કેમકે બીજી પ્રાકૃત ભાષામાં કવિતા કરવાથી તેમની ખ્યાતિ થતી નહિ. કવિતાની બાબતમાં હિંદુસ્તાની ભાષા વધારે ખેડાયલી હોવાથી તેમાં કવિતા કરવાની સુગમતા પણ વિશેષ હતી. લોકોના સામાન્ય મત પ્રમાણે પ્રેમાનંદે પણ પ્રથમ હિંદુસ્તાનીમાં કવિતા કરવા માંડી અને તેમાં સુંદરદાસનું અનુકરણ કર્યું એમ વલ્લભ જણાવે છે. એકવાર ગુરૂ રામચરણ ફરતા ફરતા વડોદરે આવ્યા ત્યારે તેમને કવિએ હિંદુસ્તાનીમાં કરેલી કવિતા બતાવી એથી ગુરૂ નારાજ થયા. ગુરૂ પૂર્વાશ્રમમાં પાટણ તરફના નાગર હતા તેથી તેમણે કહ્યું કે આપણી ગૂજરાતી ભાષાનું અભિમાન રાખી પૂર્વે જૈન લોકોએ ઘણા ગ્રંથ ગુર્જર ભાષામાં બાંધ્યા છે; પરંતુ કોઇ બીજી જાતિનો એવો કવિ નથી થયો કે, જેણે ગૂજરાતીને બીજી ભાષાઓના જેવી સુંદર

---

મોટા પુરૂષ જેમના ઉપર સામાનો ઘણો મોટો ભાવ હોય, તેમના વચનની અસર તેને થાય અને તે કારણથી મહાપુરૂષનું ભવિષ્ય અથવા વચનસિદ્ધિ ખરૂં પડે; એમાં દૈવી કાંઇ નથી. ગમે તે કારણ હશે, તો પણ જો તે પ્રમાણે બન્યું, તો વચનસિદ્ધિને દૈવી કે ચમત્કારી ગણવી જોઇએ, અથવા કારણ કરીને તેની સત્યતા કે મહત્તાઇમાં ન્યૂનતા દેખાડી આસ્થા કમી કરવી એ ઠીક નથી, એમ કેટલાક કહે છે; કેમકે આસ્થા મોટી ચીજ છે.

કવિતાવડે વિભૂષિત કરી હોય. મને આશા હતી કે તું આ ખોટ પૂરી પાડીશ, પરંતુ તું પણ બીજાઓની માફક હિંદી કવિ બની ગયો તેથી મને ખેદ થાય છે. ગુરૂનાં વચનથી કવિને એટલી અસર થઇ કે તેમણે તેજ વખતથી આખડી લીધી કે જ્યાં સુધી સર્વ ભાષાઓના જેવી ગૂજરાતી ભાષા કવિતા રૂપી અલંકારવડે શણગારાય નહિ ત્યાં સુધી મારે પાઘડી પેહેરવી નહિ ! આ પણ તેમણે ઠેઠ સુધી પાળ્યું અને મરતા સુધી પાઘડી પેહેરીજ નહિ ! કેવો ટેક ! કેવું દેશાભિમાન !!

પોતાની ઈચ્છા પરિપૂર્ણ કરવા માટે તેમણે કવિતાના કામની આ પ્રમાણે વેહેંચણી કરી. સંસ્કૃત અને પ્રાકૃત સર્વ ભાષાઓની ખૂબીઓ આવે એવી કવિતા કરવાનું પોતે માથે રાખ્યું. પોતાના ચાર મુખ્ય શિષ્યો હતા તે-માંથી પોતાના પુત્ર વલ્લભને હિંદીની ધાટીપર કવિતા કરવાનું કામ સોંપ્યું. એ વલ્લભે નવે રસપર જૂદા જાદા નવ ગ્રંથ લખ્યા છે તથા અલંકાર શાસ્ત્ર અને પિંગળ પણ રચ્યું છે. એ શિવાય હિંદી જેવા સાહિત્યના ને બીજા છૂટા ગ્રંથ તેણે ઘણા બાંધ્યા છે, પરંતુ તેમાંના ઘણાક અધુરા રહી ગયા છે. વલ્લભ સ્વભાવે બહુ ઉન્મત અને સ્વચ્છંદી હતો. તેની કવિતાનો નમુનો નીચે આપ્યો છે તેથી હિંદી કવિતાનું વલણ તેણે કેવું પકડ્યું છે તે જાણવામાં આવશે.

વલ્લભે લખેલા દુઃશાસન રૂધિરપાનાખ્યાનમાં તે કૃષ્ણના વિચારનો પ્રસંગ વર્ણવતાં લખે છે કે,—

## સવૈયા.

" તેહતણા તનમાં મનમાં રહિ, શોચનમાં રણમાં ઘનમાં શું ?
જેહતણા જનમાં ધનમાં નહિ, મોચનમાં ક્ષણમાં વનમાં શું ?.
દહુ બચે ઉનમાં ગનમાં રહિ, લોચનમાં ઉણમાં અનમાં શું ?
ખેહન જોબનમાં હનમાં સહિ, રોચનમાં ધુણમાં ધનમાં શું ? "

વળી ભીમની પ્રતિજ્ઞા વર્ણવતાં તે લખે છે કે,—

## મનહર.

" એમ ક્રોધકા મળીને, ક્ષેમ રોધકા વિચારે,
આવી શોધકા ઉચારે, સુણો શંખ ગર્જતા;
ભીમ મહાબાહુ એતો, કૃષ્ણાના સરાહુ કાજ, "

આવી ઉજાહુમાં કીધ, પ્રતિજ્ઞા તો તર્જતા;
ભાવી ભગવંત મને, લાવી બળવંત તને,
હર્પી કળવંત કે'તા, ધન્ય તા'રો સર્જતા;
કવિ વલ્લભ પ્રતાપ, ભીમ દુલ્લભ અમાપ,
દહે સુલ્લભ પ્રલાપ, કવિ શૂર વર્જતા."

વળી સંસ્કૃતાદિમાંથી ગ્રંથનો વિષય લેઈ તેનું નામ આપવા વિષે પોતાના પિતા પ્રેમાનંદનો વિચાર નાપસંદ કરી તે લખે છે કે,–

શુક્રસાર નીતિ ગ્રંથમાંહી ઉપદેશ કથ્યો,
અમો માનું તેહ બાપ, મનમાન્યું કો બકો;
ચોરી કરી ચોર થાઓ, અન્યને કે' આપ થાઓ,
બાપ કે'છે ચોરી કરો, બાપ જાણો તે છકયો;
આ તો કે'છે ચોરી કરો, ચોરે બેશી ચોર થાઓ,
વહા વહા ભલા ! તમે, ન્યાય રે'શે એ ટકયો ! !
અન્યાય ન થાય થાય, જીવ ભલે જાય જાય,
કવીશ્વર વલ્લભ તો, શાહના સજે હકો !"

બીજો શિષ્ય રત્નેશ્વર મેઘજી ડભોઇનો રહેવાશી હતો. તેને મરાઠી જેવી કવિતા કરવાનું કામ સુપરત થયું હતું. તેણે રામાયણ, મહાભારત, અશ્વમેધ, સંસ્કૃત મહાકાવ્યોનાં ભાષાન્તર અને એવા બીજા ગ્રંથ રચ્યા છે; તેમાં તુકારામઆદિ મરાઠી કવિઓની ધાટી પકડી છે. વળી મોરોપંતના જેવી આર્યાઓ પણ તેણે ઘણી કરી છે. જો કદાચ અમારા ગ્રાહકોને વખત આવ્યે અમે બતાવવાને શકિતમાન થઇ શકીશું.

ત્રીજા શિષ્ય વીરજીને ઉર્દૂ, ફારશી, વગેરે ભાષાઓમાં જેવી ઉટંગ વાતો લખાય છે તેવી વાતો કવિતાબદ્ધ લખવાનું કામ સોંપ્યું હતું. એ સમયે આવી વાતો લખવામાં મહાકવિ શામળ ભટ્ટ પ્રખ્યાતિ પામ્યા હતા, તેમની સાથે વીરજીને ટક્કર લેવાની હતી. એ બન્ને વચ્ચે વાદ ચાલતો હતો. શામળની સાથે સરત થઇ હતી તેની રૂએ વીરજીએ સુરેખાહરણની કલ્પિત વાત જોડી, પરંતુ તેમાં તેણે હાર ખાધી, તેથી તેણે કાકુરાજકથા, કામાવતીકથા; વગેરે બીજી આઠ કથાઓ જોડી. શામળ સાથેના વાદમાં વીરજીએ હાર ખાધી તેથી

વલ્લભ તેના ઉપર બહુ ચીડાયો હતો. તેણે વીરજીની ઘણી ઠેકડી કરી છે. કામાવતીની કથામાં વીરજીએ પ્રસંગાનુસાર શામળના જેવી સમશાઓ દાખલ કરી છે, જેમાંની નમુના માટે અહીં થોડીક આપી છેઃ—

## દોહરા.

"ચાર પાંખ ને એક ફળ, ફળ ખાધે મરી જાત;
નારી વિના ચાલે નહિ, તે મુજ દાખવ કાન્ત."

ઉત્તર–તીર.

"એક ફળ દો લોયણાં, (અને) તે મુખ મોટા દંત;
મસ્તક પે તો પૂછડું, તે મુજ દાખવ કંત."

ઉત્તર–વાંશી.

"બે મુખ છે એક નારને, બે નર તેહ ચસંત;
બે નરને બંધન કરે, તે મુજ દાખવ કંત."

ઉત્તર–ચોળી.

"પાણી પીતી દુબળી, તરશે માતી હોય;
કુટુંબ કલહ કરી આવતી, કંથ વિમાશી જોય."

ઉત્તર–છાશ.

ચોથો શિષ્ય સુંદર ધનદાસ કરીને હતો તેણે સંસ્કૃતની પૈરાણિક ઘાટીની કવિતા કરવાનું કામ માથે રાખ્યું હતું. પ્રેમાનંદના મરણ પછી અધુરો રહી ગએલો દશમસ્કંધ પૂરો કરનાર એ સુંદરદાસ હતો. ચારે શિષ્યોમાં સુંદરદાસ સહુથી ઉતરતો છતાં દશમ જેવા ઉત્તમ કાવ્યને પૂરૂં કરવાનું કામ પ્રેમાનંદે તેને કેમ સોંપ્યું, તે વિષે એવું જાણવામાં આવ્યું છે કે કવિએ મરતી વખતે પોતાના ચારે શિષ્યોને નમુના દાખલ દશમની થોડીક આગલી કવિતા કરી લાવવા કહ્યું. વલ્લભ વગેરે ત્રણ શિષ્યોએ સારી કવિતા કરી; પરંતુ દરેકે કડવાને છેડે પોતાને કવિ કે કવીશ્વર એવું પદ આપ્યું, તેથી પ્રેમાનંદને ચીડ ચઢી. સુંદરે તેમ કર્યું નહોતું તેથી તેના પર ખુશ થયા, અને દશમ પૂરો કરવાની તેને પરવાનગી આપી. અને પછી આખ્યાન કર્ત્તા તરીકે તેનું નામ દાખલ કરવાને તેને આજ્ઞા કરી. પ્રેમાનંદને કોઈ કવિ કહે તો તેમને બહુ માઠું લાગતું. પોતે ભટને નામેજ ઓળખાવા રાજી હતા; તેમણે પોતાના ગ્રંથોમાં કોઇ ઠેકાણે કવિ એવું વિશેષણ પોતાને લગાડયું હોય એવું બહુધા

જોવામાં આવતું નથી, એ પરથી એ વાતને ટેકો મળે છે. આવા સાદા અને સભ્ય ગૃહસ્થને પોતાના શિષ્યો કવિપદ ધારણ કરે તેથી રીસ ચઢે એમાં શું આશ્ચર્ય!

કવિએ પોતાને માથે રાખેલું વિકટ કામ કેવી રીતે પાર પાડ્યું છે, તે તેમના ગ્રંથોજ કહી આપેછે, એટલે એ વિષે વધારે લખવાની જરૂર નથી. સર્વ ભાષાની ખૂબીઓ લાવવામાં તેમણે કેટલો પ્રયત્ન કર્યો છે તેની વિશેષ પ્રતીતિ દ્રૌપદીહરણથી વાંચનારને થયા વગર રહેશે નહિ. જે મહાકાવ્યો હવે પછી પ્રકટ થવાનાં છે તે એથી પણ વધારે ખાત્રી કરી આપશે.

માતાના ગુજર્યા પછી કેટલીક મુદત તેને મારીનું ઘર સેવવું પડયું હોય એમ જણાયછે. એણે કિશોર અવસ્થા કેવી રીતે માસીને ત્યાં કાઢી, ને તરૂણાવસ્થામાં પેહેલાં ઉદ્ધત વર્ષોમાં શું કર્યું તે બરાબર જાણવામાં આવ્યું નથી. ચોવીશો ડોશી એમ કહેછે, કે તે એ અવસ્થામાં ફરતો ફરતો, ને બાયડીઓને જોડકણાં તથા ગીત જોડી આપતો. એનાં ગીત રૈખણવામાં ગવાયછે, એમ કવિ નર્મદાશંકર લખેછે; પરંતુ એનાં જોડકણાં કે ગીત કયાં તે કોઈ બતાવી શકતું નથી. સદર ડોશીના બાપ કવિ પ્રેમાનંદના વખતમાં હતા, ને તેમને મોંઢેથી તેણીએ કેટલીક વાતો કવિ વિષે સાંભળેલી, એમ તે કહેછે; પણ કવિનાં બનાવેલાં કોઇ જોડકણાં કે ગીત તેના જાણવામાં નથી. કવિની શરૂઆત ઘણી ખરી પ્રથમ આમજ થાયછે, એટલે તે કંઇ સેહેલી છૂટક કવિતા પ્રથમ બનાવે છે. ડોશી જણાવે છે કે કવિનાં જોડકણાં બાયડીઓને બહુ પ્રિય લાગતાં. કવિ નર્મદાશંકર લખેછે તેમ ચૌદ પંદર વર્ષની વયે તે છેક" મૂખને જડભરત" નહિ હશે એમ મને લાગેછે.

આ મહાકવિએ ગુજરાતીમાં કાવ્ય પુસ્તક રચવાનું કામ ક્યારથી ને કેવી રીતે શરૂ કર્યું તે વિષે દંતકથા એવી છે, કે તે પ્રથમ સંસ્કૃતમાં કથા કરી પોતાનું ગુજરાન ચલાવતા. એક વાર મેહેતાપોળ (સરકારવાડા પાસે) નજીક તેમણે કથા શરૂ કરી. એ જગાએ હમેશ કોઈ બીજો શાસ્ત્રી બેસતો હશે, તેણે આવી પ્રેમાનંદ સાથે વઢવા માંડ્યું. તકરાર ઘણી થઇ ત્યારે પ્રેમાનંદે ચીડાઇને કહ્યું, ઠીકછે, આજથી હું સંસ્કૃતમાં કથા ન કરવાનું પણ લેઉંછું, ને હવેથી પ્રાકૃત એવી કથા જોડું કે તમારી સંસ્કૃત કથા ઉપરથી લોકોની રૂચિ ઉઠી જાય, ને તમારા રોજગાર ઉપર પાણી ફરે. ઘેર જઇ તેણે તે દિવસથી પ્રાકૃત કાવ્ય શરૂ કરી. કોઇ કહે છે કે પ્રથમ તેણે દશમસ્કંધ અથવા તેમાંનાં

છૂટક આખ્યાન શરૂ કર્યાં. તેની વાણીમાં તો ખામી નહિજ. વળી તેની સમજાય એવી રસીલી પ્રાકૃત ભાષાથી લોકો મોહિત થાય એમાં શું આશ્ચર્ય? કોઇવાર આવાં નજીવાં કારણથી પણ માણસનું વલણ ફરી જાય છે; તે પ્રમાણે જો પ્રેમાનંદને થયું હોય, તો " તે સમયે સંસ્કૃત કાવ્યને માન છતાં પ્રાકૃત કાવ્ય તેણે પસંદ શામાટે કરી " તેનું કારણ માલમ પડે છે, અને સંસ્કૃત જ્ઞાન તેને ઓછું હશે એ દોષ વાજબી જણાતો નથી. વળી સિદ્ધનું વાયક યાદ રાખી તેણે તેને માન કાં ન આપ્યું હોય?

કવિએ પ્રથમ ગ્રંથ કયો પ્રકટ કર્યો તે માલમ પડતું નથી. પ્રથમ ગ્રંથ માલમ પડે, તો તે પહેલાં કવિની શક્તિ કેટલી હશે, અને આગળ કેટલી વધી, તેની તુલના થઇ શકે. કવિ દલપત દુર્લભે મૃદાલશા છપાવ્યું ત્યારે તેઓ એમ કહેતા, કે એ આખ્યાન પ્રેમાનંદનું પ્રથમ પુસ્તક છે; પરંતુ એ પેહેલાં અભિમન્યુઆખ્યાન ને ચંદ્રહાસઆખ્યાન બનાવ્યાં હોય, એમ જણાયછે. કવિ નર્મદાશંકરે ઓખાહરણની સાલ ૧૭૨૩ આપી છે, પણ એ વિષે અનેક કારણથી શંકા રહેછે. ઘણી પ્રતોમાં ઓખાહરણની સાલ લખી નથી. આખ્યાનને છેડે કેટલાંક કડવાં પાછળથી વધારવામાં આવ્યાં છે. ડભોઇના દયારામે તેમાં ઉમેરો કર્યાનું જાણવામાં આવ્યું છે. પ્રેમાનંદના ગ્રંથોમાં ઓખાહરણ, જો સર્વોત્તમ નહિ તો એક ઉત્તમ પુસ્તક છે, અને તે જો તેણે પ્રથમજ પ્રકટ કર્યું હોય, તો કવિ તરીકે કલમ ઝાલતાં અગાઉ તેણે સારૂં જ્ઞાન, અનુભવ, ને કાવ્યકળા સંપાદન કરેલાં હોવાં જોઇએ. એ નિઃસંદેહ છે.

કવિ નર્મદાશંકરે પ્રેમાનંદના ચરિત્રમાં તેનાં કેટલાંક પુસ્તકનાં નામ ને સાલો આપી છે. સાલો વિષે તેઓ કહેછે તે યથાર્થ છે, કે અનેક પ્રતોની સંમતિથીજ તે ખરી ઠરે. દાખલા તરીકે નરસિંહ મેહેતાની હુંડીની સાલ એમણે ૧૭૩૦ આપીછે. મને ૧૮૫૪ ને ૧૮૯૯ માં લખેલી પ્રતો મળી તેમાં ૧૭૩૩ અને ૧૭૫૪ અનુક્રમે છે. જ્યાં આટલો બધો તફાવત છે, ત્યાં વર્ષને અનુસારે કવિની કાવ્યશક્તિ વિષે તુલના બાંધવી અયોગ્ય છે. નળાખ્યાનની સાલ નર્મદાશંકરે તેમજ કવિચરિત્રવાળાએ ૧૭૭૬ ની આપી છે, પણ મારી પાસેની એક પ્રતમાં ૧૭૪૨ ને બીજીમાં ૧૭૭૩ છે. સુદામાચરિત્રનું વર્ષ ૧૭૩૮ કવિ નર્મદાશંકર આપેછે. કાવ્યદોહનમાં ને કવિચરિત્રમાં ૧૭૦૫ ની સાલ છે. કવિચરિત્રવાળાએ કાવ્યદોહનમાંથી લીધું હશે એમ અનુમાન થાય છે, અને કાવ્યદોહનની સાલ ખરી હોય એમ લાગતું નથી. મામેરાની સાલ કવિ નર્મદાશંકરે તથા રા. નવલરામે ૧૭૩૯ આપી છે. મારી પાસે ૧૮૪૦ ની પ્રત

છે તેમાં ૧૭૩૨ છે. પ્રત ઉતારનાર લેખકોએ ન બેસવાથી કે મનસ્વીપણે ગમે-તેમ આંકડા ફેરવી નાખ્યા હશે, એમાં શક નથી.

પ્રેમાનંદે કયા કયા અને કેટલા ગ્રંથો બનાવ્યા છે તે હજી નક્કી જાણવામાં આવ્યું નથી. કવિ નર્મદાશંકરે તેર નામ આપ્યાં છે તે આ પ્રમાણેઃ—

| | |
|---|---|
| ૧ ઓખાહરણ. | ૨ અભિમન્યુઆખ્યાન. |
| ૩ મૃદાલશાઆખ્યાન. | ૪ હુંડી. |
| ૫ હારમાળા. | ૬ સુદામાચરિત્ર. |
| ૭ મોસાળું. (મામેરૂં) | ૮ રણયજ્ઞ. |
| ૯ નળાખ્યાન. | ૧૦ ભાગવત દશમસ્કંધના ૫૨ અધ્યાય. |
| ૧૧ રૂક્મિણીહરણ. | ૧૨ વિવેકવણજારો. |
| ૧૩ દાણલીલા. | |

રા. નવલરામે સટીક મામેરૂં છપાવ્યું છે તેની શરૂઆતમાં આપેલા કવિચરિત્રમાં ૨૩ નામની ટીપ આપી છે. જે અગિયાર ગ્રંથોનાં નવાં નામ એમાં છે તે નીચેપ્રમાણેઃ—

| | |
|---|---|
| ૧ વામનચરિત્ર. | ૨ પ્રલ્હાદઆખ્યાન. |
| ૩ સુધન્વાઆખ્યાન. | ૪ નૃસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ. |
| ૫ ડાંગવઆખ્યાન. * | ૬ સંપૂર્ણ ભાગવત. * |
| ૭ રામાયણ. * | ૮ મહાભારત. * |
| ૯ રેવાઆખ્યાન. * | ૧૦ અશ્વમેધ. * |
| ૧૧ વલ્લભઝઘડો. * | |

પરંતુ એમાંના * નિશાનીવાળા સાત ગ્રંથ રા. નવલરામના જોવામાં આવ્યા નથી; તેમજ તજવીજ કર્યા છતાં તેમાંના ઘણાકનો પત્તો હજી મને મળ્યો નથી. જો રામાયણ, મહાભારત, અશ્વમેધ ને ભાગવત જેવાં મોટાં પુસ્તક તેમણે રચ્યાં હોય તો તે છેક અજાણ્યાં રહેવાનો સંભવ નથી; તેમ તેજ ગ્રંથો પાછળથી તેમના શિષ્ય રત્નેશ્વર રચે પણ નહિ. ભાગવતમાંનો દશમસ્કંધ પ્રેમાનંદે રચ્યો એ વાત મશહૂર છે. તે પૂરો કરતા અગાઉ તેમનો કાળ થયો, એટલે ભાગવતના બાકીના સ્કંધ તેમણે રચ્યા નહિજ હોય એમ સાબિત થાય છે; પરંતુ ભાગવતના પેહેલેથી દશસ્કંધ તેમણે કર્યા હશે એમ કેટલાંક કારણથી માલમ પડે છે. પ્રાચીનકાવ્ય ત્રિમાસિક ચોપાન્યામાં ભાગવતનો સપ્તમસ્કંધ અને વામનકથા છપાઈ ગયાં છે. સપ્તમસ્કંધ છપાવત

અગાઉ એવી ખબર મળી કે પ્રેમાનંદે પ્રલ્હાદઆખ્યાન રચેલું છે. પ્રલ્હાદ-આખ્યાનની લખેલી એ પ્રત અમને મળી. તેની શરૂઆતમાં લખ્યું છે કે " अथश्रीभागवतसप्तमस्कंधेप्रल्हादचरित्रंलिख्यते. " આથી કોઇ પણ ધારે કે કવિએ માત્ર પ્રલ્હાદકથાજ વર્ણવી હશે; પરંતુ એ ચાર લીટી વાંચતાંજ એ ધારણા ફેરવવી પડે છે. કેમકે ઢાળની બીજી લીટીમાંજ કવિ લખે છે કે " ષષ્ટમસ્કંધ પૂરણ થયો, હવે કહું સપ્તમસ્કંધ " આથી તથા એ ગ્રંથ પૂરો વાંચી જોતાં ખાતરી થાયછે કે તેમણે આખો સાતમો સ્કંધ વર્ણવ્યો છે. વળી એજ લીટી દર્શાવેછે કે કવિએ છઠ્ઠોસ્કંધ પણ કરેલો હશે. કોઇ એવી શંકા કરે કે કદી સપ્તમસ્કંધનું ભાષાંતર આપવા જતાં તેમણે મૂળમાંનાજ શબ્દો લીધા હોય; પરંતુ મૂળમાં એવું વાક્ય છેજ નહિ. વામનકથાપરે કવિએ આઠમો સ્કંધ કર્યો હશે એવી પ્રતીતિ થાય છે. આઠમાસ્કંધમાં પંદરથી બાવીસમા અધ્યાય સુધી વામનકથા ચાલે છે. ગ્રંથને છેડે કવિ જણાવેછે કે " અષ્ટમસ્કંધ હજી પૂરણ કરવો, સંક્ષેપે કથા વખાણી " એથી માલમ પડે છે કે કવિએ આઠમોસ્કંધ પૂરો કર્યો હશે અથવા એ સ્કંધ આખો વર્ણવવાને ઇરાદેજ વામનકથા લીધેલી હશે.

ઉપર જણાવેલા ગ્રંથો શિવાય અમારા તરફથી નીચે આપેલા ગ્રંથો પ્રકટ થઇ ચૂક્યાછે:—

| | |
|---|---|
| ૧ ચંદ્રહાસ. | ૨ લક્ષ્મણાહરણ. |
| ૩ ઋષ્યશૃંગઆખ્યાન. | ૪ વામનકથા. |

આ શિવાય બીજા કેટલાક અપ્રસિદ્ધ ગ્રંથો અમારે હાથ લાગ્યા છે, અને હજી ખોળ કરતાં બીજા વધારે ગ્રંથો મળી આવવાનો સંભવ છે. આથી કવિએ રચેલા ગ્રંથોની સંખ્યા ઘણી મોટી છે એમ વાંચનારને માલમ પડશે.

આટલા બધા ગ્રંથો કવિએ શી રીતે લખ્યા હશે ? તેમણે કવિતાનું કામ નાની વયથી આરંભ્યું. તેમણે દીર્ઘાયુષ્ય ભોગવ્યું હતું, અને મરણપર્યંત એ કામ ચાલું રાખ્યું હતું, તેથી તેમણે લાંબી મુદત એટલે સુમારે ૭૦-૮૦ વર્ષ સુધી કવિતા કરી એમ માલમ પડે છે. વલ્લભના કહેવા પ્રમાણે તે કોઇ જાતનો ઉદ્યમ રોજગાર કરતા નહોતા, અગર કરતા હશે, તોપણ તેમાં ઘણો વખત રોકાય એવો તે નહિ હશે; એટલે તેમને કવિતા કરવાને પુષ્કળ અવકાશ મળતો હશે. વળી સમર્થ લખનારા બહુ ત્વરાવાળા હોય છે, એટલે તેઓ થોડા વખતમાં ઘણું કામ કરી શકે છે. અંગ્રેજી મહાન્ ગ્રંથકાર જોનસને પોતાની માતુશ્રીના કારજ અર્થે રૂપિયા મેળવવાસારૂ રાસેલાસ નામનું ગ-

ઘાતમક ઉત્તમ પુસ્તક સાત રાતોમાં લખી કાઢયું હતું. પ્રેમાનંદ પણ તેના જેવા કે તેથી વધારે અસાધારણ માલમ પડે છે. દ્રૌપદીહરણ તેમણે એક અઠવાડિયામાં પૂરૂં કર્યું હતું. કવિતા અને તે પણ છંદબદ્ધ, સાહિત્ય શાસ્ત્રોના નિયમોને અનુસરીને એટલે અર્થાલંકાર ને શબ્દાલંકારથી છલકાઇ જતી, કાવ્યચાતુરી દર્શાવતી ને રસમય એક અઠવાડિયામાં લખી કાઢવી એ કામ સામાન્ય શકિતના માણસથી નહિ બની શકે એવું છે. ઉતાવળના કારણથી અને અઘરાં અક્ષરમેળ વૃત્તોમાં કવિતાની અનેક ખુબીઓ લાવવાનો યત્ન કરવાથી શબ્દની ખેંચ કરવી પડી હોય, કે હમેશની સરળતા તજી ભાષા કઠિન ને કોઈ કોઈ ઠામે તાણીતુસી માલમ પડતી હોય તો તે દરગુજર કરવા સરખું છે. વલ્લભ જણાવે છે કે નૃસિંહમેહેતાના પુત્ર શામળનો મોટો વિવાહ કવિએ બે દિવસમાં પૂરો કર્યો હતો ! એ વિવાહ એક મોટું પુસ્તક છે, તેમાં કવિએ ભાષાની સરળતા પોતાનાં બીજાં પુસ્તકોની માફક જાળવી છે, અને તેમાં ઉંચી પ્રતિનો હાસ્યરસ પ્રાધાન્ય છે ( હાસ્યરસ પ્રાધાન્ય રાખી મોટું પુસ્તક કવિતામાં રચવું એ કામ સહેલું નથી ). આથી કવિની ઉમદા શકિતની તુલના વાંચનાર કરી શકશે.

પણ તેની ચમત્કારી શક્તિની વિશેષ પ્રતીતિ લક્ષ્મણાહરણથી થાય છે. લક્ષ્મણાહરણ કેવી રીતે, શા કારણથી લખ્યું તે બાબતનો ઇસારો કવિએ પોતેજ પુસ્તકને છેડે કર્યો છે; પરંતુ તેના વિશેષ ખુલાસામાટે તજવીજ કરતાં દંતકથા એવી ચાલતી જણાઇ કે કવિને તેના કેટલાક મિત્રો સાથે હોડ પડવાથી તેમણે એ ગ્રંથ બનાવ્યો હતો. પાસે બેઠેલી મંડળીમાંથી એક જણે કહ્યું, " કવિ તમે એક આખું પુસ્તક હું અઢી ઘડીમાં વાંચી રહું એટલું એક દિવસમાં રચો ત્યારે ખરા." કવિ બોલ્યા, "કદી એક દિવસમાં એવું પુસ્તક રચી આપું તો તમે શી સરત બકો છો ? જો એ પ્રમાણે થઇ શકે તો તમે વાડીની ( જિયાં મહમદની વાડી જે વડોદરાનો એક મોટો ભાગ છે તેની ) ચોરાશી (કોઇ કહે છે કે અમુક બ્રાહ્મણની સંખ્યા) જમાડશો ? " બોલનારે કહ્યું, " હા, જો તમે એવો આખો ગ્રંથ કવિતાબદ્ધ એક દિવસમાં કરી શકો તો મારે ચોરાશી જમાડવી." કવિએ પાનનું બીડું ઝડપ્યું અને પોતે એક દિવસમાં લક્ષ્મણાહરણ ઘસડી કાઢયું ! ધ્યાનમાં રાખવું જોઇએ કે આ પુસ્તક તેમણે ૧૭૨૦ની સાલમાં એટલે નાની વયે કરેલું છે અને એ વખતે તેઓ એક વર્ષથી રોગે પીડાતા હતા. આ વિષે વલ્લભ પ્રેમાનંદકથામાં નીચે પ્રમાણે લખેછે:—

## રાગ દેશાખ.

"પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર રે, એક દિન બેઠા મિત્રની સાથ;
વાદાવાદિએ આવ્યા રે, મમ ચૂડામણિ કવિનાથ.
માયા મમ માધવ મિત્રે રે, કહ્યું થઇ ગર્વિષ્ટ;
અઢી ઘડીમાં વાંચુ એવો રે, એક દિયે ગ્રંથ કરો વરિષ્ટ.
કૃષ્ણ-સુત પણ પરમાનંદ રે, બોલ્યા મધુરી વાણી;
કો' તેમ થાયે કેમ કરશો રે, બોલ્યા, અચળાચળ પ્રમાણી.
કર્યો કોલકરાર પાળો રે, માંહી ન કંઈ આવે આડું;
માધવ મોટો મહીપતશો રે, કે' અસંખ્ય વિપ્ર જમાડું.
મસ્તક-મણિ મમ માંદા રે, એક વર્ષથી કવિમણિ જેહ;
તોયે તારૂણ્યતાએ તેડી રે, તર્ક તુરીએ ચઢાવ્યા એહ.
કહ્યું કથન નવ પાળે રે, નારકી થાય નિઃસંદેહ;
તેથી લક્ષ્મણ-બંધુ સમરી રે, લક્ષ્માણાહરણમાં જોડી દેહ.
અશક્ત રક્ત સઘળું રે, દયાળ થયા મહાદુઃખી;
(પણ) વીરરસનો વારિધિભરિયો રે, મૂર્ખ પામર શું કહું મુખી.
અશક્ત માટ અટવાયા રે, સપ્ત ઘણું કરે કામ;
દ્વય દિવસે વિવા' લખિઓ રે, નાગર નટવરનાં જેમાં નામ.
પછે શું આવામાં કથવું રે, જે કવિરાજ મહારાજ ધિરાજ;
જેણે ઘૃત સરિતા ચલવી રે, પ્રભુએ બાંધી સાકર પાજ."

લક્ષ્મણાહરણ પોતે એક દિવસમાં લખ્યું ખરૂં, પણ ઉતાવળના ને અશક્તિના કારણથી તેમાં પોતે ધારે તેવી ખૂબી આવી શકી નહિ; તેથી તેને બાળી નાખવાનો તેમનો વિચાર હતો, પણ મિત્રોને તે પસંદ પડવાથી તથા તેમના અત્યાગ્રહથીજ તે તેમણે રહેવા દીધું. પોતાને એથી કેવો પસ્તાવો થયો અને પોતે ઉત્તમ કવિતા વિષે કેવા વિચાર ધરાવતા હતા તે તેમનાં પોતાનાં વાક્યથીજ જણાઇ આવશેઃ—

"સાત દિવસ કથા થઇ, હસ્તિનાપુર જ્યાંય રે;
પ્રાકૃત કથા વીરક્ષેત્રમાં, કરી (પ્રેમાનંદે) એક દિવસ માંય રે.
*        *        *
મિત્ર રીઝાવા કારણે, વળી વાડવ મોદક સારૂં રે!
આખ્યાન લખી ઉદાશ થયો, તન તૃપ્ત થયું નહિ મારૂં રે.
અઢી ઘડીમાં વાંચે એટલું, એક દિવસમાં કરવું રે;
આવો મમત કરતા રખે, એથી રૂડું મરવું રે!
મન ધાર્યું ગ્રંથ નાશ કરવા, ત્યારે મિત્રે વાર્યો રે;
રસ અલંકાર કંઈ ન જાણું, તેણે ગ્રંથ ઉત્તમ ધાર્યો રે.
મન મનાવા તેહનું, હાથ લજામણું રાખ્યો રે;
કરગરી કવિઓને કહું છું, દોષ રખે કોઈ ભાખો રે.
*        *        *
પ્રેમાનંદે પૂર્ણ પ્રયાસે, સત્તરસેં વીશમાં કર્યો ગ્રંથ રે;
શરદ પુર્ણિમાની શર્વરિયે, પૂર્ણ કીધો પદબંધ રે.

ખૂબી એ છે કે એ ગ્રંથ મેં ઘડિયાળ મૂકી વાંચી જોયો તો મને લગભગ એક કલાક એટલે અઢી ઘડી લાગી! હોડ પૂરી કરવા માટે અઢી ઘડીનું પ્રમાણ જાળવવા કવિએ કેટલી સાવચેતી રાખી હશે! ઇશ્વર પ્રણિત લખનારા સમર્થજ હોય છે. નૃસિંહ મેહતા. દયારામ, સુરદાસ, અને તુકારામે સવા લાખ પદ કર્યાં કહેવાય છે. દરેક પદ નિદાન ચાર કડીનું ગણીએ તો દરેકનો એક ગ્રંથ ૧૬૦૦૦ કરતાં વધારે પૃષ્ટનો થાય! મહાભારતના લખનાર વ્યાસ નારાયણે તો હદજ વાળી છે.

કવિ પ્રેમાનંદ ખાનદેશના નંદુરબારમાં ઘણી મુદત રહ્યા હોય એમ જણાય છે. વળી કોઇ કોઇ વાર તે સુરતમાં રહેલા પણ માલમ પડે છે. નંદુરબારમાં એ શામાટે રહેતા, તે બરાબર જણાતું નથી. એમણે એક ઠેકાણે "ઉદર નિમિત્ત સેવ્યું ગામ નંદુરબાર" એમ લખ્યું છે. વળી વામનકથામાં કવિએ લખ્યું છે કે "નંદરબારમાં કષ્ટ વેઠી, અષ્ટમસ્કંધ કથા કરી રે." આ પરથી અનુમાન થાય કે તે પોતાના ગુજરાન અર્થે ત્યાં રહેતા હશે. રા. નવલરામ લખેછે કે "જેમ શામળને રખીદાસનો તેમ પ્રેમાનંદને મોટો આશરો નંદુરબારના રાજાનો હતો એમ ધારી શકાય છે." તેમને કોઇ રાજ્યનો કે શ્રીમાનનો કવિ તરીકે આશ્રય મળ્યો હોય, અથવા ખરૂં પૂછાવો તો તેમણે

એવો આશરો ખોળવાનો યત્નજ કર્યો હોય, એમ લાગતું નથી. તે કાં તો નંદુરબારમાં કથા કરતા હોય, વેપાર વણજ કરતા હોય, અથવા કોઇ શેઠશાહુકારની ગુમાસ્તી કે મુનમગીરી કરતા હોય. નંદુરબારને ને વડોદરાને તે વખતે ઘણો સંબંધ હતો. વડોદરેથી સીધે રસ્તે નંદુરબાર નજીક છે. જે શેઠની તે ચાકરી કરતા હોય, તેની પેઢી કદાચ સુરતમાં હોય, તો ત્યાં પણ તેમને વખતો વખત રહેવું પડે. એવી જાતની પરદેશમાં નોકરી હોવાથી કામ કરવાનું થોડું હોય, તેથી પોતાના પ્રિય વિષય—કાવ્યને ઘુમાવવાને સારો વખત મળે, ને પૈસાની પ્રાપ્તિ પણ વગર ભીખ સારી મળે, એમ ધારીને તેમણે એવું કામ પસંદ કર્યું હોય. પણ આ કેવળ અનુમાન છે, અને કવિના સ્વતંત્ર વિચાર જોતાં કથા કરી ભીખી ખાવાનું તેમને ના પસંદ પડ્યું હોય, એમ લાગે છે.

એમ છતાં વલ્લભના લખવાથી જણાય છે કે પ્રેમાનંદ કોઇ જાતનો ધંધો રોજગાર કરતા નહિ. નંદુરબારના રાજા સાથે કવિને સારી મિત્રાચારી હતી, તેથી તેમને રાજા ઘણીવાર પોતાને ત્યાં બોલાવતા. મોજની ખાતર પોતાની નવી કરેલી કવિતા રાજાને સંભળાવતા. રાજા તેમને ઇનામ તરીકે મદત આપતા. વડોદરાના બે નાગર વાણીઆ ધનાઢ્ય હોઇ પ્રેમાનંદના મિત્ર હતા, તે તેમને મોટો આશરો આપતા. તેમનાં પાગઠાં પણ મોટાં હતાં. પ્રેમાનંદ પુસ્તકો રચે તેની પ્રસિદ્ધિ થવા સારૂ એક શ્રીમંત ગૃહસ્થ પોતાને ખરચે તેની નકલો કરાવી વેંહેંચતા. પ્રેમાનંદને પરમધાર્મિક અને જ્ઞાની માની બીજા લોકો પણ તેમને કીમતી મદત આપતા.

કવિ પોતે સ્વતંત્ર વિચારના હતા એ નક્કી છે. ધારો કે તેમને નંદુરબારના રાજાનો કે બીજાઓનો આશરો હતો. તોપણ તેમણે પોતાને આશ્રય આપનારના ગુણ કોઇ ઠેકાણે ગાયા નથી. રખીદાસ જેવા એક પટેલને શામળભટે "ભોજ સમોવડ ભૂપ." ગણીને સાતમે આશમાન ચઢાવી દીધો છે, પણ કવિ પ્રેમાનંદે કોઇ પણ શખ્સને માટે એક વાક્ય પણ કોઈ ઠેકાણે લખ્યું હોય, એમ જણાતું નથી. એથી એ કવિ ખરેખર વધારે માનને પાત્ર છે. કવિતા એટલે ભાટઇ એવું પ્રાકૃત કવિતાઓમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે, તે એ કવિની કાવ્યમાં બિલકુલ નથી.

એમના સ્વતંત્ર વિચાર વિષે એક વાત એવી છે કે, તેમનો કોઇ રૂઘનાથદાસ ભગવાનદાસ નામે પૈસાદાર પારેખ હતો. એને ત્યાં એમનું ખાતું પત્રું રહેતું, ને બંને સ્નેહી પણ હતા. એક વાર પારેખે કહ્યું, "કવિ તમે કાંઇ મારે માટે કવિતા કરો તો ઠીક" કવિએ કહ્યું. કવિતાનું ખરૂં પાત્ર

તો એક ઈશ્વરજ છે, માટે ઇશ્વર શિવાય કોઇની હું સ્તુતિ કરતો નથી." શેઠ કહે, "જો એમ હોય તો તમે નૃસિંહ મેહેતાની કેમ કવિતા કરી ? કવિ બોલ્યા, "નૃસિંહ મેહેતા સંબંધી જે જે પુસ્તક લખ્યાં છે, તે માત્ર ઈશ્વરનો મહિમા ગાવાને માટે છે. તમે જો એ પુસ્તકો વિચારીને વાંચી જોશો, તો મારૂં કહેવું તમને ખરૂં લાગ્યા વગર રહેશે નહિ." પારેખે કહ્યું, "વારૂં એ તો ઠીક, પણ તમે ફલાણા (કવિના કોઇ મિત્ર) ને કવિતામાં કાગળ લખ્યો છે, તેમાં તેનાં વખાણ નહિ તો બીજું શું કર્યું છે?" કવિએ જવાબ દીધો, "જો તમે એ કાગળ ધ્યાન રાખીને વાંચશો, તો માલમ પડશે, કે તેમાં મારા મિત્રની સ્તુતિ બિલકુલ નથી; સઘળું પરમેશ્વરને લાગેછે." એમ કહી તેમણે દરેક ચરણનો અર્થ કરી બતાવ્યો. કદાશ એ કવિતા દ્વિઅર્થી એટલે શ્લેષવાળી હશે. જેણે આવો દૃઢ ઠરાવ કર્યો હોય, તે કોઇનાં ભૂગળાં ફૂંકેજ નહિ એ સ્પષ્ટ છે.

કવિચરિત્રવાળો લખે છે કે, આ કવિમાં શામળ કરતાં તર્કશક્તિ થોડી હતી. આવો વિચાર બીજા પણ કેટલાકનો છે, અને તેનું કારણ એ બતાવવામાં આવે છે, કે કવિ શામળે ઘણી ખરી ઉટંગ વાતો જોડી કાઢી છે અને પ્રેમાનંદે ઘણું ખરૂં સંસ્કૃતમાંથી લીધું છે. શામળે પણ ઘણી વાતોનો આધાર સંસ્કૃત, ફારસીમાંથી લીધો છે, એ વાત ધ્યાનમાં રાખવાની છે વળી કવિતાનો તર્ક કંઈ કલ્પિત વાતો જોડવામાંજ રહ્યો છે એમ નથી. એજ રીતે કોઇ વાર એમ પણ કહેવામાં આવેછે કે પ્રેમાનંદ શબ્દાલંકારમાં શામળથી ઉતરે. શામળ જેટલા પ્રાસ પ્રેમાનંદનાં વપરાતાં કાવ્યમાં જોવામાં આવતા નથી એ વાત ખરી, પણ જ્યાં જ્યાં મૂકયા છે, ત્યાં તો શામળને પણ હઠાવે એવા માલમ પડેછે. દાખલા માટે જુઓ રણયજ્ઞ કડવું ૨૧ મું. વળી ઋષ્યશૃંગાખ્યાન, દ્રૌપદીહરણ ને તેવાં કેટલાંક પુસ્તકથી નિઃસંદેહ સાબિત થાયછે કે શબ્દાલંકારમાં પ્રેમાનંદ સર્વોપરી છે.

કવિ પ્રેમાનંદની બાલ્યાવસ્થા બહુ કંગાલ હાલતમાં હતી, એ વાત આપણે કરી ગયા. કથા કહીને કે રોજગારવડે તે સ્વહસ્તે સારૂં કમાયા હતા, એમ માલમ પડે છે. તેમણે તે વખતના લોકોના વિચાર પ્રમાણે ખરચી પણ સારૂં જાણ્યું હતું. એમણે સુમારે દશેક હજાર રૂપિયા મકાન બાંધવામાં વાપર્યા, અને તેમને નાતો જમાડવાનો ઘણો શોખ હોવાથી તેમાં પણ તે ઘણું ખરચતા. વલ્લભ કહેછે કે "જેણે ઘૃત સરિતા ચલવીરે, પ્રભુએ બાંધી સાકર પાજ." જાતે સુઘડ અને શોખી હોવાથી તેમનું ચાલુ ખરચ પણ સારૂં હશે.

મીઆં મહમદની વાડીમાં વચલી પોળમાં તેમણે મોટું મકાન બંધાવ્યું હતું, તે આજ પણ પ્રેમાનંદની ખડકીને નામે ઓળખાય છે. એમનાં બંધાવેલાં તમામ મકાન પડી ગયાં છે. ખડકીના ચૂનાગચ્છી પાયા, ટાંકુ ને કૂવો એટલું હાલ જોવામાં આવેછે. ટાંકુ એટલું વિશાળ છે, કે આજ પણ આખા મોહલ્લાના લોક તેમાંથી પાણી ભરે છે. કવિના વંશજો પૈકી કોઈ ત્યાં રહેતું નથી. સંવત ૧૮૨૯ માં પ્રેમાનંદના વંશજો વચ્ચે થએલી વેહેંચણનો દસ્તાવેજ મારા જોવામાં આવ્યો, તે પ્રેમાનંદપૌત્ર દુર્લભરાય ને પ્રપૌત્ર (બીજા દિકરાથી થએલા) મંછારામ વચ્ચે હતો. તેમાં લખ્યું છે કે "વચલીપોળમધ્યે ભટ. પ્રેમાનંદની મિલકત વહેચી લીધી છે, તેની વિગત." એજ મંછારામનો ઘરેણીઆ દસ્તાવેજ કોઇ કડવા કણબીને રૂ. ૧૬૧ માટે કરી આપેલો જોયો. તેમાં એક ઘર—ઓરડો ને પરસાળ આપેલાં જણાવ્યાં છે, ને ટાંકા કૂવાના પાણીનો વાપર તથા ખડકીમાં થઇને જવા આવવાનો ચાલ નિકાલ દર્શાવ્યો છે. સાલ ૧૮૨૩ ની છે. પ્રેમાનંદે ખડકી શિવાય ચોકની આશપાશ આઠ ઘર બંધાવ્યાં હતાં, એ જોતાં ચોક પણ વિશાળ હોવો જોઇએ, અને એકંદર દશ હજાર રૂપિયા તો ખરચ લાગવાજ જોઇએ, એમ માલમ પડેછે.

નાતવરામાં ને મકાનો પાછળ પુષ્કળ પૈશા ખરચ્યા છતાં પણ મરણ વખતે પ્રેમાનંદ પાસે સારા પૈશા રહ્યા હતા એમ માલમ પડે છે. તેમના પુત્રોએ વહેચણ કરી તેમાં વલ્લભે વારસા તરીકે પ્રેમાનંદનાં પુસ્તક પસંદ કર્યાં, અને થોડા રૂપિયા લીધા. જીવણરામને દશ હજાર રૂપિયાની મિલ્કત મળી હતી. મરણ થયું તે વખતે તેમને અગ્નિદાહ કરવાસારૂ બે હજાર માણસ સ્મશાન ગયું હતું. તેમને શાલ ઓરાઢી હતી, અને તોલડીની જગાએ તામડી કાઢવામાં આવી હતી. શાલ ઓરાઢી તામડી કાઢનારને રિવાજ પ્રમાણે નાતવરામાં ઘણું ખરચ કરવું પડે છે. એમની પાછળ સારૂં ખરચ કરવામાં આવ્યું હશે એમ એથી માલમ પડે છે. પ્રેમાનંદ જાતે ખરચ કરવામાં કેવા પોતાળ હતા. તેનું એક દૃષ્ટાંત વલ્લભે આપ્યું છે. એકવાર વેંગણપુરવાળા કવિ શામળ સાથે તેમને મોટો વાદવિવાદ થયો હતો. કવિતાને સંબંધે વાદનો નિર્ણય કરવા સારૂ પંડિતોની મોટી સભા ભરવામાં આવી હતી. પંડિતોને દક્ષિણા આપવામાં પ્રેમાનંદે સો મોહોરોનું ખરચ કર્યું હતું !

પ્રેમાનંદનો સ્વર્ગવાસ ૧૭૮૦માં થવો જોઇએ, એમ સંભવ છે. એમણે અધુરૂં મૂકેલું દશમસ્કંધ, તેમના શિષ્ય સુંદરદાસે કવિના મરણ પછી ૧૭૯૬માં પૂરૂં કર્યું; એટલે તે અગાઉ કવિનો કાળ થયો હશે. કવિએ સુમારે

સો વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવ્યું, અને છેક મરતાસુધી કવિતા કરવાને શક્તિમાન હતા, તેથી તેમણે આરોગ્યતા પણ સારી ભોગવી હશે. તે માયાળુ, વિવેકી, આનંદી, ટેરેલ, ધર્મ ઉપર શ્રદ્ધાવાળા, રસીક, ઉદ્યોગી, અને સ્વતંત્ર વિચારના હતા.

કવિ પ્રેમાનંદની કવિતા કેવી ગણવી, એ બાબતમાં એમના વખતમાંજ બનેલો એક દાખલો અહીં આપું છું. એ દાખલો કવિ નર્મદાશંકરે આપ્યો છે, અને વડોદરામાં એ મશહૂર પણ છે. એકવાર કોઇ નાગરને ત્યાં વરો હોવાથી કવિને પાટે બેસવાનું નોતરું થયું. કવિએ નૃસિંહમેહેતાનું મામેરૂં એજ અરસામાં પૂરૂં કર્યું હતું, તે સાથે લેઈ તે પાટે બેસવા ગયા. નાગરની નાત ભરાયા પછી મામેરૂં પોતે ગાઈ સંભળાવ્યું. શ્રોતાઓને એથી એટલી તો અસર થઈ કે સ્ત્રીને પુરૂષ જે જમવા આવ્યાં હતાં, તે સઘળાંએ પોતાના પાણીના ચંબુ અગર જે કંઇ પાસે હતું તે ઉઠી ઉઠીને કવિના મોં આગળ મૂકી દીધું ! શ્રોતાને વર્ણવેલા રસમાં તદ્રૂપ કરી નાખવા, એજ જો ઉત્તમ કવિતાની કસોટી હોય, તો મામેરાને કાવ્ય વર્ગની પેહેલી પંક્તિમાં મૂકવું જોઈએ. નાગરોની ચાલચલગતનું રસીલી ભાષામાં કરેલું વર્ણન, તેની વખતે વખત ટાવકી રીતે કરેલી ટેકડી, જ્યાં જેવાં ઘટે ત્યાં તેવાં મૂકી દીધેલાં રંગનાં ચટકાં, અને તે બનાવનાર પોતેજ જ્યાં જેવો ઘટે ત્યાં તેવો ભાર મૂકીને સારા રાગે ગાય, એ સર્વે બાબતો રસીલી નાગરણોને તેમ શોખી નાગરોને ફીદા ફીદા કરી નાખે, એમાં શું આશ્ચર્ય ?

કવિની મહાશક્તિનાં વખાણ સાથે કંઇ કંઇ ન્યૂનતા દેખાડવાનો યત્ન વિદ્વાનોએ કર્યો છે. ન્યૂનતા મનુષ્ય માત્રને અંગે સ્વભાવસિદ્ધ છે, એમ કહીએ તો ચાલે; પરંતુ કવિનું સંસ્કૃત જ્ઞાન કેવું હતું, ન્યાયશાસ્ત્રનો અભ્યાસ તેમણે કેટલો કરેલો હતો. સાહિત્યના ગ્રંથોનો કેવો અભ્યાસ કર્યો હતો, તેમની અર્થ તથા શબ્દલંકાર લાવવાની શક્તિ કેટલી હતી, વગેરેની તુલના કરતા પેહેલાં તેમના તમામ ગ્રંથો મેળવી તેનું અધ્યયન કરવું જોઇએ. બંને બાજુના પૂર્ણ પૂરાવા મેળવ્યા વગર તથા તેમને તપાસ્યા વગર આપેલો ઇનસાફ અદલ થાય નહિ. આ કારણથી હું મારૂં મત આપવા હજી શક્તિમાન થયો નથી; તોપણ દ્રૌપદીહરણ વાંચીને ઉપરની બાબતોવિષેના કવિના જ્ઞાનવિષે વાંચનાર સારો મત બાંધવાને શક્તિમાન થશે એમ મને લાગે છે. વળી કવિ સંસ્કૃત ભાષાના પંડિત અને કવિતાના ખાં હતા, તેના પૂરાવાનો એક દાખલો હાથ લાગ્યો છે તે એ કે, સંસ્કૃત સાહિત્ય શાસ્ત્ર અને ગૂજરાતી કવિતાનો અ-

ભ્યાસ કરવામાટે કુલ ૧૦૦ શિષ્ય તેમની પાસે રહેતા. કવિતાના અભ્યાસમાટે ઘણા શિષ્ય આવતા હોય એવું બીજા કોઇ કવિનું દૃષ્ટાંત મળી આવતું નથી. તેમના હાથની તાલીમ લઇ રત્નેશ્વર, વલ્લભ, વગેરે મોટા કવિઓ થઇ ગયા છે. એ પણ એક પ્રેમાનંદની શક્તિનો પૂરાવો છે.

પ્રેમાનંદની ભાષા ઘટિત સંસ્કૃતના ઉમેરણવાળી શુદ્ધ ગૂજરાતી છે. તેમાં યાવની શબ્દો કવચિતજ અણછૂટકે આપ્યા છે. તેમની ભાષા સ્થાનિક, એટલે એકદેશી નથી, પરંતુ સર્વ ભાગના સ્થાનિક શબ્દો તેમાં વખતે આવે છે. ઉત્તમ ગૂજરાતીનો જેમને અભ્યાસ કરવો હોય, તેમને પ્રેમાનંદનાં પુસ્તક સર્વથી વધારે ઉપયોગી છે. પ્રેમાનંદનું હાથે લખેલું કોઇ પણ પુસ્તક હાથ લાગતું નથી. તેના વંશજોએ, નાતીલાઓએ, કે શિષ્યોએ કવિનો આવો ઉત્તમ પ્રસાદ સંઘરી રાખ્યો નથી, એ સંતાપજનક છે. હાલ જે શબ્દ જોડણીની પંચાત ગૂજરાતીમાં પડે છે, તેમાંની થોડી ઘણી પણ પ્રેમાનંદનાં હાથે લખેલાં પુસ્તકની સહાયતાથી દૂર થઇ શકત; કેમકે ઉંચું ભાષાજ્ઞાન ને કવિત્વશક્તિ ધરાવનારા કવિએ બનતા સુધી શુદ્ધ લેખન કર્યું હશે, એમાં શક નથી. કવિની ઇબારત અથવા શૈલી "સીધી ને સંક્ષિપ્ત" છે. તેમની કાવ્ય રચના "સરળ, ઘટ તથા કોમળ" છે.

કવિના સમયની અગાઉથી ભાષા (વ્રજ) ના કવિઓ પિંગળના છંદો પ્રમાણે કવિતા કરતા એમનું અનુકરણ પ્રેમાનંદના કાલાનુયાયી મહાકવિ શામળ ભટ્ટે પ્રથમ કર્યું કહેવાય છે; પરંતુ ગૂજરાતના આદિ કવિ નૃસિંહ મેહેતાએ પણ કેટલાક છંદ વાપરેલા માલમ પડે છે, શામળ ભટ્ટે થોડાકજ છંદોનો ઉપયોગ કરેલો છે, અને તે પણ બહુધા માત્રામેળ છે. દોહરા, ચોપાઇ, ને છપ્પા, એ શામળની કવિતામાં મુખ્યત્વે જોવામાં આવશે. સામાન્ય રીતે પ્રસાર પામેલા પુસ્તકો ઉપરથી લોકોનું એવું મત બંધાયું હતું કે પ્રેમાનંદે જવલ્લેજ છંદનો ઉપયોગ કર્યો છે, અને જ્યાં કર્યો છે ત્યાં બહુધા તેમની ચાલ વાપરી છે; એટલે પિંગળના નિયમ પ્રમાણે માત્રા, અક્ષર, તાલ, વગેરે ન આણતાં તેમાં મનસ્વી વધઘટ કરી છે. આથી વખતે એવી પણ ભ્રાન્તિ કોઇને થાય કે પ્રેમાનંદ પિંગળથી અજાણ હશે, અથવા છંદબદ્ધ કવિતા કરવાનું કામ કઠિન હોવાથી તેમણે તે છોડી દીધું હશે પરંતુ પ્રાચીનકાવ્ય ત્રિમાસિકમાં પ્રકટ થએલી કેટલીક કવિતા ઉપરથી અને વિશેષે કરીને દ્રૌપદીહરણ ઉપરથી વાંચનારની ખાત્રી થશે કે પ્રેમાનંદે પિંગળનો સારો અભ્યાસ કર્યો હતો, એટલુંજ નહિ પણ જૂના કવિઓમાં પિંગળનો સૌથી

વિશેષ ઉપયોગ કરનાર એજ મહાકવિ છે. જાણે આખા પિંગળને એક સપાટે ઉપયોગમાં આણી દેવું ન હોય, અને જાણે કઠિન છંદોનો ઉપયોગ કરી પોતાની શક્તિ બતાવવી ન હોય, એ રીતે તેમણે દ્રૌપદીહરણમાં સંખ્યાબંધ ને કઠિન છંદો પસંદ કર્યા છે.

કોઈને શંકા થશે કે ત્યારે પ્રેમાનંદે બીજા જાણીતા ગ્રંથોમાં કેમ છંદ વાપર્યા નહિ હોય ? મને લાગેછે કે એવા ગ્રંથો તેમણે સામાન્ય લોકોને માટે રચેલા છે, માટે તેમણે લોકો વાંચી શકે એવા ચાલુ રાગ બહુધા પસંદ કર્યા છે. ભાષાની પંડિતાઈ કરતાં સરળતા એ માટેજ વાપરી છે. શબ્દાલંકાર પર થોડું ધ્યાન આપી સાદી પણ રસમય કવિતા એ કારણથીજ કરી છે. જો તેમણે એમ કર્યું ન હોત તો દ્રૌપદીહરણની પેઠે તેમના બીજા ગ્રંથ પણ ગૂજરાતને ચારે ખૂણે પ્રસાર પામવાને બદલે એક ખૂણે પડ્યા રહેત, અને તેથી તેમની આટલી ખ્યાતિ થાત નહિ. અલબત પંડિતાઈને માટે થોડાક વિદ્વાનો તેમનાં વખાણ કરત. પણ કવિતાની ખરી ખૂબી આવી શકત નહિ, અને આવત તો તે સર્વગ્રાહ્ય થાત નહિ. કવિના સમયમાં ને પૂર્વે થઇ ગએલા કવિઓએ જે રાગ વાપર્યા તેજ તેમણે પણ પસંદ કર્યા. એ રાગ એવા છે કે ખરી ધાટીથી કે ગમે તેમ ગાઈ શકાય. માણભટો, કથાકાર ને સાધારણ લોકો પણ તે સહેલાઈથી ગાઇ શકે. તેમ એવા રાગમાં છંદ જેટલું બંધન નહિ, અને એ માત્રા વધે ઘટે તોપણ હરકત ન આવે. માટે તેમાં કવિતા કરવી પણ સહેલી પડે.

આ રાગ ક્યારથી ને શી રીતે ઉત્પન્ન થયા હશે. અને તેમાં કંઈ પણ માપ કે ઢંગધડો હશે કે નહિ એ તજવીજ કરવા સરખું છે. આ રાગ એટલે દેશીઓ, અને ગરબીઓ બીજી કોઈ પ્રાકૃત ભાષામાં જોતા નથી. એટલે તે ગૂજરાતમાંજ ઉત્પન્ન થયાં હશે, એમ સંભવે છે. ઘણાંખરાં નામ ઉપરથી તેમની ઉત્પત્તિ ગાયનમાંથી થઈ હશે. એમ લાગે છે. રાગનું નામ આપી તેની પાછળ દેશી કે ચાલ ઉમેરવાથી અસલ ગાયનના રાગની ધાટીમાં ફેરફાર કર્યો હશે એમ જણાય છે. પ્રેમાનંદ જેવા સમર્થ કવિઓએ એવા રાગ જો પસંદ કર્યા તો તે ઢંગઢાળ વગરના હોવા ન જોઇએ, એમ સેહેજ અનુમાન થઇ શકે. દરેક રાગમાં તાલ હોય છે, અને તે બહુ કરીને નિયમિત રીતે પડે છે. તાલ જો નિયમિત હોય તો કવિતામાં અમૂક માપ હોવુંજ જોઈએ; કેમકે તાલની ગણત્રી કાળ અથવા માત્રાવડે થાય છે. તાલને માટે અક્ષરોમાં ખેંચતાણ કરવી પડે, એટલે હ્રસ્વને ઠેકાણે દીર્ઘ અને દીર્ઘને ઠેકાણે હ્રસ્વ કે પ્લુત કરવાની જરૂર થાય. ગાયનમાં આવું ક્યાં નથી કરવું પડતું ? વળી લેખકોએ અણસમજ-

થી કે પોતાને રૂચે એવા રાગ બેસાડવાની ખાતર અસલ કવિતામાં ઘાલઘુસેડ કરી હશે, એમાં તો શકજ નથી. રાગની દેશીઓ કવિ પોતે કેવી રીતે વાંચતા હશે તે જાણવાને આધાર નથી. દ્રૌપદીહરણમાં કવિએ દરેક ઠેકાણે અમુક રાગ કે દેશીનું નામ આપ્યું છે; પરંતુ તે પિંગળમાંનો અમુક છંદ છે, અને તે તાલમાપમાં શુદ્ધ છે, તે ઉપરથી અનુમાન થઇ શકે છે કે કવિએ દેશીઓ અમુક તાલમાપથીજ કરેલી હોવી જોઈએ. પિંગળના છંદ અને ગાયનના રાગ એ તાલ માત્રાને સંબંધે એકજ છે, એમ કહી શકાય, એટલે પિંગળનો અમુક છંદ ગાયનના અમુક રાગમાં ગવાઈ શકાય છે, અથવા ગાયનનો અમુક રાગ એ પિંગળનો અમુક છંદ થઇ રહે છે. પિંગળના ને ગાયનના પ્રસ્તારાદિથી આ વાત સાબીત કરી શકાય છે. કવિ પ્રેમાનંદે વાપરેલા રાગ કે દેશીઓ ગાયનના અમુક રાગ કે પિંગળના અમુક છંદ (વખતે કંઇ ફેરફાર સાથે) છે, એમ માની શકાય.

મહાકવિ પ્રેમાનંદના ચરિત્રના સંબંધમાં તથા તેણે કરેલા ગ્રંથોના સંબંધમાં ઉપર સંક્ષિપ્ત નિદર્શન કર્યું છે, અને હવે પછી પણ જેમ જેમ પ્રસંગ આવતો જશે તેમ તેમ વિશેષ હકીકત પ્રદર્શિત કરતા જઇશું, તથાપિ ગુજરાતના મહાકવિ તરિકે-તેની ઇશ્વરદત્ત કવિત્વશક્તિના સંબંધમાં તેની પ્રશંસાના બે બોલ કહ્યા વિના ચાલતું નથી. તેણે કરેલું ઉત્તમ કાવ્ય, કે જેને ઉદ્દેશીને આ તેનું ચરિત્ર હજી એકવાર અવલોકી જવાનો આપણને પ્રસંગ મળ્યો છે, તેના સંબંધમાં પણ કાંઇ વિશેષ વિવેચના કરવી અમને ઉચિત લાગે છે. જો કે કવિની પરીક્ષા તેના કાવ્ય ઉપરથી કવિઓજ કરી શકે છે, અને તેથી પ્રજાની દૃષ્ટિ નીચે તે કાવ્ય માત્ર મૂકીએ, અને આપણે તે વિષે વિશેષ વિવેચન કાંઇપણ ન કરીએ. તોપણ ચાલે એમ છે. તથાપિ ગુજરાતી ભાષામાં સાહિત્યની હમણા જે સ્થિતિ છે-કવિતા અને કાવ્યની રચના જેમણાજ શૈલી પર થતી નજર આવે છે—જુના કવિઓના કાવ્યગ્રંથો અદ્યાપિ લગી જે શૈલીથી લખાયલા પ્રાપ્ત થયા છે-આજ પર્યંત મહાકવિ પ્રેમાનંદનાં જે જે પુસ્તકો હાથ લાગ્યાં છે તે ઉપરથી ભિન્ન ભિન્ન રૂચિના રસજ્ઞ વિદ્વાનોનાં તેને વિષે જે ભિન્ન ભિન્ન મત છે, એ સર્વ ઉપર વિચાર કરતાં પ્રસ્તુત કાવ્ય વિષે કાંઈક સંક્ષિપ્ત વિવેચન આપવું એ આ કાવ્યમાટે નિરૂપયોગી નહિ ગણાય, એમ જાણીને આ ચરિત્રનો વિષય સમાપ્ત કર્યા પછી કાવ્ય વિવેચનના મથાળા નીચે અમે કાંઇક વિચાર પ્રદર્શિત કર્યા છે. પણ તે પહેલાં અમે કવિ અને તેના કાવ્યની પ્રશંસા માટે થોડી ખાસ બનાવેલી કવિતા આ સાથે આપીએ છીએ, જે વાંચવાથી તેના રસજ્ઞ વિદ્વાનોને આનંદ થશે.



# कवि अने काव्यप्रशंसा.

### અનુષ્ટુપ.

ગુજરાતી ગિરાકેરા આદિ વાલ્મિકિને નમું;
જેની [1]કાવ્યગિરાચિત્રભૂમિમાં હું સદા [2]રમું. ૧

### વસંતતિલકા.

જેણે રચ્યાં નવિન નાટક કાવ્ય વારૂ,
વર્ણ્યા જયહાં નવિન લાયક [3]વૃત્ત ચારૂ;
શોભાવિ [4]ચારૂતર ગુર્જર વાણિ તેવી,
શોભે [5]સુચારૂતર ગુર્જરભૂમિ જેવી. ૨

### સ્રગ્ધરા.

તે પ્રેમાનંદ જેણે રસિક નળ, [6]ઉખા, પાંડવાદી વખાણ્યા,
તે પ્રેમાનંદ જેણે રસનદિ કરીને તે વડે સર્વ તાણ્યા;
તે પ્રેમાનંદ જેણે બળ કરિ [7]પકડી આણિ ગિર્વાણ વાણી,
તે પ્રેમાનંદને હું પ્રથમ પ્રણમું છું [8]સત્કવીતાત જાણી. ૩

### શાર્દૂલવિક્રીડિત.

જેના ચાર સમર્થ શિષ્ય કવિઓ શોભે મહાસુંદર,
નામે વલ્લભ વીરજી કવિ તથા રત્નેશ ને સુંદર;
જેણે ગુર્જર વાણિ [9]અંબુજતણી ખીલાવિ રૂડી કળી,
પ્રેમાનંદપ્રતાપથી ધરિ ગયા [10]સાહિત્યરત્નાવળી. ૪
ભાષા ગુર્જર મિષ્ટ [11]પદ્મિનિ વિષે સાહિત્ય પદ્માવળી,

---

૧ કવિતાવાણી રૂપી ચિત્ર ભૂમિમાં. ૨ આનંદ પામું. ૩ છંદો-વૃત્તાંતો. ૪ વિશેષ સુંદર. ૫ સારા ચરોતરની. ૬ ઓખા. ૭ સંસ્કૃત શબ્દો કાવ્યમાં દાખલ કરીને તથા ભાષાંતર કરીને. ૮ ઉત્તમ કવિઓનો પિતા. ૯ કમળ. ૧૦ સાહિત્ય રૂપી રત્નની પંક્તિ. ૧૧ કમળવાળી તલાવડી (ગુજરાતી ભાષા રૂપી).

પ્રેમાનંદ પ્રતાપિ સૂર્ય ઉગતાં ખીલી દિસેછે ભલી;
તેમાંથી મકરંદ જે વહિ રહ્યો ચારે દિશાએ અતિ,
પ્રીતે પાન કરે રસજ્ઞ સઘળા આનંદથી સન્મતિ. ૫
કે'છે કોઈ કવીશ્વરો મનથકી સંભાળિ સંભાળિને,
પ્રેમાનંદનિ વાણિ સાકર સમી, મીઠી બધી ભાળિને;
કૈં તો દ્રાક્ષ, મધૂ, મધૂર [1]પયશી, શ્રીખંડશી કૈં વદે
તે સૌ તર્ક વિતર્ક માત્ર મનના, રૂચે ન મારે હૃદે. ૬
ખાટી દ્રાક્ષ, મધૂ તુરાશ પડતું, છે દૂધ પાણી સમું,
પાડે દાંત કઠીણ સાકર, તને શ્રીખંડ પાયે નમું !
આ તો ગુર્જર વાણિમાં નિરખિયે સિંધૂ સુધાનો અમે,
તેથી તૃપ્તિ ન થાય પાન કરતાં બીજું શું કે'શો તમે ! ૭
જાણી ખાંડનું નાળિયેર જન કૈં આવ્યા ખરીદી જવા,
નારી વારિ રસાળ ધારિ મનથી ઇચ્છા કરી ભક્ષવા;
કિન્તુ અમૃતનો સમુદ્ર મથિને જે તત્વ કાઢ્યું પછે,
મીઠા આ [2]નવનીતને કવિ કહે આ દ્રૌપદીહર્ણ છે ! ૮
ઓખાહર્ણ અને કથા નળતણી કો' કોણ જાણે નહીં ?
આનંદાશ્રુ અનુક્રમે સુણિ કથા કો' કોણ આણે નહીં ?
તેના કાવ્યરસાબ્ધિમાં તરિ અને કો સૂખ માણે નહીં ?
તેણે આ રચ્યું દ્રૌપદીહરણ તે કો' કો વખાણે નહીં ?* ૯
કીધું કાવ્ય નવીન ગુર્જરગિરા વૃત્તો રૂડાં આદરી,
શબ્દો કૈંક મધૂર સંસ્કૃત ધરી શોભાવિ વાણી સરી;
અર્થાલંકૃતિ પ્રાસને યમકથી ભાવોથી પૂરાં ભરી,
શોભે દ્રૌપદિહર્ણકેરી કવિતા [3]સદ્વૃત્ત કો સુંદરી. ૧૦
સારા [4]વૃત્તની યોગ્ય [5]ભૂષણવતી [6]હાસાદિથી શોભતી,

૧ દૂધ જેવી. ૨ માખણ. ૩ સારા આચરણવાળી. ૪ છંદ—આચરણ.
૫ કવિતાના અલંકાર—સોનારૂપાનાં ઘરેણાં. ૬ હાસ્યરસ—મંદહાસ્ય.

[1]ચિત્રોથી અતિ રમ્ય સજ્જનતણા ચિત્તે જઈ પોભતી;
[2]સદ્ભાવો પ્રકટાવતી રસછટા પ્રેમેથિ દર્શાવતી,
જો આ દ્રૌપદિહરણું કેરિ કવિતા એ નો'ય [3]પદ્માવતી ! ૧૧
શ્રોતા ! થા ન અધીર વીરરસ જો એમાં જમાવ્યો ભલો,
આપું પાત્ર ભરી ભરી કરવડે જો ચાખ્ય લાગે ગળ્યો;
એમાં કાંઇ ખટાશ દેખિ મનમાં ખાટો રખે તું થતો,
ખાટો ને મધુરો ગણી સુરસ તું ક્યારે નથી ચાખતો ! ૧૨
આખ્યાહરણું રૂપે [4]સુઇક્ષુરસને પીવા દિધો લોકને,
આપ્યું સાકર સાથ દૂધ જમવા વાણી [5]નળાદીકને;
આ તો એક અપૂર્વ છે ફણસ જે કાંટાથકી છે ક્યું,
છોલીને પછી ચાખતાં નિરખશો પૂરૂં સુધાથી ભર્યું. ૧૩
કાંટા દૂર કરી, છરી કર ધરી, તે છાલ છોલી ફરી,
[6]પેશી કીધ [7]પરી, જરી જરિ કરી, યત્ને કરી આદરી;
રૂડા પાત્ર વિષે ધરી [8]ડરિ ડરી, સૂધારિને પાધરી,
ચાખો દ્રૌપદિહર્ણશા ફણસની આ છે [9]ઝરી માધુરી. ૧૪

---

૧ ચિત્રકાવ્ય–કપાળે કરેલી રચના. ૨ સાત્વિકાદિ ભાવ—સારી પાતિવ્રત્યાદિ ભાવના. ૩ એ નામની સ્ત્રી અથવા પદ્માવતીની વાર્તા. ૪ સારા સેરડીના રસને. ૫ નળાખ્યાન વગેરે. ૬ ફણસના ગર્ભની પેશીઓ–ચાંપાં. ૭ છૂટી છૂટી. ૮ છૂટી કરતાં રસ ન નીકળે માટે. ૯ ઝરીની મધુરતા.

# ॥ ग्रंथविवेचन ॥

મધુર અને કોમળ ગુજરાતી ભાષામાં જૂના વખતથી કવિતાના ગ્રંથો લખાતા આવે છે અને નૃસિંહ મેહેતાના વખતથી આરંભીને એટલે આશરે ૫૦૦ વર્ષ ઉપરાંતનાં જૂનાં પુસ્તકો આપણને ઉપલબ્ધ પણ થયેલાં છે. પણી જૂની ગૂજરાતી ભાષા આપણને અપરિચિત હોવાથી—વિલક્ષણ જેવી લાગેછે, તેથી વર્તમાન સમયમાં તેનો બહુ આદર થતો જણાતો નથી તથાપિ મધ્યકાળની ભાષામાં તેવું બહુ નહિ હોવાથી ઘણે પ્રકારે તે વખતના ગ્રંથો લખાય છે ને વંચાય છે. તેવા કાળમાં પ્રેમાનંદ કવિ ઉત્પન્ન થઈને તેણે અનેક કાવ્ય, નાટક, ચંપૂ આદિ ગ્રંથો રચ્યા છે. આ મહાકવિના સમકાલીન શામળભટ્ટ વગેરે કવિઓ થઇ ગયા તે આપણે તેના ચરિત્રમાં જોઇ આવ્યા છીએ. કવિનું કવિત્વ તેના ગ્રંથો ઉપરથી જણાય છે. તેમ પ્રેમાનંદે જે રસ પરિપૂરિત અનેક આખ્યાનો રૂપ કાવ્ય ગ્રંથો લખ્યા છે તે ઉપરથી તેને અદ્યાપિ આપણે કવિના નામથી ઓળખતા આવ્યા છીએ. તેનાં રચેલાં ઓખાહરણ, અને નળાખ્યાન એટલાં બધાં તો રસમય અને સુપ્રસિદ્ધ છે કે તે વિષે અહીં બોલવાનું હવે કારણ રહ્યું નથી; જે કહેવાનું છે તે એજ કે સામાન્ય શ્રોતાને તે ગ્રંથોનું શ્રવણ તલ્લીન માત્ર કરી નાખે છે પણ કાવ્ય સાહિત્યના અભ્યાસીઓને તો તે પદે પદે ચમત્કાર પણ આપે છે. નાયિકાલંકાર અને શુદ્ધ સંભોગશૃંગાર પ્રેમાનંદે ઓખાહરણમાં એવો ક્રમવાર વર્ણ્યો છે કે તે જોઇને હમણાના કવિઓએ તેને મહાકવિનું સુઘટિત ઉપનામ આપ્યું છે; તોપણ કેટલાક ચુસ્ત રસજ્ઞ પુરૂષોને તેમાં એમ શંકા થતી હતી કે આટલી શક્તિ ધરાવનારા મહાકવિ શ્રીપ્રેમાનંદે જે દેશીબદ્ધ ગ્રંથો લખવાનું પસંદ કર્યું છે તે કાં તો ગૂજરાતી ભાષામાં સેહેલાઇથી મધુર કવિતા કરવા માટે અથવા કાં તો તેને પિંગળના નિયમને અનુસરવાનું ઠીક નહિ લાગ્યું હોય માટે. કેટલાક ઉપરછલા વિચાર કરનારા પુરૂષોને તો એમ કહેતાં પણ સાંભળ્યા છે કે કાં તો મહાકવિ પ્રેમાનંદને પિંગળ સંબંધી અને રસાલંકારના ગ્રંથો સંબંધી જ્ઞાન નહિ હોય તેથી અથવા પ્રસાદિત કવિ છતાં માત્ર પુરાણી કવિતાઓ વાંચીને તેનું અનુકરણ કરવા ગયેલો તેથી દેશીબદ્ધ ગ્રંથો લખી ગયો છે. સંપૂર્ણ શોધ કર્યા વિના આવા મહાકવિના સંબંધમાં અજાણ્યા ગમે તેવા તર્ક કરે, પણ જે ખરેખરો મહાકવિજ છે તેના ચમત્કાર જ્યારે ત્યારે પણ પ્રકાશિત થાયછેજ.

પ્રસ્તુત ગ્રંથ જેટલા મોટા પ્રયાસથી હાથ લાગ્યો છે તેટલોજ આનંદ તે સંપૂર્ણ મેળવી રહ્યા પછી અમે પ્રદર્શિત કરીએ છીએ તે કેટલે અંશે યથાર્થ છે તે નીચે લખેલી હકીકતથી જણાશે.

છાપખાનાને અભાવે પ્રાચીન વખતમાં એકાદ ગ્રંથની નકલ મેળવવાને જે મોટો પ્રયાસ પડતો તે સર્વને વિદિતપ્રાયજ છે. હમણાં પુસ્તકોની કીમત જે ઘટી ગઇ છે તે તેની છતને લીધેજ. તથાપિ જૂના વિચારના માણસો હજી ઘણાક છે કે જેઓ એકાદ દુર્મીલ ગ્રંથની નકલ સુધાં કરી લેવાનો અવકાશ આપતા નથી. પુસ્તકચોર મનુષ્યો પણ તેવામાં ઘણા હશે માટે આ તેમના અવિશ્વાસને આપણે છેકજ હશી કાઢતા નથી તથાપિ પ્રાચીન પુસ્તકોના શોધકને એકાદ દુર્લભ્ય ગ્રંથ પ્રાપ્ત કરવાને કેવો પ્રયાસ કરવો પડેછે તે એ કારણથી શોચનીય થઇ પડ્યો છે. મહાકવિ શ્રીપ્રેમાનંદના પુત્ર કવિ વલ્લભના કોઇ ઇષ્ટ મિત્રની પુત્રી જેની ઉમ્મર હમણાં લગભગ ૫૬–૬૦ વરસની છે તેની પાસે પ્રેમાનંદના ઘણા શુદ્ધ ગ્રંથો હોવાનું જાણવામાં આવ્યાથી અમે તે વિષે શોધ કર્યો. કેટલોક વિશ્વાસ આપ્યા પછી તે બાઇએ તે સંબંધી કેટલીક હકીકત જણાવી અને પુસ્તકની નકલ કરી લેવા દેવાનું કબૂલ કર્યું. એ બાઇ પોતાના પિતાની પાસેથી પ્રેમાનંદના ગ્રંથો સાંભળતી હતી તથા પ્રેમાનંદને પરમ પૂજ્ય માનતી હતી તેથી પ્રેમાનંદની કવિતામાં તેનો સારો પ્રવેશ હતો. અને જ્યારે અમે પ્રસ્તુત ગ્રંથની ટીકા લખવા માંડી ત્યારે અમને અનુભવ થયો કે તે બાઇ કવિના કઠિણ ગ્રંથો પણ સારી રીતે સમજે છે. આ ગ્રંથનાં જ્યાં જ્યાં અમને મુસ્કેલીઓ નડી ત્યાં એ બાઇએ મનપતીજ ખુલાસા કરી આપ્યા હતા. આ બાઇએ આ ગ્રંથ ઘેર લેઇ જવા તો નજ આપ્યો તેથી તેની પાસે જઇને તે ઉતારી લાવવો પડ્યો હતો, અને તે પણ એની અનુકૂળતાએ. આવી રીતે પણ યત્નથી એક સુંદર ગ્રંથ થોડે થોડે ઉતારી લાવી ટીકા અને સંશોધનથી ઉપયોગી કરી શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકારની ઉદારતાથી અમે તે પ્રજાની હજુર મૂકવાને સમર્થ થયા છીએ તથા આપણા ગૂજરાતી કવિઓના મુકુટમણિની મહાશક્તિ કાંઇક અંશે પ્રદર્શિત કરી શકીએ છીએ એજ અમને તેમ વાંચક પ્રજાને આનંદ અને સંતોષ આપનારૂં છે.

હવે પ્રસ્તુત દ્રૌપદીહરણ વિષે અમારા વિચાર જણાવીએ છીએ. દ્રૌપદીહરણને કવિએ તો કાવ્યનું કે આખ્યાનનું કાંઇ નામ આપ્યું નથી. તથાપિ તેના ગુણો તેને કાવ્યનું નામ આપેછે. ગૂજરાતીમાં આ કવિએ ઘણા કાવ્ય ર-

પ ગ્રંથો લખ્યા છે પણ તેણે પોતે જેને કાવ્યનું નામ આપ્યું હોય તેવો હજી એકે પ્રસિદ્ધ નથી. આમ કરવામાં કવિનો અનુકરણીય વિનય માત્ર વંદવા યોગ્ય છે. આધુનિક કાળમાં કેટલાક એવા કવિઓ છે કે જેઓ પોતાના ગ્રંથોને કાવ્ય, મહાકાવ્ય, નાટક, ત્રોટક, આદિક નામથી અંકિત કરી કૃતકૃત્યતા માનેછે, તેમને આ મહાકવિનું ઉદાહરણ શિક્ષણ લેવા યોગ્ય છે. ગ્રંથનું નામ બહુધા ગ્રંથના વિષયને સૂચવનારૂં હોવું જોઈએ, એમ પરંપરાથી મનાતું આવેલું છે. કોઇ કોઇ ગ્રંથોમાં તેના નાયક નાયિકાના નામ ઉપરથી અથવા ગ્રંથના અસરકારક ભાગ પરથી પણ નામ આપવામાં આવેછે. આ ગ્રંથને પ્રખ્યાત સતી દ્રૌપદી, જેનું નામ આપણા આર્યાવર્તમાં અભિવંદનીય છે તથા જેને પ્રત્યેક મનુષ્ય "અહલ્યા તારા ને દ્રૌપદી ઈ૦" વચનોમાં ઉચારે છે, તેનું નામ આદિમાં આવ્યુંછે. પાંચાલ દેશના રાજા દ્રુપદની પુત્રીને પાંડવો સ્વયંવરમાં મત્સ્યવેધ કરીને વરી લાવ્યા હતા તથા માતાના વચનથી અને વ્યાસના અનુમોદનથી તે પાંચેની પત્ની થઈ હતી. દ્યૂત પ્રસંગમાં પાંડવો દ્રૌપદીને હરી ગયા, તેનાં સભા વચ્ચે કૌરવોએ વસ્ત્ર ખેંચ્યાં, ભગવાને દ્રૌપદીને નવસેં નવાણું ચીર આપીને તેની શોભા રાખી, રાજસૂય વખતે દ્રૌપદીએ દુર્યોધનને " અંધના પુત્ર અંધ" કહીને મર્મબાણ માર્યું, વનવાસમાં દ્રૌપદી પાંડવોની સાથે રહીને કષ્ટ વેઠીને પણ આનંદથી સમભાવે પોતાના પતિઓની સેવા કરતી તથા પાંચે પાંડવોની પ્રીતિનું એક મધ્યબિંદુ રૂપ થઈ રહી હતી, કામ્યક વનમાં તેને દુર્યોધન પક્ષીય જયદ્રથ હરણ કરી ગયો હતો, વિરાટ રાજાને ત્યાં ગુપ્ત વાસમાં રહેતાં દ્રૌપદી ઉપર દુષ્કામનાને લીધે સો કીચકોનો ભીમે નાશ કર્યો, તથા છેવટે એજ અમર્ષ મનમાં રાખીને સૌ કૌરવોનો પણ મહાભારતના યુદ્ધમાં નાશ કર્યો. એ સર્વ વૃત્તાંત વ્યાસ મહાત્માએ ભારતમાં લખ્યું છે તે પરથી હિંદની અનેક ભાષાઓમાં અનેક કવિઓએ અનેક આખ્યાનો લખ્યાં છે. દ્રૌપદી એ સર્વનું વસ્તુ છે. આ મહાકવિએ પણ તેજ ભારતમાંથી પોતાને વર્ણવવાના વીરરસને યોગ્ય દ્રૌપદીના હરણ સંબંધી પ્રસંગને પસંદ કર્યો છે, અને તેજ આ કાવ્ય ગ્રંથનું નામ પણ રાખ્યું છે. સંસ્કૃત ભાષામાં "દ્રૌપદીવસ્ત્રાહરણ" નામે એક નાનું પણ સુરસ કાવ્ય છે અને બહુધા પુરાણિયાને તે મોઢે હોય છે તેને લીધે તેની ખ્યાતિ વધારે છે. આ કારણથી આ ગ્રંથનું નામ સાંભળીને કેટલાક દ્રૌપદીના હરણને બદલે તેના વસ્ત્રહરણનો પ્રસંગ યાદ કરેછે તેમની તે ભ્રાંતિ દૂર થવાને માટે આ કાવ્યના વિષયનું લગાર વધારે વિવેચન કરીએ છીએ.

યદ્યપિ આ કાવ્યનું નામ સાંભળવાથીજ વિચારશાલી તથા જાણીતા પુરૂષો તો દ્રૌપદીહરણના પ્રસંગને ઝટ યાદ કરી શકે છે તથાપિ ઉપર કહ્યું તેમ કેટલાક ભ્રમિત પણ થાય છે માટે, તેમજ પરમ પવિત્ર સતી દ્રૌપદી ઉપર તેમના પતિઓનો અપ્રતિમ પ્રેમ, તેમનો વન નિવાસ, પાંડવોનું શૌર્ય, અવિનીતને શિક્ષા, ઈત્યાદિ પ્રસંગના બોધ માટે આ કાવ્યનો વિષય અહીં સંક્ષેપમાં નિરૂપિત કરવો અવશ્યનો છે. સિંધદેશનો રાજા જે દુર્યોધનની બેન દુઃશલા સાથે પરણ્યો હતો, તથા જેને દશ સ્ત્રીઓ હતી, તે પોતાના શૌર્યમદથી ઉદ્ધત થઇને અગિયારમી સ્ત્રીને પરણવાને શાલ્વ રાજાને ત્યાં સ્વયંવરમાં જતો હતો. માર્ગમાં પાંડવોનો આશ્રમ આવ્યો ત્યાં તેમણે મુકામ કર્યો. તે વખતે પાંડવો મૃગયા માટે ગયા હતા તેથી માત્ર દ્રૌપદી અને તેમના પુરોહિત ધૌમ્ય આશ્રમ પર હતા. ધૌમ્ય યજ્ઞશાળામાં કામે લાગેલા હતા તથા દ્રૌપદી એક કદંબની નીચી ડાળ ઝાલીને આશ્રમદ્વારમાં ઉભી હતી તેવામાં તેને જયદ્રથે જોઇ, અને તેના રૂપ લાવણ્યથી તે મોહિત થયો. વ્યાસે જેમ આ પ્રસંગનું અદ્ભુત વર્ણન કર્યું છે તેમ આપણા ગુર્જર કવિરાજે પણ કચાશ રાખી નથી, તે ગ્રંથમાં કડવું ૭ મું જોવાથી જણાશે. જયદ્રથે ધૌમ્યને છેતરીને દૂર કાઢયા, તથા તે દ્રૌપદીને બળાત્કારે રથમાં બેસાડી લેઇને નાઠો. પાંડવો ઘેર આવ્યા ત્યારે આશ્રમસ્થાન શૂન્ય જોઈ તજવીજ કરી જયદ્રથની પાછળ પડ્યા અને તેના સૈન્યનો તથા તેનો પરાજય કરી દ્રૌપદીને ઘેર આણી અને ધર્માત્મા દયાળુ યુધિષ્ઠિરે જયદ્રથને છોડી દીધો. આ પ્રસ્તુત ગ્રંથનો વિષય છે. એમાં પ્રત્યેક પ્રસંગનાં વર્ણન કેવી સુંદર છટાથી કરેલાં છે. તથા વિનોદી કવિરાજે પ્રત્યેક પ્રસંગે શ્રોતાઓને કેવા તલ્લીન કરવા તજવીજ કરી છે તે અહીં કહેવા કરતાં કાવ્ય વાંચ્યાથી વધારે ખાત્રી થશે. ગ્રંથના વિષયની પસંદગી કરવામાં કવિના અપ્રતિમ નૈપુણ્ય વિષે બહુ શું બોલવું ? જેના નામને માટે આખો ભરતખંડ મગરૂર છે, જેની કથાને આપણે તો શું પણ પાશ્ચિમાત્ય લોકો પણ પોતાની ભાષામાં ભાષાન્તર કરાવીને વાંચે છે, જેમાંના એક મુખ્યને શકકર્ત્તાઓમાં પ્રથમ માનીને વિદ્વાનો ગાય છે કે " युधिष्ठिरोविक्रमशालिवाहनस्ततोनृपःस्याद्विजयाभिनंदनः " ઇ૦, જેના ધર્માચરણને છોડવવાને કૃષ્ણ સરખા પણ સમર્થ થયા નથી, જેની શૂરવીરતા સાંભળીને શ્રોતાનાં રૂવાં ઉભાં થાય છે તથા જેનું નામ માત્ર આર્ય પ્રજાને ખડી કરી દેવાને સમર્થ છે, જેની યુદ્ધમાં ઉગ્રશક્તિ અને ભોળાપણું અમને એકકે કાળે વિસ્મય તથા હાસ્ય ઉપજાવાને સમર્થ થાય છે, તથા જેમની શ્રીકૃષ્ણ ઉપરની પરમ પ્રીતિ એ અમને મોક્ષનો માર્ગ બતાવે છે, તે મહાત્મા

પાંડવોનાં ચરિત્ર અને પરાક્રમ સાંભળવાને કયો આર્ય ઉત્સુક ન હોય ! કદાચ તે ગદ્યમાં વર્ણો, મોઢે કહો, કવિતામાં બાંધો કે રાગમાં ગાઓ, તથાપિ તેમનાં પવિત્ર નામો અમને સર્વદા આનંદ અને ઉત્સાહ ઉત્પન્ન કરે છે. શું દ્રૌપદી એ મહાભારતનું બીજ નથી ? મહાભારતમાં એને યજ્ઞમાંથી ઉત્પન્ન થયેલી શક્તિરૂપે વર્ણી છે. દ્રૌપદીને ભૂમિનો ભાર ઉતારનારી શક્તિરૂપે વર્ણીને શું વ્યાસ મહાત્મા નથી સૂચવતા કે એજ મહાસતી એ સઘળા વિગ્રહનું મૂળ છે અને તેથી શું એમ બોધ નથી મળતો કે સતીની હેલના કરવી એ વિનાશનું મૂળ છે. ? શું પાંડવના ઇતિહાસને સંબંધે બીજા અનેક તત્કાલીન રાજાઓનાં પરાક્રમ, રીતિ ભાતિ, અને ધર્માચરણ લક્ષ્યમાં નથી આવતાં ? શું તેમની શૂરવીરતાનું ગાયન સોલંકી રાજાઓના ભાટ ગાઈને તેમને શૂર નહોતા ચઢાવતા ? અને હજી પણ નિર્માલ્ય રજપૂતોની સાથે તેમનો ઉલટ પડછો નથી માલમ પડતો ? શું ઈલિયડ કર્તાના એકીલીઝ સાથે વીર અર્જુનને તદ્દેશીઓ નથી સરખાવતા અને શું સત્વશૂન્ય રાજાઓ તેમના ચરિત્રની પોતાની કર્મણૂક સાથે સખાવટ કરી નથી લજવાતા ? પોતાની પ્રાણપ્રિય દ્રૌપદી પાછી મેળવવા માટે તથા અવિનીત જયદ્રથને શાસન કરવા માટે પાંડવો પ્રોત્સાહિત થાય એ સ્વાભાવિકજ છે, અને તેમ છે તો વીરરસ પ્રકટાવવાને મહાકવિ પ્રેમાનંદે આ વિષય પસંદ કર્યો છે એમાં તેની પસંદગી ખરેખર પ્રશંસાપાત્ર છે. ઉત્સાહ સ્થાયીનું પોષણ કરવાથી તે વીરરસ રૂપે ફળે છે તે પંડિતો જાણેજ છે. અને તે ઉત્સાહ અહીં સ્વાભાવિક છે માટે ઉત્તમ વીરરસ પણ જમાવી શકાયો છે. એ સર્વના કરતાં અમે કવિના જે કૌશલ્યને પ્રણામ કરીએ છીએ તે આ ગ્રંથની કાવ્ય રચના માટે છે. અને તેથી તેનું કાવ્યરૂપે કાંઈક ધ્યાન આપવા ધારીએ છીએ.

સાહિત્યદર્પણમાં લખેછે કેઃ—

"[1]सर्गबंधोमहाकाव्यंतत्रैकोनायकःसुरः
सद्वंशःक्षत्रियोवापिधीरोदात्तगुणान्वितः
एकवंशभवाभूपाःकुलजाबहवोपिवा
शृंगारवीरशांतानामेकोङ्गीरसइष्यते

---

૧ મહાકાવ્ય સર્ગબંધ જોઇએ તેમાં એક નાયક હોય અને તે દેવ, અથવા સારા વંશનો ધીરોદાત્ત ગુણવાળો ક્ષત્રિય હોવો જોઇએ. અથવા એક

अङ्गानिसर्वेपिरसाःसर्वेनाटकसंधयः
इतिहासोद्भवंवृत्तमन्यद्वासज्जनाश्रयम्
चत्वारस्तस्यवर्गाःस्युस्तेष्वेकंचफलंभवेत्
आदौनमस्क्रियाशीर्वावस्तुनिर्देशएववा
क्वचिन्निंदाखलादीनांसतांचगुणकीर्तनम्
एकवृत्तमयैःपद्यैरवसानेन्यवृत्तकैः
नातिस्वल्पानातिदीर्घाःसर्गाअष्टाधिकाइह
नानावृत्तमयःक्वापिसर्गःकश्चनदृश्यते
सर्गान्तेभाविसर्गस्यकथायाःसूचनंभवेत्
सन्ध्यासूर्येंदुरजनीप्रदोषध्वान्तवासराः
प्रातर्मध्यान्हमृगयाशैलर्तुवनसागराः
संभोगविप्रलंभौचमुनिस्वर्गपुराध्वराः
रणप्रयाणोपयममन्त्रपुत्रोदयादयः
वर्णनीयायथायोगंसांगोपांगाअमीइह

---

વંશના કુળવાન ઘણા રાજાઓ પણ નાયક તરિકે વર્ણાઈ શકેછે. તેમાં શૃંગાર, વીર, કે શાંત, એ ત્રણમાં ગમે તે એક રસ અંગી ( પ્રધાન ) જોઇએ અને બીજા બધા રસ અંગભૂત ( ગૌણ ) જોઇએ. નાટકના બધા સંધિયો તેમાં વર્ણવવા. ઇતિહાસનું વૃત્તાંત કે સજ્જન સંબંધી બીજું વૃત્તાંત તેમાં વર્ણવવું. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચતુર્વર્ગમાંથી એક તે કાવ્યનું ફળ જોઇએ. આરંભમાં નમસ્કાર, આશિર્વાદ અથવા વસ્તુનિર્દેશરૂપ મંગળાચાર કરવો. કોઇ જગોએ ખળાદિકની નિંદા તથા સત્પુરૂષોના ગુણનું કથન કરીને પણ મંગળાચરણ થઇ શકે. સર્ગના આરંભથી તે સર્ગ પૂરો થતા સુધી એકજાતનું પદ્ય રાખવું તથા છેવટમાં એકાદ પદ્ય જૂદા વૃત્તનું મૂકવું. તેના સર્ગ બહુ મોટા નહિ તેમ બહુ નાના નહિ એવા આઠથી વધારે કરવા. તેમાં કોઈ એકાદ સર્ગ વિવિધ જાતનાં વૃત્તોવાળો કરવો. સર્ગના અંતમાં, બીજા સર્ગમાં જે કથા આવવાની હોય તેનું સૂચન કરવું, સંધ્યાકાળ, સૂર્ય, ચંદ્ર, રાત્રી, પ્રદોષ, અંધકાર, દિવસ, પ્રાતઃકાળ, મધ્યાન્હકાળ, શિકાર, પર્વત, ઋતુઓ, વન, સમુદ્ર, સંભોગ, વિપ્રલંભ, મુનિઓ, સ્વર્ગ, નગર, યજ્ઞ, રણપ્રયાણ, લગ્ન, મંત્र

कवेर्वृत्तस्यवानाम्नानायकस्येतरस्यवा
नामास्यसर्गोपादेयकथयासर्गनामतु"
"अपभ्रंशनिबंधेस्मिन्सर्गाःकडवकाभिधाः
तथापभ्रंशयोग्यानिछंदांसिविविधान्यपि"

મહાકાવ્ય કોને કહેવું તેવિષે સંસ્કૃત સાહિત્યકારોના નિયમો ઉપર બતાવ્યા છે અને તેમાંના ઘણા ખરા નિયમોને અનુસરીનેજ આ ગ્રંથની રચના કરી હોય એમ સૂક્ષ્મ પરીક્ષક જોઈ શકેછે. આ ગ્રંથ સર્ગબંધ નથી પણ છેવટ કહ્યું છે, તેમ કડવાબંધ છે. પ્રાકૃત કાવ્ય લખનારાઓ સર્ગને ઠેકાણે જે કડવાં એવો શબ્દ મૂકેછે, તે શા ઉપરથી મૂકેછે એવી જેને શંકા થતી હશે તેનું આથી નિરાકરણ થાયછે.

આ ગ્રંથની નાયિકા દ્રૌપદી છે અને તેના સંબંધથી પાંડવો નાયક છે. તે ઉત્તમ વંશવાળા, ક્ષત્રિય અને ધીરોદાત્તાદિ ગુણવાળા પણ વર્ણાયા છે, યુધિષ્ઠિર ધીરોદાત્ત નાયક પ્રસિદ્ધ છે, ભીમ ધીરોદ્ધત અને અર્જુન ધીરલલિત છે. જુઓ સાહિત્યદર્પણ કારિકા ૬૬—૬૭—૬૮:—

"[1]अविकत्थनःक्षमावानतिगंभीरोमहासत्वः ।
स्थेयान्निगूढमानोधीरोदात्तोदृढव्रतःकथितः ।
मायापरःप्रचंडश्चपलोऽहंकारदर्पभूयिष्ठः ।
आत्मश्लाघानिरतोधीरैर्धीरोद्धतःकथितः ।
निश्चिन्तोमृदुरनिशंकलापरोधीरललितःस्यात्" ।

---

પુત્રજન્મ, વગેરે વર્ણન સાંગોપાંગ ઘટે તેમ વર્ણવવાં. કાવ્યનું નામ કવિના નામ પરથી, કાવ્યમાં વર્ણેલા વૃત્તાંતના નામ ઉપરથી કે નાયકના નામ પરથી રાખવું તથા સર્ગમાં વર્ણેલી કથા પરથી સર્ગનું નામ રાખવું. જો અપભ્રંશભાષામાં કાવ્ય રચાયું હોય તો તેમાંના સર્ગને 'કડવું' કહેવું તથા તેમાં અપભ્રંશને યોગ્ય નાના પ્રકારના છંદો લેવા.

૧ પોતાની વડાઇ નહિ બોલનારો, ક્ષમાગુણવાળો, અતિ ગંભીર, ઉદાર મનવાળો, સ્થિર બુદ્ધિવાળો, અત્યંત ગૂઢ માનવાળો અને દૃઢ વ્રતવાળો નાયક તે ધીરોદાત્ત જાણવો. જેમ યુધિષ્ઠિર, રામ ઇ૦. કપટ પ્રપંચ કરનારો, પ્રચંડ, ચપળ, ઘણા અહંકારવાળો તથા ઘણા ગર્વવાળો અને પોતાનાં વખાણ કરવામાં

કડવા ૨૯ મામાં જયદ્રથને છોડી મૂકતી વખતે યુધિષ્ઠિરની ક્ષમા, ગંભીરતા, ઉદારતા, વગેરે વર્ણવીને તેનું ધીરોદાત્તપણું બતાવી આપ્યું છે, તેમજ કડવા ૨૩ મામાં દ્રૌપદીએ જયદ્રથને પાંડવો ઓળખાવ્યાના પ્રસંગને બાહાને તે તે નાયકના ધીરોદાત્તાદિ ગુણો કવિએ વ્યંજિત કર્યા છે. 'સારા કુળમાં ઉત્પન્ન થયેલા ઘણાને પણ નાયક તરિકે વર્ણી શકાય છે' એમ સાહિત્યકારના કથનને આ ગ્રંથના નાયકો સાથે સરખાવવાથી સાફ પ્રતીત થાય છે કે આ કાવ્ય રચનામાં કવિ સાહિત્યશાસ્ત્રના નિયમથી બહાર નથીજ ગયો. આ કાવ્યમાં વીરરસ અંગી છે અને હાસ્ય, રૌદ્ર, શૃંગાર રસાભાસ, વગેરે તેના અંગભૂત રસો છે, તે કાવ્ય વાંચતાં રસજ્ઞ જાણી શકે છે. વળી એમાં ભારતની ઐતિહાસિક કથા છે, પહેલા કડવામાં ગુર્વાદિને નમસ્કાર રૂપ મંગળ છે. આખા સર્ગમાં એકજ જાતનાં પદ્ય રાખ્યાં છે તથા અંતમાં અને વળી આદિમાં પણ એક એક વૃત્ત ચાલુ વૃત્તથી ભિન્ન મૂક્યું છે, કડવા ૨૩મામાં ચિત્રકાવ્યો છે, કડવા ૨૭–૨૯મામાં ભિન્ન વૃત્તો લીધેલાં છે, કડવા ૧૯નો ઘણો ભાગ તથા ૨૦મું બધું અંત યમકમય છે, સર્ગને અંતે પછીના સર્ગની કથાનું વલણમાં બહુધા સૂચન કર્યું હોયછે, કડવા ૧૬મામાં મધ્યાન્હ, પર્વત, સરોવર, મૃગયા, વગેરે વર્ણન છે. કડવા ત્રીજામાં નગર વર્ણન છે, કડવા ૫ મામાં વન, પક્ષી, પશુ અને સૃષ્ટિસૌંદર્યનું વર્ણન છે, તેજ કડવામાં દાવાનળનું વર્ણન છે, કડવા પંદરમામાં મુનિઓનું વર્ણન છે, કડવા ૨૪મામાં રણપ્રયાણનું વર્ણન છે, તથા બાકીનાં વર્ણન અલંકારદ્વારા કરેલાં છે. વળી આ અપભ્રંશ ભાષાનું કાવ્ય છે માટે તેમાં સર્ગને ઠામે કડવાં લખ્યાંછે, અને અપભ્રંશને યોગ્ય દેશીઓ, માત્રામેળ છંદો, વગેરે છંદો લીધેલા છે. એવી રીતે બધા મહાકાવ્યના ગુણોએ યુક્ત આ કાવ્ય છે, તેથી એને જો કે મહાકાવ્ય નામ આપવું ઘટિત છે, તથાપિ કવિએ પોતે તે નામ આપ્યું નથી તો અમે પણ સાદું "દ્રૌપદીહરણ"જ નામ કાયમ રાખ્યું છે; તથાપિ એ એક ઉત્તમ કાવ્ય છે એતો નિઃસંદેહ છે. ઉપર જે કાવ્યના ગુણો સાથે પ્રસ્તુત ગ્રંથને સુઘટિત કર્યો છે તે સિવાય તેમાં જે વિધવિધ માત્રામેળ તથા શુદ્ધ અક્ષરમેળ વૃત્તો લઈને કાવ્યનું હાડપિંજર રચ્યું છે,

---

પ્રસન્ન એવા નાયકને ધીરોદ્ધત કહેછે. જેમ ભીમ, ઇત્યાદિ. ચિંતા વિનાનો, નિરંતર કોમળ મનવાળો અને કળાવાળો એવા નાયકને ધીરલલિત કહેછે. જેમ, અર્જુન, ઇત્યાદિ.

તેમાં જે અનેક પ્રસંગો જોઇએ તેટલા છટાથી વર્ણવીને તે હાડપિંજરને માંસલ અને તાજું બનાવ્યું છે, તેમાં જે અનેક અર્થાલંકાર અને શબ્દાલંકાર મૂકીને તે કાવ્યાકૃતિને સુશોભિત કરી છે, તેમાં જે રસોત્પત્તિ કરીને તથા ધ્વનિ મૂકીને તેને સજીવન બનાવી છે તથા તેમાં જે ઠામ ઠામ ભાવવ્યંજનાઓ અને સ્વભાવચરિત્ર પ્રકટ કરીને તે કાવ્ય સુંદરીને થનગન થનગન નચાવી છે, એ સર્વ ઉપરથી આ ગ્રંથ રચનાર મહાકવિનું અદ્દભુત કાવ્યકૌશલ અને સંપૂર્ણ કાવ્યશાસ્ત્રની માહિતી સમજવામાં નથી આવતી શું ? જો આ ગ્રંથ મહાકાવ્યનાં લક્ષણોવડે યુક્ત હોવાથી એક વાસ્તવિક મહાકાવ્યજ છે તો તેનો રચનાર પણ સાહિત્યશાસ્ત્રમાં એક અતિ વ્યુત્પન્ન મહાકવિ છે એમ નિશ્ચિત અનુમાન થઇ શકે છે. પ્રાચીન ગૂજરાતી કવિઓના યત્કિંચિત્ સામાન્ય લોકમાં પ્રચલિત ગ્રંથો જોઇને તેના વિષે યદ્વાતદ્વા મત બાંધવું એ કેવી રીતે ખોટું પડેછે તેનો આ કાવ્ય એક સરસ પુરાવો છે. આ કાવ્યને શ્રાવ્ય કાવ્યનું નામ આપવામાં તો અમે આશા રાખીએ છીએ કે કોઇ વિદ્વાનને તેમાં કાંઇ શંકા પડવાની નથી પણ અતિ સૂક્ષ્મ દૃષ્ટિથી શોધ કરનારને જણાઇ આવશે કે એમાં દૃશ્યકાવ્યનાં અનેક અંગોનો પણ કવિએ પોતાની અતિ સૂક્ષ્મતર યુક્તિઓથી એવો સમાવેશ કર્યો છે કે એને કોઇ દૃશ્યકાવ્યનો સારો વ્યુત્પન્ન પરીક્ષક ઝટ શોધીને જાણી શકે છે. જુઓ દૃશ્યકાવ્યનાં અંગ બતાવતાં સાહિત્યદર્પણ કરનાર વિશ્વનાથ ભટ્ટ શું કહે છે ? નાટક વિષે લખતાં તે કહે છે કે:—

३नाटकंख्यातवृत्तंस्यात्पंचसंधिसमन्वितम् ।
विलासद्धर्यादिगुणवद्युक्तंनानाविभूतिभिः ।
सुखदुःखसमुद्भूतिनानारसनिरंतरम् ।
पंचादिकादशपरास्तत्रांकापरिकीर्तिताः ॥
प्रख्यातवंशोराजर्षिर्धीरोदात्तप्रतापवान् ।

---

૩ નાટકમાં પ્રખ્યાત વૃત્તાંતનું કથન કરવું જોઇએ, તે નાટકના પંચ સંધિઓથી યુક્ત જોઈએ, તે વિલાસ ઋદ્ધિ આદિ ગુણવાળું અને વિવિધ વિભૂતિઓથી યુક્ત જોઇએ, તેમાં સુખ દુઃખની ઉત્પત્તિ વર્ણવવી જોઇએ, અનેક પ્રકારના રસોનો પ્રવાહ તેમાં વહેવો જોઇએ. તેમાં ઓછામાં ઓછા પાંચ અને ઘણામાં ઘણા દશ અંક કરવા જોઇએ. પ્રખ્યાત વંશનો ધીરોદાત્ત,પ્રતાપી,

दिव्योथदिव्यादिव्योवागुणवान्नायकोमतः ॥
एकएवभवेदंगीशृंगारोवीरएववा ।
अंगमन्येरसाःसर्वे ॥ઇત્યાદિ.

શું એ કાવ્યને વાંચીને આપણે તેમાં જોઈ શકતા નથી કે એ પ્રખ્યાત વૃત્તાંતનું કથન છે? શું એમાં સુખ દુઃખની ઉત્પત્તિ વર્ણી નથી? શું એમાં જૂદા જૂદા રસનો પ્રવાહ સંતત વહેતો નથી? શું એના નાયક પ્રખ્યાત વંશના રાજર્ષિ નથી? શું તેમાં કોઇ ધીરોદાત્ત અને પ્રતાપવાળો નથી? શું ધર્મ, ઈંદ્ર, વાયુ, અશ્વિનીકુમાર નામે વર્ણાતા નાયક દિવ્યાદિવ્ય નથી? શું એમાં વીર અંગી રસ નથી? શું બીજા રૌદ્ર, હાસ્ય, વગેરે અંગભૂત રસો એમાં નથી? શું એ રસોના સંમેલનથી તથા સંગ્રામ, ક્રોધ, વધ, બંધન, આદિ વર્ણનથી આરભટી વૃત્તિ એમાં પ્રતીત થતી નથી? શું એમાં પ્રવેશ નિષ્ક્રમણ યુક્તિ પૂર્વક નથી વર્ણ્યા? આ કાવ્યની સૂક્ષ્મતર પરીક્ષા કરવાથી એટલે સુધી પણ સ્પષ્ટ વિદિત થાય છે કે મહાકવિ પ્રેમાનંદે પોતાના આ કાવ્યની અનેક ઉત્તમતાઓને આ ત્રણ બાબતોથી બહુ રૂડી રીતે વિભૂષિત કરી છે. પ્રથમ તો મહાકવિએ પોતાનાં વચનોને રસ, અનુપ્રાસ, અને અલંકારાદિકથી પરમ વિચિત્ર કર્યાં છે; બીજું એમાં વિવિધ ભાવો વ્યંજનાથી કે ધ્વનિથી પ્રતીત થાય છે; અને ત્રીજું આ કાવ્યના સઘળા છંદો પ્રાચીન અથવા નવીન પ્રકારની ગાયનવિદ્યાને અનુસાર ગાઈ પણ શકાય છે. કવિએ પદ્યના આરંભમાં તે તે છંદોનાં નામ લખવાને બદલે તે તે રાગનાં નામ લખ્યાં છે તે ઉપરથી તેની ગાયનશાસ્ત્રમાં પણ ઉત્તમ પ્રવીણતા હોવાનું અનુમાન આપણે નથી કરી શકતા શું? અક્ષરમેળ છંદોની રચનામાં તેનું સ્ખલિતપણું જણાતું નથી તેથી તેના છંદો વિજ્ઞાન માટે તો શંકા કરવી એ જાણે વિદ્વાનોને હસાવવા રૂપજ છે. ગુજરાતી ભાષામાં હાલ જે કાંઇ અલ્પ કાવ્ય રચનાનો પ્રચાર થવા માંડ્યો છે તથા જે કાંઇ સાહિત્યના ગ્રંથો લખાયા છે કે લખાય છે, તે સર્વ સંવત ૧૭૪૫ ની સાલ પછીનાજ છે એ તો નિઃસંદેહ છે. ત્યારે એમ કહેવું પ્રાપ્ત થાય છે કે મહાકવિ પ્રેમાનંદને આ કાવ્ય રચનાનો આધાર સંસ્કૃત કાવ્ય ગ્રંથો અને

---

દિવ્ય કે દિવ્યાદિવ્ય, એવો ગુણવાળો નાયક જોઈએ. એમાં એકજ શૃંગાર કે વીરરસ અંગી હોયછે અને બીજા સર્વે રસો અંગભૂત હોય છે.

સંસ્કૃત સાહિત્ય ગ્રંથો ઉપર રાખવો પડ્યો હોવો જોઈએ. જો એમ છે તો તેના સંસ્કૃત ભાષાના પરિજ્ઞાન માટે આપણે આનંદ પ્રદર્શિત નથી કરી શકતા શું? ખરેખર! તેણે બસો વર્ષ પહેલાં આપણા ગૂજરાતી–સાહિત્યને ખીલાવવા માટે કરેલો અથાક શ્રમ જોઇને આજ આપણે તેના અત્યંત આભારી થઇને તેની જે પ્રશંસા કરીએ છીએ તે વાસ્તવિકજ છે! આ કાવ્યનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરવાથી પ્રેમાનંદની ઉક્તિ, સાહિત્યશાસ્ત્ર વિષયક નિયમ, અને પૌરાણિકકથા આદિકમાં સંસ્કૃત ભાષાના અનેક વિધા ગ્રંથોનું તેણે કરેલું અનુકરણ દૃષ્ટિએ નથી પડતું? અમારે કહેવાનો સારાંશ એ છે કે આ કવિના કાવ્યને ક્લિષ્ટ અને પ્રાસાદિકના પ્રયાસમાં ગૂંચવાયલું નહિ ઠરાવી દેતાં સાહિત્ય શાસ્ત્રાદિ સંસ્કૃત ભાષાના અનેક ગ્રંથોને હાથમાં લેઇને તથા કોઇ પણ કારણથી ઉત્પન્ન થયેલા યત્કિંચિત દુરાગ્રહને દૂર કરીને તેની પરીક્ષા કરવાથી આપણને નિઃસંદેહ માલમ પડશે કે જેણે ઓખાહરણ અને નળાખ્યાન જેવાં જગત્પ્રિય કાવ્યો રચેલાં છે તેનીજ આ મધ્યમ વયની કૃતિ છે અને તેણે આપણી ભાષાના સાહિત્ય ભંડારમાં એક અમૂલ્ય રત્ન બક્ષિસ કરેલું છે. આ કવિએ ગૂજરાતી ભાષામાં કેવો અમૂલ્ય સાહિત્યભંડાર અર્પણ કરેલો છે તે વિષે હાલ અત્રે કાંઇ સૂચના કરતા નથી, તથાપિ જ્યારે આ મહાકવિએ મહાકાવ્યના નામથી અંકિત કરેલાં કાવ્ય તથા નાટક વગેરે આપણે જોઇશું ત્યારે ગર્વ પૂર્વક આ ગૂજરાતી કવિને ધન્યવાદ આપવાને સૌથી અગ્રેસર થઇશું એમાં લેશ પણ શંકા નથી.

આટલા આટલા ગુણોથી યુક્ત આ કાવ્યમાં યત્કિંચિત્ ક્ષુલ્લક દોષ જો કોઇ હોય તો તે અમારી દૃષ્ટિથી બહાર નથી; પણ તે દોષ કવિની મહાશક્તિ તથા તેના રસપ્રવાહની લીહમાં નજરે ન પડે એટલે દૂર તણાઇ જાય છે. પ્રાસાનુપ્રાસ માટે કરેલી શબ્દવિકૃતિ તેમાં પ્રથમ નજરે પડે છે, જે પ્રાકૃત ભાષાની કવિતામાં સઘળા કવિઓ કરતા આવ્યા છે. હમણાના અર્વાચીન પદ્ધતિ પ્રમાણે કેળવાયલા સુકવિઓમાંથી એકનો એવો કાવ્યગ્રંથ તો બતાવો કે જેમાં એવી રીતે શબ્દવિકૃતિ ન કરી હોય? અરે! આ કવિએ તો કદાચ લાલિત્ય આણવા માટે તેમ કર્યું હશે, પણ આપણી અનુપ્રાસ વગરની બોડી કવિતા લખનારા કવિઓની કવિતામાં જો તેઓ શબ્દ વિકૃતિ દાખલ થવા દે તો માત્ર ગણદોષ સંભાળવા માટેજ; અને તે પણ ક્યારે દૃષ્ટિએ નથી ચઢતી? હિંદીભાષા જે ઘણાં સૈકાંથી સાહિત્યને માટે વખણાયલી છે તેની કવિતા જુઓ. જુઓ પૃથીરાજ રાસો, જુઓ પ્રવીણસાગર, કે જુઓ ગમે તે કાવ્યગ્રંથ.

શબ્દવિકૃતિ આપણી દૃષ્ટિએ નથી આવતી ? પ્રાકૃત ભાષામાં એવી છૂટ ક્યાં સુધી લેવી તેનું પ્રમાણ પ્રાચીન ગ્રંથોથી મળી શકે, પણ શોચનીય એ છે કે આ મહાકવિથી વધારે પ્રાચીન કોઈ કવિએ એવો ગ્રંથ રચેલો હોય એમ શોધ લાગ્યો નથી અને તેથી જે છૂટ બધા પ્રાકૃત કવિઓ લેતા આવ્યા છે તે છૂટ મહાકવિ પ્રેમાનંદ લે, તો તેટલા ઉપરથી તેને નિંદોપરાગ કલંકિત કરી શકે નહિ. કવિએ હિંદી સાહિત્યનું પણ અવલોકન કર્યું હશે તથા તેમાં રચાયલાં કાવ્ય વાંચ્યાં હશે તે ઉપરથી કદાચ તેને એવી છૂટ લેવાનો વિચાર પ્રબળ થયો હશે. હિંદી સાહિત્યનું પણ તેણે અનુકરણ કર્યું છે તેનો એક રમુજી પ્રસ્તાવ આ કાવ્યમાંથી મળી શકે છે. જુઓ કડવું ૨૭ મું. એમાં ચાલતા ચામરવૃત્તમાં વચ્ચે વચ્ચે એક બે અષ્ટકો ભુજંગપ્રયાતનાં મૂકીને તે ઉપર અનુસ્વારનો પ્રયોગ કર્યો છે. ગણનાં માપ મેળવવાને આ યત્ન નથી એ તો સ્પષ્ટ છે; કેમકે એટલાં બે અષ્ટક શિવાય આખા ગ્રંથમાં કહીં પણ તેમ નથી; પણ વર્ણનને યોગ્ય ભાષા આણવાના હેતુથી કે પછી માત્ર વિનોદની ખાતર તેણે હિંદી કવિતાઓનું તે અનુકરણ કર્યું હોય. સરખાવો નરહરદાસકૃત અવતારચરિત્રઃ—

## भुजंगी

"सुगधं विगंधं न अस्तुति गारी,
विभेदं न शत्रु न मित्रं विचारी;
न महिमा न माया न मदं न मोहं,
न रंगं विरंगं न दाया न द्रोहं.
न सीतं न तापं न संगं कुसंगं,
न भावं न मिथ्या न अंगं अनंगं;
सुखं भूमि सज्यं न डासं न वासं,
यहैं वांहँ आनौं ततौ पंच पासं.
समं विख्वहं भूमि पंथं सहज्जं,
वसन्नं दिगं वीतरागं विलज्जं;
विमोहं विदेहं न इंद्रि विकारं,
अघानें रहे नित्तिवातं अहारं." ૯૦

અથવા હિંદીનું જ જો અનુકરણ ન હોય તો તે લખે છે તેમ શકરાષ્ટકનું પણ અનુકરણ કાં ન હોય? જેમઃ—

"नमातापितावानदेवानलोका ।
नवेदानयज्ञानतीर्थंब्रुवन्ति ॥
सुषुप्तौनिरस्तातिशून्यात्मकत्वात् ।
तदेकोवशिष्टःशिवःकेवलोहं ॥
नसांख्यंनशैवंनतत्पांचरात्रं ।
नजैनंनमीमांसकादेर्मतंवा ॥
विशिष्टानुभूत्याविशुद्धात्मकत्वात् ।
तदेकोवशिष्टःशिवःकेवलोहं ॥
नशुक्लंनकृष्णंनरक्तंनपीतं ।
नपीनंनकुब्जंनन्हस्वंनदीर्घं ॥
अरुपंतथाज्योतिराकारकत्वात् ।
तदेकोवशिष्टःशिवःकेवलोहं ॥" ૬૦.

પ્રેમાનંદ જેવો વિનોદી અને સ્વચ્છંદ કવિ કે જે પોતે છેવટમાં લખેછે કે "દાસપણું ઉદાસપણું ના, રહું પરમાનંદે થોભી રે" તેને કાવ્યરચનાથી કોઇને પ્રસન્ન કરવાની તો દરકારજ નહોતી; માત્ર પોતાની મોજને અર્થે તે કાવ્ય લખે, તેમાં પણ તે પ્રાસાદિત કવિ હોવાથી સાહજિક રસમય લખાય, અને તે વળી આખો ત્રીસ કડવાંનો ગ્રંથ જેમાં શબ્દાલંકાર, અર્થાલંકાર, ચિત્રકાવ્ય, ભાવવ્યંજનાઓ, ધ્વનિઓ, વગેરે ભરપૂર ભરેલાં, અને તે પણ છેવટ કવિ જણાવે છે તેમ ફક્ત આઠજ દિવસમાં, એ કયા વિદ્વાનને તેના ક્લિષ્ટતારૂપ ક્ષુદ્ર દોષ તરફ દૃષ્ટિ કરાવે એમ છે? અને કયા રસજ્ઞ પંડિતને તે આહ્‌લાદ નથી ઉત્પન્ન કરતું? પાછળ ચરિત્રમાં બતાવ્યું છે તેમ, જોનસન પંડિતે રાસેલાસ નામનો ગદ્ય વાર્તાનો ગ્રંથ જ્યારે સાતદિવસમાં કર્યો છે, અને તેની તે શક્તિને અદ્‌ભુત ગણી વિદ્વાનો તેને વખાણી વાજ આવેછે, ત્યારે દ્રૌપદીહરણ જેવો સાહિત્યનો ગ્રંથ અને તે પણ અક્ષર મેળ જેવાં અઘરાં વૃત્તોમાં અલંકારાદિથી યુકત કરીને પ્રેમાનંદે જે ફક્ત આઠજ દિવસમાં લખ્યો છે, તેની મહાશક્તિ આપણને કેટલું બધું આશ્ચર્ય ઉત્પન્ન કરેછે! એ કવિની કવિતા કરવાની ત્વરા વિષે ધ્યાનમાં લેવા જોગ બીજો દાખલો પણ ચરિત્રમાં લખ્યો છે કે તેણે લક્ષ્મણાહરણ નામનો સોળ કડવાંનો ગ્રંથ પોતે માંદા છતાં પણ એકજ દિવસમાં લખી કાઢયો હતો! તથા નૃસિંહ મેહેતાના છોકરાનો વિવાહ જે આ દ્રૌપદીહરણ

કરતાં લગભગ ત્રણ ગણો છે તે ફક્ત એજ દિવસમાં લખી કાઢયો હતો ! એજ પ્રમાણે કવિના નળાખ્યાનાદિ બીજા ગ્રંથો વિષે પણ જાણવામાં આવ્યું છે, જે જાણીને આપણે તેની ક્લિષ્ટતા અને શબ્દ વિકૃતિ ઉપર દરગુજર કરી શકીએ છીએ. આ ગ્રંથના બીજા ભાગપર ચરિત્રમાં બતાવ્યું છે તેમ તેની ભાષાસાહિત્ય વધારવાની ઉત્કંઠા માટે પણ આપણે તેને થોડું માન આપી શકતા નથી. છંદોબદ્ધ કવિતા કરવામાં માત્ર શામળભટ્ટેજ પેહેલ કીધી છે એમ આજ સુધી ઘણી તરફથી મનાતું હતું તે આથી રદ થાયછે; એવી રીતે કે જ્યારે શામળભટે દોહરા, ચોપાઇ અને છપ્પાજ વિશેષે લખ્યા છે અને ભાગ્યેજ મનહર તથા ઝૂલણા લખ્યા છે, તથા બીજા છંદો તેણે લખ્યા હશે તેવું હજીપણ જાણવામાં આવ્યું નથી ત્યારે પ્રેમાનંદે સંસ્કૃતનાં અક્ષરમેળ તથા માત્રામેળ અઘરાં વૃતોમાં વગર ચૂકવે કવિતા કરી છે અને દક્ષણી ભાષાના મોરોપંતાદિ કવિઓના યમકને પણ હઠાવે એવા યમક પણ દાખલ કર્યા છે. આ કવિના બીજા ગ્રંથો પ્રકટ થયે એમ પણ જાણવાની આશા રાખીએ છીએ કે શ્લોકબદ્ધ અલંકૃત કવિતા જે હમણા માત્ર મરાઠીમાંજ ચઢતી કહેવામાં આવેછે તે ભૂલી જવાશે. કવિનાં નળાખ્યાનની અને ઓખાહરણ વગેરે પુસ્તકોની ભાષા કરતાં આ ગ્રંથની ભાષામાં કાંઇક વૈચિત્ર્ય માલમ પડેછે એ વાત જેમ ખરી છે તેમ, તેમ જણાવાનું કારણ પણ સૂક્ષ્મ અવલોકન કરનારને ઝટ જણાઈ આવે એવું છે. કવિના જે જે ગ્રંથો આપણે આજ સુધી જોયા છે તે બધા દેશીબદ્ધ છે એટલે તેમાં કાવ્યરચનાની સરળતાને લીધે શબ્દ વિકૃતિ બહુ ન કરવી પડે; પણ આ ગ્રંથમાં તો ઉપર કહ્યું તેમ અનેક બંધનોમાંથી પસાર થવા જેવું હોવાથી ભાષા લગાર વાંકીચૂંકી દૃષ્ટિએ આવેજ. આજની ભાષાસાથે દ્રૌપદીહરણની ભાષાને આપણે સરખાવતા નથી પણ તેનાં બીજા પુસ્તકોની ભાષા સાથે સરખાવીએ છીએ એ યાદ રાખવું. વારૂં ત્યારે, ઓખાહરણાદિ શું લેખક પરંપરાથી સારા કે માઠા સંસ્કાર પામેલાં નથી? અને તેથી તેની ભાષા આજથી બસો વરસ પહેલાંના કવિની મૂળ ભાષા કરતાં કાંઇ ફેરફારી નથી પામી, એમ શું કોઈ સાબીત કરી શકે છે? ઓખાહરણ તો કવિ દયારામે સુધારી ચાલતી ભાષા જેવું તેને રૂપ આપ્યું છે તે સૌ કોઇ જાણે છે. એ કવિતો વિદ્વાન હતો પણ નહિ કેળવાયલા લખનારા શું અસલ કવિની જોડણી કે શબ્દો મૂળના રૂપમાં સાચવીજ રાખેછે ? નળાખ્યાનાદિકની ભાષાશું આપણા પરિચયમાં નથી આવી ગઇ? પ્રસ્તુત

ગ્રંથ પ્રચારમાં આવવા દો, તેના ઉપર પણ ઓખાહરણાદિના જેવા સંસ્કાર વીતવા દો, અને પછી તેની ભાષામાં આજનું રૂપ કેટલે દરજ્જે રહેછે તે વિષે બોલો. આમ કહીને અમે પ્રેમાનંદના કાંઇ પક્ષકાર થતા નથી: જો કોઇ દોષ પ્રેમાનંદનાં કાવ્યોમાં હશે તો જગતમાં કોઇ વસ્તુ નિર્ગુણ કે નિર્દોષ નથી, એ ન્યાયથી અમે પણ વિરામ પામીશું, તથા અમે પણ તે દોષ માન્ય રાખીશું, પરંતુ ગૂજરાતી સાહિત્યમાં પ્રેમાનંદે અમૂલ્ય ભેટો દાખલ કરી છે તથા તે પોતે ગૂજરાતના મધ્ય સ્થળ વડોદરા રાજધાનીનું મહાકવિરૂપ રત્ન હતું, એ વાત અમે ભૂલી જઇશું નહિ.

આ કાવ્ય વિષે સૂક્ષ્મતાથી વિવેચન કરતાં ઘણું બોલવા જેવું છે—ઘણું જાણવા જેવું છે ઘણું વખાણવા જેવું છે, તથાપિ તે રસજ્ઞ વિદ્વદ્વર્ગનેમાટે રહેવા દેઈએ છીએ; અમે તો તેના બીજા આથી પણ ઉત્તમ ગ્રંથો પ્રજા હજુર રજુ કરતા પેહેલાં આ મહાન કવિ વિષે વિશેષ વચન મુલતવી રાખીએ છીએ.

॥ श्रीजगदीश्वराय नमः ॥

# प्रेमानंदकृत.

# द्रौपदीहरण.

## શ્લોક.

ગુરૂ લંબોદરો એક ધરમધર તે વર્ણિને હું કહુંછું,
રિદ્ધિ સિદ્ધિ વિબુધે ગ્રહી જ્યમ ત્યમ ગુરૂ પ્રતિ તો રહુંછું:
સેવાએ તસ્કરી જે વિધિ ગણપતિ લુંટ્યા મહાદેવ જેવા,
તે વિધે હું ગુરૂને નમી નમી ઇછુંછું સારી વિધિથી સેવા. ૧

## ઢાળ.

સારી વિધિ સેવા ઇચ્છી, વર્ણુંછું મહાદેવા;
સારૂં નરતું શુભ અશુભ, એ વિધિ (મન) નહિ લેવા દેવા. ૨
પિતા કવણને પુત્ર કવણ સ્ત્રી, ભગિની માતા દેવા;
વ્યાપારી તો મોટો માન્યો, પણ નહિ કોઇના દેવા. ૩

---

૧ શ્લોક—સ્ત્રગ્ધરાવૃત્ત. આ દ્રૌપદીહરણ ગ્રંથ આરંભતાં ગ્રંથકાર ગુરૂને નમસ્કાર કરવા રૂપ મંગળાચરણ કરેછે. લંબોદર—ગણપતિ. રિદ્ધિ ઇ૦—જેમ તે વિબુધે (દેવે—ગણપતિએ) સેવાવડે તસ્કરીને (તસ્કર જેવું કર્મ કરીને) મહાદેવ જેવાને લુંટ્યાછે સર્વસ્વ હરણ કર્યું છે. અને તેની પાસેથી રિદ્ધિ સિદ્ધિ ગ્રહણ કરી છે, તે પ્રમાણે હું (પ્રેમાનંદ) પણ ગુરૂને નમી નમીને સારી વિધિથી તેમની સેવા ઇચ્છુંછું. (તસ્કરવાની વાત પોતાની બાબતમાં કવિએ યુક્તિથી છોડી દીધી છે).

૨ ઢાળ— ચોપાયાની દેશી. વિધિ—વિધિથી—રીતે. મહાદેવા—મહાદેવને. સારૂં નરતું ઇ૦—જેને સારૂં નરતું અને શુભ (મંગળ) અશુભ (અમંગળ) એ વિધિ (એ પ્રકારે) મનમાં લેવા દેવા નથી.

૩ વ્યાપારી—પોતે મોટા વ્યાપારી (વ્યાપાર—કામ કાજ કરનાર) છતાં તેમને કોઇનું દેવું નથી; અથવા કોઈના દેવા (અળિયા) માં નથી.

કો કં'શે કો એવો ભોળો, અમો ન જગમાં ભાળ્યો;
તો ભાઈ જેને પુત્રે લુંટ્યો, સાંભળી સંશય ટાળો. ૪
સ્ત્રીથી હાર્યો સ્ત્રીથી જીત્યો, પણ તાંડવથી રીઝયો;
મૂષકવાહનો મૂષકસ્વભાવે, લહ્યો તોય નહિ ખીજ્યો. ૫
અવસર એક સ્થૂલોદર આવી, હાવભાવ કરી નાચ્યા;
(અતિ) અંગ નમેલું વિચિત્ર વેષે, જોઈ જગતૂપતિ રાચ્યા. ૬
માગ્ય માગ્ય માયાધવ કે'છે, અહો પુત્ર! મુજ પ્યારા;
જે માગે તે આપુ અહુણાં, અમરે ગણપતિ! મારા. ૭
સમય વિચારી મનમાં ધારી, મૂષકવાહનો બોલ્યો;
ભોળો શંભુ નખાશિખાથી, પુત્રે લુંટી બોળ્યો. ૮
"રિદ્ધિ આપો સિદ્ધિ આપો, લક્ષ લાભને આપો;
સિદ્ધિ જોઇએ બુદ્ધિ જોઇએ, (વળિ) પ્રથમે હુંને થાપો. ૯

---

૫. સ્ત્રીથી હાર્યો—મોહિની સ્વરૂપથી. જીત્યો—જીતાયો. હિમાલયમાં તપ કરતી વેળા પાર્વતીથી જીતાયો. અથવા સ્ત્રીથી જીત્યો—સ્ત્રી (માયા) વડે આખા વિશ્વને જીત્યો. આખું જગત્ માયાથી જીતાયલું છે એ પ્રસિદ્ધ છે. તાંડવથી—ગણપતિના તાંડવ (એક પ્રકારના નૃત્ય)થી. મૂષકવાહનો—મૂષકવાહનવાળો—ગણ-પતિ. ગણપતિને મૂષકના સ્વભાવનો (ફુંકીને કરડી ખાનાર ઉંદરની પેઠે રાજી કરીને હરણ કરનાર) જાણ્યા છતાં પણ જેણે તેના ઉપર રીસ કરી નથી.

૬ આટલો ઉપોદ્ઘાત કર્યા પછી ગણપતિએ મહાદેવ પાસેથી શી રીતે રિદ્ધિ સિદ્ધિ ગ્રહણ કરી-તે પ્રકાર બતાવેછે. સ્થૂલોદર—મોટા પેટવાળો (ગણપતિ). અંગ નમેલું—તાંડવનૃત્ય કરતાં.

૭ માયાધવ—પાર્વતીપતિ.

૮ બોલ્યો ઇ૦—રિદ્ધિઆપો ઈત્યાદિ વચન બોલ્યો અને તેમ કરીને તેણે ભોળાશંભુને નખથી શિખા લગી લુંટીને દરિદ્રતા રૂપી દરિયામાં બોળ્યો. **પરિણામાલંકાર** "કરે ક્રિયા ઉપમાનથી વર્ણનીય પરિણામ" (ભાષાભૂષણ).

૯ રિદ્ધિ—દોલત. (આ જગોએ દોલતની અધિષ્ઠાત્રી દેવી જે પાછળથી ગણપતિની પુત્રી કહેવામાં આવી છે તે). સિદ્ધિ—અણિમાદિ આઠ પ્રકારની—"अणिमा महिमा चैव लघिमा गरिमा तथा। प्राप्तिः प्राकाम्यमीशित्वं वशित्वं चाष्टसिद्धयः" અમર. [રિદ્ધિ સિદ્ધિ એ ગણપતિની પુત્રીઓ છે. લક્ષ—એકાગ્રતા. લાભ—પ્રાપ્તિ. લક્ષ અને લાભ એ એ ગણપતિના પુત્ર કહેલા છે].

(અહુણાં) શુભ અશુભે આપ વિરાજો, તે પદવી તો દીજે;
એ માગું હું તાત તું પાસે, (વળી) પોતાનો કરી લીજે. ૧૦
આપું આપું આપું બોલ્યા, શંકર જે મહાદેવા;
કંકર જેવું સર્વ જગત, તેને શું લેવા દેવા. ૧૧
(જા) રિદ્ધિ સિદ્ધિ પુત્રી તારી, લક્ષ લાભ બે તનુજા;
(જે) સિદ્ધિ બુદ્ધિ પત્ની રૂપે, રાજઋષિની મનુજા. ૧૨
વળી કંઈ જોઇએ બોલ લાડીલા, હું સરખો નહિ આપો;
પારવતીને લાગી પ્રૌઢી, જ્વાળાએ તનુ તાપ્યો. ૧૩
(તિનિ) અમિ દૃષ્ટિએ ઉગારી પ્રભુ, પાર્વતી પાસે આવ્યા;
અહો પ્રિયા શે સંતાપી તું, અમો [સુ] પુત્ર મનાવ્યા. ૧૪
પારવતી કે' ભંગી જંગી, વિજયા માંહે મસ્તા;
સર્વસ્વ આપી વળિ આપું કો', પુત્ર ડરે નહિ કસ્તાં. ૧૫
અમો એકલાં બાકી તેને, હવે આપવા ધારો!
એવો લોભી પુત્ર તમારો, ચિત્ર વિચિત્રો વારો. ૧૬

---

૧૦ શુભ અશુભે ઈ૦—જે શુભ (લગ્નાદિ પ્રસંગમાં) અને અશુભ (શ્રાદ્ધાદિ પ્રસંગમાં) હાલ તમે પ્રથમ પૂજાઓછો તે તમારી પદવીઓ મને આપો.

૧૨ તનુજા—તનુજો—પુત્રો. રાજઋષિની—વિશ્વકર્માએ પોતાની સિદ્ધિ અને બુદ્ધિ રૂપી પુત્રીઓ ગણપતિને પરણાવી છે. તે બે પુત્રીઓ કોઈ રાજઋષિથી મનુજા (મનુ—મંત્રવડે ઉત્પન્ન થએલી) છે. (વિશેષ ખુલાસા માટે જુઓ શિવપુરાણ).

૧૩ આપો—આપનાર, દાનેશ્વરી. તનુ તાપ્યો ઈ૦—મહાદેવને ભોળવીને ગણપતિએ સર્વસ્વ લેઇ લીધું તે જોઇને પાર્વતીને પ્રૌઢી (ભારે) જ્વાળા લાગી (પ્રકટી) અને તે જ્વાળાવડે તનુ (તનય—પુત્ર—ગણપતિ) તાપ્યો (તપાવ્યો).

૧૪ તિનિ—તેને (ગણપતિને). પ્રભુ (મહાદેવે). મનાવ્યા—રાજી કર્યા.

૧૫ વિજયા—ભાંગ. ભાંગની લેહેરમાં તમે સદા મસ્ત છો. કસ્તાં—કસીને લેતાં.

૧૬ ચિત્ર ઈ૦—એવો તમારો પુત્ર ચિત્ર વિચિત્ર (તરેહવાર) છે તેને તમે હવે (માગતાં) વારો—અટકાવો.

હર કે' જાઓ! સર્વસ્વ મારૂ, અમો કૈલાસે જાશું;
(હે) પ્રમોદિનિ! કે' પુત્ર લુંટ્યા, તો હવિ યોગી થાશું! ૧૭
રૂદ્રાક્ષી કહે રૂડું કીધું, થયા વેરાગી જાતે;
(વળી) વેરાગણ તો હુંને કીધી, (તો) હવે લિયો સંગાતે. ૧૮
વારૂં વારૂં ચાલો વહાલી, જોગી જોગણ જઇએ;
ભોગ ભોગવીએ ભોગી રૂપે, (તો) ભવાબ્ધિમાં દુઃખી થઇએ. ૧૯
પતિની સાથે યોગાચરવો, તે સુખ શાંતા! મોટું;
નયન ફેરવી ભમર ચઢાવી, ગૌરી કે' (કો') કિમ ખોટું. ૨૦
હું સમાણી લક્ષ્મી સાવિત્રી, શુ જોગણ થઈ હીંડે;
યોગાચરણે સુખ હોય તો, તે શા દુઃખમાં ભીડે. ૨૧
હર હસીને આનંદ પામીઆ, વામા! તે મોટેરાં;
લક્ષ્મીનારાયણ બ્રહ્માસાવિત્રી, (તે) મહત્ આપણ ખોટેરાં. ૨૨
નાથ નમેરા એશું બોલો, કાંઇ અનૃતમાં રૂડું;
ભવ[ને] ભવાબ્ધિ સમા સુણીને, અમો તજ્યું સૌ કૂડું. ૨૩
નારદાદિ મુનિઓએ ભાખ્યું, હરથી નહિ કો મોટું;
ઈમ જાણી અમો લગ્ન લાવિયું, યોગી! તે કિમ (કીજે) ખોટું. ૨૪

---

૧૭ જાઓ—ભલે જાઓ! (સર્વસ્વ કર્મનું ક્રિયાપદ) પ્રમોદિનિ! હર્ષ આપનારી!

૧૮ રૂદ્રાક્ષી—ક્રોધયુક્ત નેત્રવાળી.

૧૯ ભવાબ્ધિ—સંસાર રૂપી દરિઓ.

૨૦ યોગાચરવો—યોગ (જોગ) આચરવો. શાંતા!—શાંત ગુણવાળી—પાર્વતી.

૨૧ ભીડે ઇ૦—જો યોગાચરણમાંજ સુખ હોય તો મારા સરખી લક્ષ્મી અને સાવિત્રી જે જોગી નથી તે શા દુઃખમાં ભીડાયલી છે?

૨૨ તે—લક્ષ્મી અને સાવિત્રી. ખોટેરાં—અર્થાત્ આપણે કાંઇ તેવાં મોટાં નથી

૨૩ અનૃતમાં—અસત્યમાં. તમે આ (આપણ મોટાં નથી એવું) અસત્ય બોલો છો તેમાં કાંઇ સારૂં છે! ભવ—શિવ. શિવને સંસાર સાગર જેવડા મોટા સાંભળીને અમે સૌ (સુખ) કૂડું (ખોટું ગણીને) તજ્યું.

૨૪ લગ્ન લાવિયું—લગ્ન કર્યું. (મરાઠી છાયા). એ ધાતુ આણ્યુંના અર્થનાં વપરાય છે, જેમ લગ્ન લેવડાવ્યું.

હું સરખી લક્ષ્મી સાવિત્રી, કરે મારી કરડાગી;
(તમો) નાગા હીંડો નાથ નમેરા, તે દુઃખમાં હું ભાગી. ૨૫
મે'ણાં ટુણાં ખાઉં અમો, તે કહે નાગાની નારી;
એ સ્પર્દ્ધણો હવે કે' હુંને, (હતી) નાગી થઈ ભિખારી. ૨૬
હવે દુઃખથી (પતિ)! પ્રાણ તજું, નવ ધૈર્ય શકું હું રાખી;
(તવ) હરે ધારિયું મનાવી લઉં હું, જ્ઞાનની કુંચી દાખી. ૨૭
પરમાનંદનું સુખ કે' શંકર, પ્રિયા સર્વથી મોટું;
મારૂં તારૂં હું તું તે એ, હૃદયા! સરવે ખોટું. ૨૮
વિજયા પીવી, તપ આચરવું, તે સુખ ઉપમા કેવી!
સંતોષી થઈ પરમાનંદે, રે'વું વા'લી દેવી. ૨૯
ભંગી! ભંગ પીઓને ભટકો, હું સાથે નહિ આવું;
સૂતરદોરો શરીર પર નહીં, તેશુ કહો કિમ ફાવું. ૩૦
મહાદેવ કે' વારૂં મહિલા, અમો એકલા જાશું;
તુજ સુખે હુંને સુખ ઉપજશે, (ત્યાં) વધુ આનંદી થાશું. ૩૧
જાવું જાવું કે'તાં નવ લાજો, નફ્ટ! એકલી મૂકી;
(એ) ધૂર્ત પુત્ર પાસે દિન ગાળું, અરે! વિધાત્રી ચૂકી. ૩૨
હર કે' ત્યારે સાથે ચાલો, વા રહિયેં આ સ્થાને;
પર્વતજા આનંદ માનીલે, (જે) થાયે તું મન માને. ૩૩
માનિની કે' મનનું માન્યું, આથી કેવું કરશો!!
ગોસાંઈ થાઓ ગિરિમાં જાઓ, (ત્યાં) મનોર્થ અભરે ભરશો! ૩૪

---

૨૫ ભાગી—ભાગીગઇ મતલબ કે નમીગઈ.

૨૬ સ્પર્દ્ધણો—સ્પર્દ્ધા—બરાબરી કરનારી લક્ષ્મી અને સાવિત્રી. તે હવે મને એમ કહેશે કે નાગી તો હતી અને હવે ભીખારી પણ થઇ.

૨૮ હૃદયા!—હૃદય રૂપ પ્રિયા! અતિ વાહાલાને 'હે મારા પ્રાણ!' એમ કહેવામાં આવેછે, તેવુંજ આ રૂપ છે.

૩૩ હર ૪૦— હર કહેછે કે એમ છે ત્યારે તો સાથે ચાલો, અથવા આ સ્થાનમાં રહો. હે પર્વતજા—પર્વતની પુત્રી પાર્વતી. હે પાર્વતિ! જે તું મનમાં માનતી હોય તે થાય, માટે આનંદ માની લે.

૩૪ અભરે ભરશો—નહિ ભરાય એવા મનોરથને પણ ભરી નાખશો—પુષ્કળ

(એ) માયાવચ હરને કિમ લાગે, જેહ નિરામયકારી;
અનુચરને આજ્ઞા દીધી તવ, સરવ કરો તૈયારી. ૩૫
પાર્ષદ પોઠી સજ્જ કર્યો ત્યાં, ઉપર કરી અસ્વારી;
ભૂત મધ્યે ભોળો શોભે, (જ્યમ) કજ્જળ પય ધારાવાડી. ૩૬
લગને લાગ્યા ગાયન કરતા, ભૂત ભૈરવશુ ચાલ્યા;
ઉષા ગણપતિ કાર્ત્તિકસ્વામી, વળાવતાં નવ મા'લ્યાં. ૩૭
ઉષા કુંવરને ખોળે લેઈ, ગિરિજા બહુ વિધ વિલ્પે;
ગજાનન સામું નહીં ભાળે, ગમે તેમ મન જલ્પે. ૩૮
હરે વિનાયક ઉચ્છંગ લેઈ, હૃદયા સાથે ચાંપ્યો;
જેહ ઉમાનો કોપ હતો તે, શિવ કૃપાએ કાંપ્યો. ૩૯
ઘર પરિવાર પુત્ર પુત્રી વળી, કુબેરશા ભંડારી;
(મૂકી) પારવતી પરમેશ્વર ચાલ્યાં, સર્વે સુખ વિસારી. ૪૦

---

ભરી નાખવું તેને અભરે ભરવું કહેછે. (આ સ્ત્રીઓની સ્વાભાવિક વક્રોક્તિ છે).

૩૫ માયાવચ- પાર્વતીનું વચન (માયા-પાર્વતી). નિરામયકારી [ નિસ્ +આમય (વિકાર) + કારી] વિકાર રહિત કરનાર. જે બીજાને માયાવિકારથી મૂકાવનાર છે તેને આ માયાનું વચન કેમ લાગે?

૩૬ કજ્જળ ઇ૦—જેમ કાજળના સમુદાયમાં દૂધની ધારાવાડી શોભતી હોય તેમ કાળાં ભૂતના સમુદાયમાં ગૌર શંભુ શોભેછે. **પૂર્ણોપમા.** "જ્યાં ઉપમેય ઉપમાન વળિ, વાચક ધર્મ સુચાર; પૂરણ ઉપમા." (ભાષાભૂષણ).

૩૭. લગને લાગ્યા ઇ૦-ગાયન કરતા કરતા તેના લગનમાં લાગેલા (તેની) ધૂન્યમાં લાગેલા ભૂત ભૈરવની સાથે મહાદેવ ચાલ્યા. ઉષા ઇ૦—ઉષા (ઓખા) વગેરે તે શિવને વળાવતાં (તેમના જવાથી) મહાલ્યાં નહિ (રાજી ન થયાં–દિલગીર થયાં).

૩૮ કુંવર-કાર્ત્તિકેય. ગમે તિમ ઈ૦—મનમાં ગમે તેમ જલ્પે (બોલે) એ અન્વય.

૩૯ હરે—મહાદેવે. વિનાયક—ગણપતિ. ઉચ્છંગ—ખોળો. પાર્વતીએ ઓખા અને કાર્તિકેયને ખોળામાં લીધાં. શિવની કૃપાથી પાર્વતીનો કોપ કાંપ્યો— કંપીને ઉતરી ગયો કે બીહીવા લાગ્યો.

નગ પર જઇને સ્મશાન ખોળ્યું, સંભારી રાખોડી;
જગત્માત કે' તનુજે લુંટ્યા, માટે માયા છોડી. ૪૧
વાંકાં વેણે વારિણીપતિ, આનંદ આણી નાચ્યા;
મા'દેવ કે' માયાથી છૂટ્યા, અમો પ્રિયા અતિ રાચ્યા. ૪૨
એવે અનુચર આવી બોલ્યો, કૃષ્ણ લક્ષ્મીસહ આવે;
ગિરિધર ગરૂડારૂઢ નિહાળી, મુને અવર નવ ભાવે. ૪૩
સમાચાર સુણી સતીપતિ ત્યાં, ખોંખારી વધુ નાચ્યા;
જાઓ વેગે તેડી લાવો, નિત્યે જેને જાચ્યા. ૪૪
જાઓ લાવો વચન સુણીને, જગત જનુની કોપી;
નીલકંઠ! નિર્લજતા આ શી! લાજ મર્યાદા લોપી!! ૪૫
દંપતી પાસ દિગમ્બર જાઓ, એ શું અન્યા' થોડો;
ખોળું ખલકમાં ખૂણે ખાંચે, નહિ જોઉં તમ જોડો! ૪૬
મન વિચારો છો મહાદેવા, નામની લજ્જા રાખો;
ખાળો ટાળો દુઃખ માહરૂં, સૂત્રતાંતણો નાખો. ૪૭
હર હસી હરિવદનીને કે' શું, દિગમ્બરે ન મળાય?
વારૂં લાવો વસ્ત્ર પે'રીએ, બોલ્યા ભોળોરાય. ૪૮

---

૪૧ જગતમાત–પાર્વતી. પાર્વતી કહેછે કે પુત્રે લુંટ્યા માટે શિવે માયા છોડી છે! અર્થાત્ એમના એમતો કાંઇ તજે એવા નથી!! (વક્રોક્તિ).

૪૨ વારિણીપતિ–ગંગાપતિ (?) રાચ્યા–ખુશ થયા.

૪૪ સતીપતિ–શિવ. જાચ્યા–જેનાં દર્શનની નિત્ય યાચના કર્યા કરીએછીએ તેમને તેડી લાવો.

૪૫ પોતે નગ્ન છતાં વિષ્ણુને બોલાવવાની શિવજીએ આજ્ઞા કરી તે સાંભળીને પાર્વતી કહે છે કે, હે નીલકંઠ (શિવ)! આ શી નિર્લજતા! તમે તો હવે છેકજ લાજ મર્યાદા લોપી નાખી!!

૪૬ જોડો–બરાબરીનો.

૪૭ ખાળો ટા૦-તેમને આવતાં ખાળો. સૂત્રતાંતણો નાખો–લગાર અંગ ઢાંકવા જેવું પણ કાંઈ પેહેરો.

૪૮ હરિવદની–ચંદ્રમુખી (હરિ–ચંદ્ર). દિગમ્બર–નગ્ન (દિક્+અંબર= દિશારૂપી વસ્ત્રવાળો).

ઝટપટ લાવો પ્રાણપ્રિયા!, મુજ સ્વામી ખોટી થાય;
મા'માયા પટ મઢીમાં શોધે, જગતૂતણી જે માય. ૪૯
ફાંફાં મારે ભવાબ્ધિતારક, જડે ન પટકૂળ તોયે;
શાળા માંહે માળા શૃંગી, શૂળ શંખ અતિ જોયે. ૫૦
એવે એક અનુચરે આણ્યું, ગજનું ચર્મ અતિ મોટું;
પાર્વતી પ્રસન્ન થઇને બોલ્યાં, તુંથી નહિ કો મોટું. ૫૧
સાહીં કરવડે કરિચર્મ ત્યાં, મહામાયાજી ભાખે;
સ્વામિ ચર્મને ધારણ કીજે, તો પ્રભુ લજ્જા રાખે. ૫૨
પ્રફુલ્લિત થઇ પ્રભુએ લીધું, સ્મૃતિ દેનાર વખાણ્યો;
કિંતુ ચર્મ રહે નહિ ચોટ્યું, તેહ ઉપાય ન જાણ્યો! ૫૩
ભસ્મે કરી ભોળો ચોટાડે, તોય ચર્મ નવ ચોટે;
વળી વળી તે તો પડી જાય તોય, લહે ન પાયે ખોટે. ૫૪
પૂછે પ્રભુજી પાર્વતી પ્રત્યે, કિમ આ રે'શે બાળી;
( ત્યાં ) વક્રવદન કટાક્ષે ભાળી, થઈ નારી ક્રોધાળી. ૫૫
અધર સ્ફુરાવી કર્મને તાડી, બોલી ગિરિજા ક્રોધે;
વિણ આધારે ગ્રહ આદિ નહિ, ( તો ) ઈ સ્વામી કિમ રોધે? ૫૬
કંદોરા કાજે દોરી ખોળું તે, ન જડે બંબં ભોળા;
હું સંતોષણી રહું હરિ પાસે, ( બીજી ) કોણ સહે વરજોળા? ૫૭
લો મારૂં ઉતરાસંગ ફાડું, બાંધોને કંદોરો;
મહદ્ ભાગિણી કે' સૌ મુજને, ઘરમાં ન મળે દોરો! ૫૮

---

૫૦ ભવાબ્ધિતારક–સંસાર સમુદ્રમાં તારનારી–પાર્વતી. શૃંગી–શીંગ (વગાડવાની).

૫૪ પાયે ખોટે–ભસ્મમાં ચિકાશ નથી માટે તેથી ચોટાડવાનું કામ થાયજ નહિ. એમ ચોટાડવાનો પાયો જે ભસ્મ તેજ ખોટો (ચિકાશ વગરનો હોવાથી) છે એમ લહ્યું (જાણ્યું) નહિ.

૫૫ બાળી!–હે સ્ત્રી!

૫૬ ઈ–એ (રાખોડી) આ ગજચર્મને કેમ અટકાવી શકે?

૫૭ હરિ–શિવ. વરજોળા–ભવાડા.

૫૮ ઉતરાસંગ–ઉત્તરીય, આડસોડિયુ.

ઉત્તરીય ફાડી ચીંદરડી ગાંઠી, તે કેડે નવ પો'તી;
રીસ ચઢી રામાને અતિશે, વાંકી નજરે જોતી. ૫૯
એવે બટુકભૈરવ બોલ્યો, કરો નાગકંદોરો;
માગ્ય માગ્ય માતાજી કહેછે, મહિમા રાખ્યો મોરો. ૬૦
હું જીવું જગ ઉપર જ્યાં સુધી, ત્યાં સુધી તું રે' જે;
સંકટ વેળા સંભારી વળી, આવું કો દિન કે' જે. ૬૧
ભૂત ભૈરવે ભુજંગ ઉખાડ્યા, કંઠ સાથ જે ચોટ્યા;
તાડતરૂ કરતાં તે તમણા, દીસે મોટા મોટા! ૬૨
સો પચાશને સાથે ગાંઠ્યા, તોય ખૂટ્યો ત્યાં એક;
બૅરખામાંથી કાઢી ગાંઠ્યો, તરૂણી કહે રહી ટેક. ૬૩
નાગ તણો કંદોરો કીધો, ગજચર્મની લંગોટી;
મા'માયા પરસન્ન થયાં, વાધી મન મમતા મોટી. ૬૪
હરે હરિને કા'વી મોકલ્યું, દર્શન આવી દીજે;
રંક સેવકને ઘેર પધાર્યા, તેથી મન અતિ રીઝે. ૬૫
સુણી હરિ હરને મળવા આવ્યા, (વાટ) જૂએ ભૈરવ ભુતો;
નાચે કૂદે નેહે ભરિયાં, કરે અન્યોન્યે તૂતો. ૬૬
(કો) પિશાચમુખાં, ગર્દભમુખાં, અવળા ચરણાં માંચે;
દામોદર દેખી દંત દેખાડે, (કો) ગુદ દેખાડે ત્યાંયે! ૬૭
વાજિત્ર વજાડે સુસ્વર કા'ડે, દેખી કમળા રીઝે;
વાસુદેવને વિનવે વનિતા, સ્વામી! એક બે લીજે. ૬૮
ગોષ્ઠિ કરતા ગોવિંદ આવ્યા, ઉભા જ્યાં મહાદેવા;
પ્રિયા સહ પ્રભુ સામા આવ્યા, ગરૂડ ભાણી તતખેવા. ૬૯
સર્પ ગરૂડ દેખી ગભરાયા, કે હરે હસ્તે સા'યા;
ગભરાશો જો ગરૂડથકી તો, દેખાશે મારી કાયા. ૭૦
રખે નાસો કોપે તમ માતા, નાઠે ન મળો દુગ્ધ;

---

૬૬ તૂત—ચાળા. ૬૮ વનિતા—લક્ષ્મી.

રાખ્યા મેંજ ગરૂડથી તમને, (તે) ભૂલ્યા કિમ હે મુગ્ધ ! ૭૧
એવે ગરૂડજી પાસે આવ્યા, ખડખડ પાંખો વાગી;
કંદોરામાંથી તે નાઠા, બીક ઘણેરી લાગી. ૭૨
નાગ નાઠે ચર્મજ પડિયું, થયા દિગંમ્બર જોગી !
ભૂત ભૈરવ હસિયાં ખડખડ, હસિયા હરજી ભોગી !! ૭૩
ભોળોનાથ ભુજંગને ધરતાં, બરકે મધુરે સાદે;
હાથ જોડી હરજી તો ઉભા, (પણ) પાર્વતી ભર્યા પ્રમાદે. ૭૪
ત્યાં ગિરિધર ગિરિજાને સ્તવે, મોટા સૌથી એહ;
હું બ્રહ્માદિક દાસ એમના, જાણો નિઃસંદેહ. ૭૫
સુણી વચન પાર્વતીજી રીઝ્યાં, ભરિયાં મન પ્રમોદે;
લક્ષ્મીજી જ્યારે પાગે લાગ્યાં, ત્યારે પ્રકટ્યાં બોધે. ૭૬
એ વિશ્વંભર અને દિગંમ્બર, આપો મનીષા સારી;
ગાઉં ગુણ હું આજી ગાજી, કરો નિર્મળ મતિ મારી. ૭૭
ભારત રૂપી ભર દરિયેથી, આમ ધરૂં હું ચિત્ત;
સાગરમાંથી ચંચ ભરે જ્યમ, ચલુકપક્ષી મિત્ત. ૭૮
પાંડવને તો વનમાં કાઢ્યા, લખ્યું વ્યાસે વનપર્વ;
તેમાં દ્રૌપદીહરણ થશે જે. (તે) શ્રોતા સુણજો સર્વે. ૭૯
કિર્મિરવધ ને પાત્ર મેળવ્યું, સ્વર્ગે ગયો કિરીટી;
પૃથ્વી પ્રદક્ષિણા પંચે કીધી, ધરી માર્ગમાં નીતિ. ૮૦
ગંધમાદને ગાંડિવ મળિયા, ભુજગથી ભીમ છોડાવ્યો;
પર્વત મૂકી નીચે આવ્યા, રથ રાખ્યો જોડાવ્યો. ૮૧

---

૭૧ રાખ્યા ઈ૦–મેંજ તમને ગરૂડથી બચાવ્યા છે તે હે મુગ્ધ (મૂઢ) સર્પો ! તમે કેમ ભૂલીગયા?

૭૪ બરકે-બોલાવે. પ્રમાદેભર્યા –ક્રોધે ભર્યાં "અકર્તવ્ય ક્રોધને વિષે કર્તવ્ય બુદ્ધિ એજ પ્રમાદ." મનીષા–બુદ્ધિ. ૭૮ ચલુકપક્ષી-ચલ્લુ-ચકલું.

૮૦ કિર્મિરવધ–કિર્મિર નામે દૈત્યનો વધ. અહીંથી ૮૨ કડિયો સુધી વનપર્વમાં વર્ણવેલી કથાનો અનુક્રમ કહ્યો છે. પાત્ર–અક્ષય્ય પાત્ર. કિરીટી–મુકુટવાળો–અર્જુન. પંચે–પાંચેપાંડવોએ.

૮૧ ગંધમાદને–એ નામના પર્વતમાં (વિંધ્યની એક શાખાને ગંધમા-

ત્યાંથી આવી નિવાસ કીધો, પૂર્વાશ્રમને સ્થાને;
હરણ થયું ત્યાં દ્રૌપદી કેરૂં, પાંડવ ભૂલ્યા ભાને. ૮૨
વૈશંપાયન ઋષિજી બોલ્યા, સુણ જનમેજય રાય;
સંક્ષેપે તુજને સંભળાવ્યો, દ્રૌપદીહરણ મહિમાય. ૮૩
કરૂણાકર વિસ્તારી કહીએ, સંત શ્રવણ કરૂં મોટાં;
પૂર્વજ મહિમા ભાખો બ્રાહ્મણ! કેમ પડયાં વિખૂટાં. ૮૪

## શ્લોક.

ઋષિ મુને સુણાવી પૂરવજ કેરી વિધિ લઘુ,
વિસ્તારી તે ભાખો હરણ મમ માતા તણું બધું;
જદા દુષ્ટે સાહી દ્રુપદ તણી પુત્રી નરવધૂ,
તદા ત્યાં શું પામ્યો જયદ્રથ તહીં જે કટુ મધુ. ૮૫

## વલણ.

કટુ મધુ ફળ જયદ્રથ પામ્યો, તે વર્ણવી કો' મુન્ય રે;
ભટ પ્રેમાનંદ હરિ સ્તવે, જેથી વિઘ્ન થાયે શૂન્ય રે. ૮૬

## કડવું ૧ લું.

## શ્લોક.

ગણપતિ–ગુણ વર્ણિને કથું છું, વરણન હું અતિશે પવિત્રકારી;
(તે) મધુ ઇક્ષુ ગુડથી ગળ્યું જ લાગે, જીવનથી મોઘું, વળી ન સોંઘું વારિ. ૧.

---

દન કહેછે). ગાંડિવ–અર્જુન. અર્જુનના ધનુષ્યનું નામ ગાંડિવ છે માટે કવિએ એજ નામથી અર્જુનને પણ ઓળખાવ્યો છે. ભુજગ–સર્પ. નહુષ અગસ્ત્યના શ્રાપથી અજગર થઈ પડયો હતો. તેના મુખમાં ભીમ સપડાયો હતો. તે અજગરના પ્રશ્નોના ઉત્તર કહીને યુધિષ્ઠિરે તેના મુખથી ભીમને છોડાવ્યો. રથ રાખ્યો ઈ૦–પર્વતની નીચે જે રથ રાખ્યો હતો તેને જોડાવ્યો.

૮૪ શ્રવણ કરૂં મોટાં–કાન મોટા કરૂં. અર્થાત્ લક્ષપૂર્વક સાંભળું. અથવા પાંડવ જેવા સંત–મહાત્મા પુરૂષોનાં મહત્કર્મ હું શ્રવણ કરૂં.

૮૫ શ્લોક–શિખરિણી. લઘુ–સંક્ષેપમાં. કટુ મધુ–કડવું કે મીઠું ફળ. જયદ્રથે મારી માતા દ્રૌપદીને ગ્રહણ કરીને કડવું કે મીઠું કેવું ફળ મેળવ્યું તે કહો.

**કડવું ૧ લું**–શ્લોક–પુષ્પિતાગ્રા. મધુ–મધ. ઇક્ષુ–શેરડી. ગુડ–ગોળ. જીવન–અમૃત. વળી તે વર્ણન અમૃત કરતાં અતિશય મોઘું છે પણ વારિ

## રાગ મારૂ.

વારિથી મોંઘું અતિશે; પાંડવ ગુણનું ગાન;
સહસ્ર મુખે વર્ણી ન શકે, શેષ સરીખો મહાન. ૨
તદપિ યદ્વા તદ્વા ભાખું, વૈશંપાયન મુન્ય,
પાતક તારાં જનમેજય ! સહુ બળી થાશે શૂન્ય. ૩
એક મને (ને) એક ચિત્તે તું, સુણજે આણી ભાવ;
ગંધમાદનથી ગાંડીવ આવ્યા, રૂડો સાધી દાવ. ૪
કામ્યક વનમાં કામના, પૂર્ણ કરતા મા'ભાગ;
ઋષિ સહસ્ર અઠ્યાશીશું, કરતા રૂડા જાગ. ૫
કર્ણી કૌરવે તે વિધ્ય, મનમાં લાગ્યો ડાઘ;
પાંડવ જો સુખમાં વસે તો, હું બાંધુ કિમ પાઘ. ૬
મંત્રી મેળ્યા રાયજી, કર્ણ શકુનિ ક્રૂર;
દુષ્ટ દુઃશાસન તેડીઓ, જે કાવે અતિશૂર. ૭
વિચાર પૂછ્યા વિધ્ય વિધે, કહો કીજે એ કેમ;
કામિની સહ પાંડવ વશ્યા, કામ્યક વનમાં ક્ષેમ. ૮
( હવે ) નિકટ સમો આવ્યા તણો, ગુજરે વર્ષ કંઈ ગુપ્ત;
યદા કાળ થોડો રહ્યો, શાણા ગાળે સુપ્ત. ૯
વિદૂષો વાણી વદો, પાંડવનો જાય ત્રાસ;

---

(પાણી) જેવું સોંઘું નથી.

૨ રાગમારૂ—ચોપાયાની દેશી. પાંચમી કડીથી દોહરા છે. ૩ યદ્વા તદ્વા—જે અથવા તે—જેવું તેવું. ૪ રૂડો સાધી દાવ—તપસિદ્ધિ પ્રાપ્ત કરીને.

૭ મેળ્યા—એકઠા કર્યા. કર્ણ, શકુનિ અને દુઃશાસન, એ ત્રણ મંત્રીઓ સહિત દુર્યોધનને પંડિતો દુષ્ટચતુષ્ટય કહેછે. અર્થાત્ દુષ્ટચતુષ્ટયની ટોળી (ચંડાળ ચોકડી) એકઠી મળી.

૯ નિકટ સ૦—હવે એમને વનમાંથી પાછા આવવાની અવધી પાસે આવી છે. હવે એ કંઇ (કોઇ જગાએ) એક વર્ષ ગુપ્ત (છાના) ગુજરે—એક વર્ષ છાનું ગાળશે અથવા કંઇક વર્ષ એમનાં એમ ગુપ્ત રીતે ગુજરે છે—વહ્યાં જાયછે. હવે જ્યારે થોડો સમય બાકી રહ્યા છે ત્યારે તે શાણા પાંડવો સુપ્તપણે (સૂઇ રહ્યા હોય તેમ) શાંતપણે—છાનામાના તે કાળ કાઢેછે.

સ્વર્ગ મધ્યે જઇને કરે, એહ છ જણ તો વાસ. ૧૦
સુણી વચન બંધુ તણાં, દુઃશાસન વદે વેણ;
કટક ચઢાવી કારમું, જે થાયે દુઃખ દેણ. ૧૧
વા રાત્રીએ જઈ કરી, વનમાં મૂકો આગ;
કે સુરંગ ફોડવીએ, રૂડો રાખી લાગ. ૧૨
અથવા સૌ આપણ મળી, નિદ્રાવશ કરૂં ઘાત;
કે પથ્થર વરસાવીએ, જેથી થાય નિપાત. ૧૩
અરણ્યમહિષ કે વ્યાઘ્રથી, લિયો છ જણના પ્રાણ;
શીકારી પાસે મારવા, કો' શું રૂચે સુજાણ. ૧૪
શકુનિ કે' એ મૂર્ખ છે, (એથી) પાંડુતનય નિપાત ?
ઘણાં કૃત્ય એવાં કર્યાં, થઇ ન સ્વાધીન વાત. ૧૫
જો રૂચે તુને રાયજી, તો કહું રૂડો દાવ;
મોહની રૂપ દાવન છળ્યા, તેવો કર્ય તું ભાવ. ૧૬
ભસ્માસુરને કારણે, છળ કીધો ભગવાન;
તેમ કરી અરિને હણો, જો ધારો શુભ સાન. ૧૭
વાળીને વિડરાવિયો, સુગ્રીવે જે રીત;
તે રીતે હણય શત્રને, જો તજવી હોય ભીત. ૧૮
જરાસંધ જે મા'બળી, નવખંડ જેનું નામ;

---

૧૦ વિદુષો-પંડિતો. છજણ-પાંચ પાંડવ અને છઠ્ઠી દ્રૌપદી.

૧૧ કટક-સેના. કારમું-માયાવી-અદ્ભુત. ૧૩ નિપાત-મરણ-નાશ.

૧૪ અરણ્ય મહિષ-વનનો પાડો-જંગલી પાડો.

૧૫ એ-દુઃશાસન મૂર્ખ છે-એથી (એવા ઉપાયથી) શું પાંડુ તનયનો નિપાત-નાશ થશે ? આપણે એવાંને એવાંજ ઘણાં કૃત્ય કરેલાં છે, પણ તે વાત સિદ્ધ થઈ નથી.

૧૬ મોહની રૂપ ધ૦—જેમ વિષ્ણુએ મોહની રૂપ લેઈને દાનવોનો છળ કર્યો હતો તેવો ભાવ-પ્રકાર તું કર મતલબકે કપટથી શત્રુનો વધ કર.

૧૭ ભસ્માસુરને કારણે-ભસ્માસુરને હણવાને કારણે.

સત્તરમીવાર જીતીઓ, જે કેશવ ને રામ. ૧૯
તેને આણી દાવમાં, કૃષ્ણે માર્યો જેમ;
વેરી વિડારો ભાણજા, જો રૂચે તો તેમ. ૨૦
પ્રલ્હાદે પ્રભુ પાસથી, મરાવિયો નિજ બાપ;
તેમ કરીને કાઢીએ, શત્રુકંટક આપ. ૨૧
તુંને કોઇ એમ કહે, મોટું થાયે પાપ;
તો આ વિધિ તેહને, દેજે તુંય જવાપ. ૨૨
મોટા જે મારગ ગયા, તે માર્ગે કરી ઘાત;
લાગે દોષ ન તુંજને, ઉલટી થાશે ખ્યાત. ૨૩
કે' કાર્ણ કઠોર વાણી વદી, એ વિચાર દુઃખદાઈ;
સુકીર્તિને જો ચહો, (જો) ચહો આપ ભલાઇ. ૨૪
તો પરશુ ધરી પાણિમાં, પરશુરામવત ઘાત;
કરો ડરો નહિ શત્રુથી, મારો મસ્તક લાત. ૨૫
રોળ્યો રાવણ જે વિધે, દશરથ બાળ કુમાર;
કચર્યો કંસને કૃષ્ણજી, એ વિધ અરિને માર. ૨૬
વારાહે વસુધા ધરી, માર્યો હિરણ્યાક્ષ;
ત્રિપુર તોડ્યું ત્ર્યંબકે, ધર વૃત્ર પુરંદર સાક્ષ. ૨૭
ચંડી કાર્તિકસ્વામીએ, અરિનો વાળ્યો ઘાણ;
મેઘનાદ માર્યો મારૂતી, પીસી લીધા પ્રાણ. ૨૮
તેમ મારો જઇ શત્રને, જો પાણી કંઈ હોય;

---

૧૯ રામ—બળરામ. ૨૦ ભાણજા—હે દુર્યોધન! દુર્યોધન શકુનિનો ભાણેજ થાયછે માટે. ૨૧ શત્રુકંટક—શત્રુરૂપી કાંટો. ૨૫ પરશુ—ફરશી. પાણિ—હાથ. ૨૭ ધર ઈ૦—પુરંદરે (ઈંદ્રે) જેમ વૃત્રને હણ્યો તે સાક્ષ તું ધર—તે દાખલો તું લે. અર્થાત્ પરાક્રમથી શત્રુને માર.

૨૮ ચંડી કાર્તિકસ્વામીએ—ચંડી અને કાર્તિકસ્વામીએ. મેઘનાદ—ઈંદ્રજીત. પીશી—કચરી.

નહિ તો હસ્ત જોડી જવું, એ ઉત્તમ છે સોય. ૨૯
(વા) એ દ્વય નપુંસક અહિ રહે, હું કરી આવું નાશ:
શકુનિ દુ:શાસન કહે, કાંઈ કરોજી કયાસ. ૩૦
વનક્રીડાએ સૌ ગયા, આ શૂર હુતા પાસ;
ગંધર્વોના મારથી, થયા પાર્થના દાસ. ૩૧
તે દિન બળ હતું કે નહિ, ભાખોજી આ વાર;
સુણી રગે રગ પસરી ગઈ, કર્ણને જાળ કરાળ. ૩૨
ખડ્ગ ગ્રહી બન્ને તાણાં, કાપે જેવે શીશ;
ધૃતરાષ્ટ્ર ત્યાં આવીઆ, જે કપટીના ઈશ. ૩૩
સુણી વાત સાંત્વન કરી, વિચારી બોલ્યા રાય;
તમો ત્રણનું જે ધારવું, ખરોખર સુખદાય. ૩૪
અન્યોન્યે લઢી મારવું, (એ) શાણાની નહિ સાખ,
દુ:શાસન કર્ણ શકુનિ જે, વદ્યા રૂડેરી ભાખ. ૩૫
તે સત્ય કરી દેખાડીએ, વાત ત્રણની રાખ્ય;
હરણ કરાવો દ્રૌપદી, (છળ) કપટ શૂરપણું દાખ્ય. ૩૬
રૂચિ વાત એ સર્વને, (પણ) ભીષ્મની મોટી બીક;
તદપિ દાંડી ફેરવી, મર્મ વચનમાં ઠીક. ૩૭
દ્રૌપદી કેરૂં હરણ કરી, લાવે જે કો જન;

---

૨૯ પાણી—બળ ૩૦ એ દ્વય નપુંસક—એ બન્ને (દુ:શાસન અને શકુનિ) હીજડા. પાંડવોને કપટથી મારવાના ઉપાય બતાવનારને કર્ણ સરખો શૂરવીર હીજડા કહે એ શોભતુંજ છે. પોતાને હીજડા કહ્યા તે સાંભળીને શકુનિ તથા દુ:શાસન તેને મેણું મારે છે કે, "કાંઈ કરોજી ક્યાસ ઇ."

૩૧. આ શૂર—આપ કર્ણ શૂર પાસેજ હતા. પાર્થ—અર્જુન.

૩૬. વાત ઇ૦—દુ:શાસને મારા વગેરે મોકલી અજાણપણે વધ કરવાનું સૂચવી કપટ ઉપાય બતાવ્યો; શકુનિએ તેનાજ જેવો પણ લગાર ભિન્ન છળ ઉપાય બતાવ્યો; કર્ણે યુદ્ધ પરાક્રમથી હણવાનો ઉપાય બતાવ્યો. દ્રૌપદીનું હરણ કોઈની પાસે કરાવવાથી કપટ, છળ, અને યુદ્ધ પરાક્રમ ત્રણે પ્રસંગ બનશે એવો ઉપાય ધૃતરાષ્ટ્ર ડોસાએ બતાવી દુષ્ટ ચતુષ્ટયનું સમાધાન કર્યું.

અર્ધ રાજ્ય અર્પુ તેહને, વળી અનરગળ ધન. ૩૮
ભીષ્મે ગદ વાર્તા સુણી, ઘણો કર્યો ઉપદેશ;
પાષાણે પાણી કિમ અડે, તિમ લાગ્યો નહિ લેશ. ૩૯
વિદુર સમો નીતિજ્ઞ જ્યાં, ઉપદેશક મા'ભાગ;
દ્રોણ ગુરૂશા ગુરૂ કર્યા, તોય ન સત્યપર રાગ. ૪૦
( તો ) હવે ઉદ્યોગ હિમાયતી, કરવો કવણ ઉપાય;
કર્મ ખરૂં કે'વું પડે, નિઃસંશય મન માંય. ૪૧

## શ્લોક.

ઉદ્યોગી સહુ આપ ધારી મનમાં રૂડી રીતે જાણશો,
જેવાં કર્મ હશે કરેલ મનુષે તેવાં નીતે માણશો;
કર્માધર્મિ કહો પછી મત કશો બોલો ઇમે તાણશો,
મૂકો વાદ, સહુ હરિ ભજનથી સારો સમો આણશો. ૪૨

## વલણ.

સમો આણશો ઉદ્યોગી, અને કર્મવાદી એક રે;
જન પ્રેમાનંદ હરિ સ્તવે, દ્રૌપદીહરણનો ધરી ટેક રે. ૪૩

---

૩૯. ગદવાર્તા—દાંડી પીટનારે કહેલી વાર્તા અથવા લોકોના મુખથી કહેવાતી વાર્તા. ( ગદ્-બોલવું ). અથવા, ગદ = ચોપદાર—( ગદિન્-છડીદાર ઉપરથી ) ચોપદારે કહેલી વાર્તા.

૪૦. રાગ—પ્રીતિ. તોય સત્યઉપર દુર્યોધનને પ્રીતિ ન થઈ.

૪૧ તો હવે ઉદ્યોગ જેનો હિમાયતી છે એવા ( બહુવ્રીહિ ) બીજો કયો ઉપાય કરવો ? અર્થાત્ આ જગોએ કોઇ પણ ઉદ્યોગની હિમાયત ચાલી શકી નહિ અને બનવાકાળ તેજ બન્યું જાયછે માટે કર્મ—પ્રારબ્ધનેજ મનમાં ખરૂં ( સત્ય ) કહેવું પડેછે.

૪૨. શ્લોક—શાર્દૂલવિક્રીડિત. કવિ કહેછે કે,—માટે સર્વ ઉદ્યોગી ઇ૦ નીતે —નિત્યે. માણશો—ભોગવશો. કર્માધર્મિ ઇ૦ —જગતનાં સઘળાં કાર્ય કર્માધાર્મે બનેછે એમ કહો; પછી બોલો, તમે શો મત તાણશો ? માટે સહુ કોઇ વાદ મૂકો—છોડી દો, અને હરિભજનથી સારો સમય આણશો.

૪૩. સમો ઇ૦—હરિ ભજન વિના ઉદ્યોગવાદીનો ઉદ્યોગ અને કર્મવાદીનું કર્મ, બંને વૃથા છે. માટે દ્રૌપદીહરણ લખવાનો ટેક ધરીને પ્રેમાનંદ કવિ હરિનું સ્તવન કરેછે. આ જગોએ ઉદ્યમકર્મનો વાદ કરાવનાર શામળભટને કાંઈક ટકોરો માર્યા જેવું કવિએ કર્યું છે.

## કડવું ૨ જું

### શ્લોક.

દેશ વિદેશ વિષે સુખધામ ન, કોઈ બિજો પરદેશ સુહાવે;
સિંધુ તણી ઉપમા શુભ છાજતી, વાજતી નામક કીર્ત્તિ સુભાવે;
સિંધુ–પતિ શચિ–સ્વામિ બીજો શુચ, નામ જયદ્રથ આપ ધરાવે;
શૂર તણી સરિતા વહતી બિચ, જાઈકરી સ્વય માગ મુકાવે. ૧

### રાગગોડી.

માગ મૂકાવે વીર માંય, કળે યુદ્ધ કે ચઢતો ત્યાંય;
સિંધુ દેશનો એવો રાય, (વળિ) ધૃતરાષ્ટ્રનો જમાઇ થાય. ૨
વૃદ્ધક્ષત્રનો પુત્ર કહેવાય, જેની જોડી જુગ ન પમાય;
દેશ દેશના રાય જેહ, તેશું સંબંધ ધારે તેહ. ૩
મજા પ્રૌઢ મહાઅભિમાની, અતિ ઓ'ળી જેની રાજધાની;
એવો ઉન્મત્ત જયદ્રથ રાય, તેણે વાણી લહી સુખદાય. ૪
જે કો દ્રૌપદી હરી કે'ય, (તે) અર્ધ રાજ્ય કુરૂનું લેય;
સમાચાર સુણી ચિત્ત ચમક્યું, પાંચાળી હરવા મન ધમક્યું. ૫
મિત્ર મંત્રી બોલાવી કહ્યું, જોઇએ કાર્યમાં સા'યે થયું;
વારૂં કહી બેઠા ત્યાં સર્વ, ગદ વારતાનો કરતા ગર્વ. ૬
એવે અનુચર આવ્યો એક, પૂછે જયદ્રથ કવણ વિશેક;

---

**કડવું ૨ જું**. ૧ શ્લોક–ઇંદ્રવિજય. દેશ ઈ૦–જેના જેવો બીજો કોઈ દેશમાં અને પરદેશમાં સુખધામ નથી. તેમ બીજો કોઈ પરદેશમાં શોભતો નથી. જેને સિંધુની–સમુદ્રની શુભ ઉપમા છાજે છે. અને જેની નામક–નામની કીર્ત્તિ સારા ભાવથી વાગી રહીછે. સિંધુપતિ–સિંધ દેશનો ધણી. શચીસ્વામી–શચીનો સ્વામી–ઇંદ્ર. શૂર ઈ૦-શૂર પુરૂષોની વેહેતી નદી મધ્યે પોતે જઈને માગ મૂકાવે. **પરિણામાલંકાર.**

૨ રાગગોડી–ત્રીતાળી ચોપાઈ. કળે–જાણે. ૩ પમાય ઈ૦–જેની જુગ (બીજી) જોડી ન પમાય–નમળે. ૪ ઓ'ળી–વિશાળ.

૬ જોઇ એ ઈ૦–આ કાર્યમાં (દ્રૌપદીહરણમાં) તમારે મને સહાય થયું જોઇએ–તમારે મને સહાય થવું જોઈએ. ગદવાર્ત્તા–દ્રૌપદીહરણ સંબંધી લોકોમાં ગદિત વાર્તા. અથવા–ગદે (ચોપદારે) કહેલી વાર્તા.

દાસે કરપલ્લવીએ દાખ્યું, શાલ્વસેવકે જઈ પાસ ભાખ્યું. ૭
મહારાજ ધિરાજ વિરાજ, શાલ્વ નૃપનું કીજે કાજ;
નમી પત્રી આપી કરમાંય, રાયે આપી પુરોહિત જ્યાંય. ૮
વાંચો વાંચો ઉતાવળું કે'ય, (માંહિ) શુભાશુભ કે અન્ય છેય;
પુરોહિત કે' નહિ શુભ મુહૂર્ત, રાય કે' વાંચો વાંચો તુર્ત. ૯
વારૂં વાંચીએ પણ નહિ ક્ષેમ, તોય કરવું અમોએ તેમ;
ગુપ્ત પત્રી ધરી ઋષિપાણ, વાંચે સભામધ્યે સુજાણ. ૧૦
સિંધુ દેશના સિંધુરા રાય, વીર્યવંત દયાળુ કે'વાય;
કીર્ત્તિવંત કુલીન સુખદાઈ, વાંચો આપ રૂડી વધાઈ. ૧૧
શાલ્વ દેશનો શાલ્વ ભૂપ, લખું આપને વાત અનુપ;
મારી પુત્રી સુધન્યા નામ, તેનો સ્વયંવર કરૂં આ ઠામ. ૧૨
મુજ પુરથી યોજન વીશ, એક દાનવ પાડે ચીસ;
તેનું મંડપ રહી કરે મર્ણ, તેહ પામે કન્યા સુવર્ણ. ૧૩
મોટા રાય આવી પળાય, બળ હોય તેહ કન્યા સા'ય;
કિંતુ કર્મનો મોટો વાંક, રાય મળ્યા સહુ દીસે રાંક. ૧૪
શબ્દવેધી અર્જુન એક, તેણે વનકુળ ધરિયાં ટેક;
તેથી અર્થ રહ્યો મારો એમ, હીર હોય આવો ધરી નેમ. ૧૫

---

૭ અનુચર–સેવક (શાલ્વ રાજાનો). પૂછે ઈ૦–આ બધામાં જયદ્રથ કોણ ? એ રીતે વિશેષે કરીને તે પૂછેછે. દાસે ઈ૦–જયદ્રથના દાસે કરપલ્લવીએ (હાથની ઈશારતથી) દાખ્યું (બતાવ્યું) અને તેથી–શાલ્વના સેવકે તેની પાસે જઈને કહ્યું કે, મહારાજ ધિરાજ ઈ૦–સ્પષ્ટ છે.

૮ ધિરાજ–અધિરાજ. अधि ઉપસર્ગના अ નો લોપ કર્યો છે. अव ઉપસર્ગના अ નો લોપ એવીજ રીતે કાળિદાસે કુમારસંભવમાં કર્યો છે. "पूर्वापरौ तोयनिधीवगाह्य." કુ૦ સ૦ ૨. વિરાજ–શોભાયમાન (વિ + રાજ્=શોભવું.)

૧૩. સુવર્ણ–સારાવર્ણની.

૧૫. ટેક–ટેકથી. અર્થાત્ એણે વનકુળ ધાર્યાં માટે તે વાનપ્રસ્થ ધર્મ નથી તજવાનો અને તેથી તે સ્વયંવરમાં આવી શકતો નથી. આવી રીતે અર્જુન પ્રશંસા એ દ્રૌપદીહરણ રૂપ આલંબન વિભાવની સાથે ઉદ્દીપન વિભાવ છે. હીર–બળ–તેજ.

સુણી નખશિખ લાગી જ્વાળ, સૈન્ય સજ કરો કઠિન કરાળ;
શું ધનંજયે રાખી ધર્ણ, શાલ્વ દાનવને કરૂં શર્ણ. ૧૬
ધન્ય ધન્ય ધરણીપતિ તુંય, મૂર્ખ શાલ્વ તે જાણે શુંય;
મિત્ર મંત્રી ચારણ ભાટ, કહ્યું તેમણે વારૂં એ વાટ. ૧૭
જયદ્રથથી પામે ત્રાસ, ઇંદ્રિ માટે રહે આકાશ;
મારે શર નહીં કદા ક્ષુદ્ર, ત્રાસી સૂર્ય પડે સમુદ્ર. ૧૮
શુકલ કૃષ્ણ ન યામિની ભેદ, પ્રતાપ ઉદય કરે વિધુ ખેદ;
અરિ યશના કિરણે દાઝે, અહર્નિશ ધૂનિ જય ગાજે. ૧૯
ત્યાંહિ પાર્થ પરાક્રમ કશું, મણિધર નિકટ મંડૂક જશું;
સુણી આપ વખાણ ફુલાય, શાલ્વ દેશે જાવા સજ થાય. ૨૦
જેહ મહા ધનુર્ધર ધારી, મંત્રી મિત્ર સેનાપતિ ભારી;
તે સર્વને આજ્ઞા દીધ, કીજે સત્વર સજાઈ સિદ્ધ. ૨૧

---

૧૬. શાલ્વ દાનવને—શાલ્વને અને દાનવને. ૧૭. ધન્ય ધન્ય ૪૦—(ભાટ ચારણો જયદ્રથને કહેછે.) વારૂં એ વાટ—એ રસ્તો સારો છે—શાલ્વને ત્યાં સૈન્ય લેઈને જવું તે ઠીક છે.

૧૮. ઇંદ્રિ જયદ્રથથી ત્રાસ પામે છે માટે આકાશમાં રહે છે. ક્ષુદ્ર ૪૦—જયદ્રથ કદી ક્ષુદ્ર (હલકો) શર (બાણનો માર) મારતો નથી (અર્થાત્ તે મારશે તો ભારે માર મારશે) તેથી ત્રાસીને (સાંજે) સૂર્ય સમુદ્રમાં પડેછે. સાંજે સૂર્ય સમુદ્રમાં પડેછે એવી પુરાણોમાં કથની છે. "परिपतति पयोनिधौ पतंगः सूर्य समुદ્રમાં પડેછે" (ભોજપ્ર૦) "ઉત્પ્રેક્ષા ઉત્પ્રેક્ષા. સંભાવના ૪૦".

૧૯. શુકલ ૪૦—જયદ્રથના રાજ્યમાં શુક્લ અને કૃષ્ણ એવા રાત્રીના ભેદજ નથી. (અર્થાત્ જયદ્રથના પ્રતાપ રૂપી તેજવડે સર્વદા પ્રકાશજ રહેછે). અને તેથી તે પ્રતાપ વિધુને ખેદ ઉત્પન્ન કરે છે. (તાત્પર્ય કે તેને પ્રકાશવા વારો આવતો નથી તેથી તે પોતાની મહત્તા ઘટી સમજી ખેદ પામેછે). યશનાં—જયદ્રથના યશનાં. ધૂનિ—ધ્વનિ—અવાજ.

૨૦. ત્યાંહિ ૪૦—જયદ્રથ આગળ પાર્થ (અર્જુન) નું પરાક્રમ તે મણિધર (સર્પ) આગળ મંડૂક (દેડકા) જેવું છે. **ઉપમા.**

૨૧. ધનુર્ધરધારી—ધનુર્ધર (ધનુષ્ય ધારનારાઓ) ને ધારણ કરનાર (આજ્ઞામાં રાખનાર). સજાઇ—સજ થવાનું કામ. ૨૨. દ્વય—બે. મુહુર્તમાં—બે ઘડીમાં. હાવું—હાવાં—હવે.

દ્વય મુહૂર્તમાં સજ થઈ આવું, હું ને વાર ન થાયે હાવું;
એવી આજ્ઞા આપી પળાય, રણવાસ માંહી રાય જાય. ૨૨
રાણી આવી ઉભી પાસ, ઉભાં અન્ય અતિ દાસી દાસ;
મહારાજ આજ્ઞા શી હોય, એકી ટસે સૌ સામું જોય. ૨૩
પકવ આમ્રફળ પડતું જેમ, રાય વચનમાં પ્રીતિ તેમ;
શું બોલશે એવી આશ, રાજા કરતો મનમાં કયાસ. ૨૪
પછે બોલ્યો વાણી મધુર, શાલ્વ દેશે હું જાઉં પૂર;
ત્યાંનો ગર્વિષ્ઠ રાજા જેહ, ઘણો પાર્થને વખાણે તેહ. ૨૫
શબ્દવેધીપણાનું કામ, નહીં અન્ય કહીં ઉદ્દામ;
સુધન્યા પુત્રી તેની સુરૂપ, પરણી લાવું તેને તો હું ભૂપ. ૨૬
બોલી નારી અતિ આનંદી, સ્વસ્વામિના ચરણ વંદી;
વારૂં નાથ વહેલા થાવ, આવો પરણી કરી સુખભાવ. ૨૭
પણ ધારો ધરણાધર ધ્યાન, કિમ અન્ય લગ્ન કરો બળવાન;
દશ નારીને દશ સંતાન, અન્ય સુરૂપા મુગ્ધામાન. ૨૮
તોય તનની તૃપ્તિ ન થાય, શુભ મુહૂર્ત જોઈ વળો રાય;
સુણી શીખામણની વાત, ખીજ્યો પટરાણી કેરી સાથ. ૨૯
એમ સર્વ પત્નીશુ ત્યાંય, રાય લઈ આવ્યો મંડપ માંય;
પુરોહિતને લાગ્યો પાય. મુહૂર્ત આપો જયમ શુભ થાય. ૩૦
આ ઘટિકાએ થાય પ્રયાણ, એવો યોગ જોઇએ સુજાણ;
ઋષીશ્વર કે' સારૂં ન આજ, કાલે પળજો તમે મહારાજ. ૩૧
રાય કે' નહિ મુહૂર્તનું કાજ, અમો આવું ન વૃથા વાજ;
મુનિ મનમાં ઉપજ્યો ત્રાસ, ઉઠી ચાલ્યા સ્વયં નિવાસ. ૩૨

---

૨૪. કયાસ–તર્ક. ૨૬. ઉદ્દામ–અપરિમિત.

૨૮. કિમ ઈ૦–હે બળવાન! તમે બીજું લગ્ન કેમ કરોછો? સુરૂપા–સારા રૂપવાળી. મુગ્ધા–મુગ્ધ અવસ્થાવાળી. તનની–શરીરની કે પુત્રની. અર્થાત્ તમારે દશ સ્ત્રીઓ અને દશ સંતાન છે, તેમ બીજી પણ સારા રૂપવાળી મુગ્ધા સ્ત્રીઓ છે; તથાપિ તમારા તનની તૃપ્તિ થતી નથી! ભલે રાજા! સારૂં મુહૂર્ત જોઇને જાઓ! સ્ત્રીઓનાં આ વચન વક્રોક્તિનાં તથા પરાધીનતા સૂચક છે.

૩૨. અમો વૃથા વાજ ન આવું–હું મિથ્યા હેરાન નહિ થાઊં. સ્વયં–પોતે. નિવાસ–ઘર.

નહીં મંગળ સ્વસ્તિવાચન, નહિ હોમ કે હુતાશન;
તોએ રાજા ચાલ્યો વાટ, મન માંહે નહીં ઉચ્ચાટ. ૩૩
સાથે મિત્ર મંત્રી બહુ જાય, નાના વિધનાં આયુધ સા'ય;
ચાલ્યું ઉષ્ટ્ર કટક અપાર, લાગી પ્રથમે તેની હાર. ૩૪
ઉપર નોબત કડિધિમ વાય, છેલ બની સવારો જાય;
તેની સાથે ખચ્ચરની લાર, ઉંચક્યો જેણે ભાર અપાર. ૩૫
રથ બલિવર્દ અતિશે વિશાળ. માંહિ ભરી મોટી પટશાળ;
તેવા શિબિરવાહક અમાપ, ઠઠમેઠે કરી ચાલ્યા આપ. ૩૬
તે પૂઠે તહિં સ્વાર પળાય, જળરેલાની પેઠે જાય;
પછે ગજદળ ત્યાં મદમાતું, રૂડે પ્રકારે ત્યાં થકી જાતુ. ૩૭
તે ઉપર અંબાડી મૂકી, જાણીએ ગૃહદેવતા ચૂકી;
નિર્મ્યાં પર્વત પર પ્રાસાદ, તેમાં ઉઠે ઘણા સુખસાદ. ૩૮
એવાં ગૃહગિરિ અનેક, ચાલ્યાં એક પછી ત્યાં એક;
ચાલ્યું પાયદળ ઉડતો પવન, દરશે ઇતસ્થિત રનવન. ૩૯
નભ તારા ગણી કે' કોય, કિન્તુ નવ ગણી પાયદળ જોય;
પછે કંચુકી સંજય ભાટ, ચાલ્યા ઘણો કરી ઠાઠમાઠ. ૪૦

---

૩૪. ઉષ્ટ્રકટક—ઉંટની સેના. (સિંધમાં ઉંટનો તથા ખચ્ચરનો વાપર મૂળથી ઘણો હશે એમ સમજાય છે).

૩૫. વાય—વાગે. ૩૬ રથ ઈ૦—બલિવર્દ (બળદ) ના રથ અતિશય વિશાળ હતા. પટશાળ—વસ્ત્રની શાળા—તંબુ. શિબિરવાહક—તંબુ ઉંચકનાર.

૩૮. જાણીએ ઈ૦—હાથી ઉપરની અંબાડી વિષે આ કલ્પના છે. ગૃહદેવતાનો વિચાર જાણે એવો કે હું પર્વત ઉપર પ્રાસાદ (ઘર) બનાવું છું: પણ તે ચૂકી ગઈ અને પર્વતને બદલે હાથી ઉપર ઘરને બદલે અંબાડી તેણે રચી. તાત્પર્યકે હાથી પરની અંબાડી તે પર્વત ઉપરના મેહેલ જેવી શોભતી હતી. સુખસાદ—સુખકર સાદ (શબ્દ).

૩૯. ગૃહગિરિ—ગૃહ (અંબાડી) અને ગિરિ (હાથી). ઇતસ્થિત—ઇતસ્તતઃ—અહીં તહીં. રનવન—વિખરાયલું (રાન રાન ને પાન પાન).

૪૦. નભ—આકાશ. કિન્તુ—પણ. કંચુકી—દ્વારપાળ, સ્ત્રીઓના ઓરડાનો નોકર. સંજય (સંજય)—ભાટના જેવી એક જાત.

કો વૃદ્ધ ગયાં ડાચાં મળિ, ( તે ) શસ્ત્ર સંભાળતા વળી વળી;
તેની પુઠે મંત્રી રાય, ચાલ્યા મંત્ર કરી સુખદાય. ૪૧
બેઠા રથી થઈ રથ માંય, દેવપતિશા દર્શે ત્યાંય;
પછે મિત્રમંડળ વિશાળ, ચાલ્યું કઠિન અતિ કરાળ. ૪૨
તેહ મધ્યમાં રાય બલિષ્ટ, દર્શે વૃત્ર અરિથી વરિષ્ટ;
પુઠે રક્ષક સૈન્ય અપાર, ચાલ્યું તેહ થઈ તારોતાર. ૪૩
ગણે નભના તારા કોય, કિન્તુ સૈન્ય સામુ નવ જોય;
એવી સજ થઇ સેના જાય, કોણે વર્ણન કેઈ પેરે થાય. ૪૪

## શ્લોક.

જ્યાં શેષ હારે વદને વખાણી,
ત્યાં કીર્તિ તેની કથું શું ય જાણી;
કોઈ કહેછે નદી પૂર ચાલી,
સોહી ન બીજી કદીએ નિહાળી. ૪૫

## વલણ.

સોહી નિહાળી નહિ કદી, એવો સૈન્યસમાજ રે;
શું ભટ પ્રેમાનંદ વર્ણવે, હરિજન કેરે કાજ રે. ૪૬

## કડવું ૩ જું.

## શ્લોક.

બાળા માળા ઉપર ચઢીને પુષ્પ મોતી વધાવે,
નિર્ખી હર્ખી પરખ પરખી માન મોઘેરૂં લાવે;
જોષ્ટા ચેષ્ટા કરતી વિનયે જે વિધે સ્વામિ ભાળે,
જોતી રોતી દગ બિચ પતિને સતી દુઃખ–સાલે. ૧

---

૪૧. મંત્ર–સલાહ. ૪૩. વૃત્રઅરિ–ઈંદ્ર. વરિષ્ટ–શ્રેષ્ઠ. તારોતાર–છૂટું છૂટું.

૪૪. સામું નવ જોય–અર્થાત્ સૈન્ય ગણી શકાય નહિ.

૪૫. શ્લોક–ઈંદ્રવજ્રા. સોહી–સોઈ. સેનાને જતી જોઇને કોઈ કહેછે કે આ પૂર ( પૂરી–ભરેલી ) નદી ચાલી જાયછે; પણ કવિ કહેછે કે એમાં (એ સેનામાં) જે સોઈ છે તેવી બીજી જગોએ કદી મેં જોઈ નથી.

કડવું ૩ જું ૧ શ્લોક–મંદાક્રાંતા. વધાવે (જયદ્રથને) પરખ ઈ૦–પોતાના સ્વામીને ઓળખીને સ્ત્રીઓ મનમાં બહુ માન માનતી હતી. એવો ભાવ છે. દુઃખ સાલે–સ્વામીના વિયોગ દુઃખના સાલથી.

## રાગ દેશાખ.

સતી દુઃખધારી ચિત્તમાં, સ્વ સ્વામિને નિહાળતી;
કો કુસુમ વરખે પાણિમાં લઈ, ( કો ) મિષોનમિષે ભાળતી. ૨
કો ક્ષત ઢાંકે ગાલના કો, હૃદયચંદ્ર છૂપાવતી;
કોઈ નવોઢા નારી ટગમગ, જોઇ મન લજાવતી. ૩
( વળિ ) બારીએ અટારીએ કો, ગોખમાં મહિલા ચડી;
છજ્જે ઝરૂખે જોતી રહી, આકાશિકા પર જઈ અડી. ૪
કો પંચ સપ્ત કે અષ્ટ કેરા, માળ ઉપર રાજતી;
કોઈ મુગ્ધ કેરાં અંક દરશે, ઘણું મનમાં લાજતી. ૫
( કો ) બેઠી બાળી શ્રેષ્ઠ સ્થાને, તેહ રૂડી ભાવતી;
શું એક પૂઠે એક દરશે, ચપળા જાતી આવતી. ૬
( ત્યાં ) આકાશિકા આકાશ બનિયું, વિધુવદની વિધુ રૂપ છે;
તાંબૂળ કેરા તરકચા( તે ) ત્યાં તારિકા અનુપ છે. ૭
વળિ વીરનાં જે વદન ક્રોધી, તેહ સૂર્ય સમાન છે;
અલૌકિક સિંધુ જનપદે જે, અહર્નિશ એક માન છે. ૮

---

૨ રાગ દેશાખ—છંદ હરિગીતની ચાલ. વરખે—વરસે-વરસાવે. પાણિ-માં—હાથમાં.

૩ ક્ષત—દંશનાક્ષત. હૃદયચંદ્ર—સ્તન ઉપર નખથી થયેલી ચંદ્ર સમાન આકૃતિ. ૪ આકાશિકા—અગાશી. ૫ અંક—ચિન્હ.

૬ ચપળા—વિજળી. એક પછી એક દેખાતી સ્ત્રીઓને જોઈને કવિ તર્ક કરેછે કે શું એ વિજળી જાય છે આવે છે! ઉત્પ્રેક્ષા.

૭ આકાશિકા ઇ૦—ઉપર કહેલા ચપળારૂપ તર્કની સંભાવનાનો હેતુ આ રૂપકથી બતાવે છે કે આકાશિકા ( અગાશી ) એ જાણે આકાશ છે ઈ૦. તરકચા—છાંટા.

૮ સિંધુ જનપદ—સિંધુ દેશ. માન ઇ૦—વીરનાં જે ક્રોધી વદન તે સૂર્ય સ-માન છે. અને તેથી અલૌકિક સિંધુ દેશમાં અહર્નિશ (રાત અને દિવસ) એક માન (સમાન) છે મતલબ કે દિવસે પ્રત્યક્ષ સૂર્ય પ્રકાશે અને રાત્રે વીરનાં ક્રોધી વદનોનો પ્ર[illegible] હોય છે તેથી સિંધુ દેશમાં રાત્રી અને દિવસ સંજ્ઞા છેજ નહિ, એજ સિંધ દેશમાં અલૌકિકતા છે. **પરિકરાલંકાર.** "अलंकारः परि-करः साभिप्राये विशेषणे" (ચંદ્રાલોક).

અસંખ્ય વીરો અવનવા એક, માર્ગ મૂકી બીજે જાય છે;
પુર પાર પામે નહિ તોયે, તેથી દિગ્મૂઢ થાય છે. ૯
જાણે ન જે આ કયો મારગ, સર્વ સરખી હારમાં;
પ્રત્યેક મંદિરે વાડી વારૂ, ઉચ્ચરે દ્વિજ તારમાં. ૧૦
મેના પોપટ મધુર ભાખે, ચાસ બુલબુલ બોલતા;
ત્યાંહ પારેવા ઘૂ ઘુ કરે, ગળુ હલાવી ડોલતા. ૧૧
મયૂરના ટોકાર મનહર, કોકિલાના કારમા;
પ્રાસાદ પ્રત્યેકે ખીલી રહિ, અઢાર ભારે હારમાં. ૧૨
સુમન રોપે ખટપદ ભમતો, (અન્ય) ફરે વિહંગમ વૃક્ષમાં;
દ્વય અક્ષૌહિણી સૈન્ય જાતું, (શું) કીટ ગરૂડની પક્ષમાં! ૧૩
સવારથી જે સૈન્ય નીકળ્યું, તે સાંજ સુધી આવિયું:—
પુરપોળે પરવર્યું સહુ, કિલ્લાએ મન ભાવિયું. ૧૪
કોટફેરાં કોસિસાં માંય, કાંગરા બહુ વિધ જડ્યા;
હથિયાર સાહી દશ દશ ડગલે, રક્ષકો બહુ વિધ અડ્યા. ૧૫
દરવાજાનાં શિખર લાગ્યાં, વિયત સાથે વાતમાં;
તે મંદિરના મનહર મંડપે, માનિની મળી મા'તમા. ૧૬
રાય રાણી મંત્રી–માનિની, મિત્ર–વધુઓ ગોખમાં;
તેણે પુત્ર પરિવાર સાથે, વધાવીઓ (રાય) રોખમાં. ૧૭

---

૯ પુર પાર પામે નહિ૦—નગરીની વિશાળતા બતાવે છે.

૧૦ દ્વિજ–પક્ષી. તારમાં–ઝીણા સ્વરથી. ૧૧ પારેવા–પારાવત–કબૂતર.

૧૨ પ્રાસાદ–મેહેલ. અઢાર ભારે–(વનસ્પતિ). ૧૩ સુમન–પુષ્પ. રોપે–છોડવે. ખટપદ–ભમરો. વિહંગમ–પક્ષી. કીટ ઇ૦—જેમ ગરૂડની પાંખમાં કીડો જતો હોય તેમ તે નગરમાં બે અક્ષૌહિણી સૈન્ય જતું હતું. અર્થાત્ નગરની વિશાળતા આગળ સૈન્ય કાંઈ ગણતીમાં નથી. ૧૫ કોસિસાં–કળશ જેવાં હૈયારખીને માથે હોય છે.

૧૬ વિયત–આકાશ. **સંબંધાતિશયોકિત**—"સંબંધાતિશયોકિત તે અજોગને કહે જોગ." (ભાષા ભૂ૦). મા'તમા–મહાત્મા– ઉત્તમ ગુણાદિવાળી. ૧૭ રોખમાં–ઈચ્છા પ્રમાણે. (રુચ્–ગમવું).

કો મૌક્તિકે કો કાંચન પુષ્પે, લાજાએ લાડી વધાવતી;
કોઇ સ્વઅંગ સંકોચતાં, અર્ગજા ચંદન અર્પતી. ૧૮
પ્રતિ એક વાહન બીચ સેવક, જે વધાવા ખેંચતા;
રાય રથમાં ચાર અનુચર, તે વધાવા વેંચતા. ૧૯
ત્યાં રૌપ્ય જાંબુનદ મૌક્તિક, મળે દીન રાજા થયા;
જ્યાં ભાટ ચારણ ગુણ ગાયે, નહુષાદિ વિસરી ગયા. ૨૦
એવા આડંબર સાથ કીધી, પસાર પુરપોળ એકને;
તેવા દરવાજા સાત મૂકી, ગઈ સ્વારી ધરી ટેકને. ૨૧
પુર પોળ ઉલ્લંઘી કે ત્યાંય, આવી ખઇઓ સાત રે;
શીતોષ્ણ વારિ ધૂલિકાદિક, સાગરશી વિખ્યાત રે. ૨૨
તે મૂકી પુરપાદરે આવી, કર્યો દળે પડાવ રે;
ગરજી નોબત સુણી સરવે, સત્વર થયા ભરાવ રે. ૨૩

## શ્લોક.

રૂપવંત મહા બળીયોધ ઘણા નવ જેહ ગણે ગણના રવિશુ,
પુરપાદર તે સહુ આવી પડ્યા વિધિ તેહ તણી વરણે કવિ શું?
જઇ જેહ કરે ગૃહ ભૂ વસવા અવનીપતિશા વર વાન ભલા,
નહિ જંપ જરા મનમધ્ય ધરે ન નિશંક થઈ તહિં કોઈ મળ્યા. ૨૪

---

૧૮ લાજા–ડાંગરની ધાણી. ૧૯ ખેંચતા-વધાવાને એકઠા કરતા-તાણી લેતા.

૨૦ ત્યાં ઇ૦–રાજાના અનુચરોએ વેંચેલા વધાવામાં રૌપ્ય ( રૂપું ), જાંબુનદ ( સોનુ ), મૌકિતક ( મોતી ), મળવાથી દીન ( ગરીબો ) રાજા થયા ( ગૃહસ્થ થયા ). નહુષાદિ વિસરી ગયા–જયદ્રથનું દાન જોઈને નહુષ આદિ દાનેશ્વરી રાજાઓને વિસરી ગયા.

૨૨ શીતોષ્ણ ઇ૦- શીત વારિ ( પાણી )ની ખાઇ, ઉષ્ણ વારિની ખાઇ, ધૂલિકા ( રેતી )ની ખાઈ ઇત્યાદિ સાગર સરખી વિશાળ સાત ખાઇઓ મૂકીને નગરને પાદર આવ્યા. ૨૩ ભરાવ– (બાકી રહેલાઓનો).

૨૪ શ્લોક– દુમિલા વૃત્ત. જઇ ઇ૦— અવનિપતિ સરખા વર ( ઉત્તમ) વાન ( શરીરની કાંતિવાળા ). જે ભલા શૂરાઓ હતા તેઓ નગરની બાહાર જઈને પોતાને વસવા ( અર્થાત્ સુઇ રહેવા) ભૂમિ ઉપર ગૃહ ( અર્થાત્ પથા-

## વલણ.

હળવું મળવું દળ વિષે, એહ ભવિષ્યની વાત રે;
કરવું, ડરવું, મરવું છે, પ્રેમાનંદ ભખ્યાતરે. ૨૫

## કડવું ૪થું.

### શ્લોક.

કરોડવાર શું કથું અરિથી સેન આ પડ્યું,
પરોડ તો થયું ગયું નિશાતિમિર બાપડું;
મરોડ મૂકી ચાલી નારી એકલી સુભાવમાં,
ઘરોડ છોડી જીતવા પડયું જઈજિ નાવમાં. ૧

### રાગ સિંધુડો.

નાવ પડિયું જઈ પાયદળ (જે) રાયનું,
ત્યાં ગજદળ હયદળ પળિયું વાટે;
સિંધુની તીર તે પલકમાં પામિયું,
આવી મળ્યું સર્વ ત્યાં એક ઘાટે. ૨
કૂચ તો કરી પછી શાલ્વ દેશે જવા,
માર્ગમાં બહુ વિધિ ખેલ કરતાં;
(કો) કૂદતા નાચતા રાચતા અતિ ઘણા,
વાજતા ઘંટ ગજરાજ ફરતાં. ૩

---

રી ) કરે છે. નહિ જંપ ઈ૦—( યુદ્ધ કરવાના વિચાર મનમાં હતા માટે. ) નિશંક—શંકા રહિત. લશ્કરમાં નિઃશંકપણે રહેવું એ યોગ્ય નથી.

૨૫. હળવું ઈ૦—દળ વિષે ( લશ્કરમાં ) હળવું મળવું એતો ભવિષ્યની વાત છે, પણ પ્રેમાનંદ કહે છે કે તેમાં ( યુદ્ધ ) કરવું, ( કાયરોએ ) ડરવું, અને ( શૂરાએ ) મરવું, એ તો પ્રસિદ્ધ વાત છે.

કડવું ૪ થું. ૧ શ્લોક—નારાચ છંદ. સંજય કહે છે. કરોડવાર ઈ૦—સ્પષ્ટ છે. અરિથી ઈ૦—અંધકાર રૂપી અરિથી આ સેન પડ્યું હતું; પણ હવે પરોડ [ પરોઢીઉં ] થયું અને નિશાતિમિર—રાત્રીનો અંધકાર ગયો તથા તે રાત્રી રૂપી નારી પણ પોતાનો મરોડ મૂકીને સારા ભાવ (લાલિત્યાદિક) સહિત ચાલી ગઈ, અને આપણું સૈન્ય પણ ઘરોડ--ઘરેડ--ચાલો મૂકીને ( શત્રુને જીતવાના હેતુથી સિંધુનદી ઉતરવા માટે ) નાવમાં જઈને પડ્યું.

૨. રાગ સિંધુડો—ઝૂલણા છંદની દેશી છે.

ખેલતા રેલતા હેળતા ભેળતા,
જે મળે વાટમાં દેશ કેરા;
એ વિધે ચાલિયું સેન સહુ મા'લિયું,
નાખિયા કાંઈ ધન કાજ વેરા. ૪

ઓ અરે આવશે હયદળ ગજદળ,
પાયદળનો ક્યમે ત્રાસ સે'શું;
એમ વિલ્પે ઘણા ગ્રામજન નગરના,
આવિયું ભઇ હવે શુંય કહેશું. ૫

હેવી આવી પડે સોઈ જોઈ શાંત રે',
નહિ જહિં ગોઠવાણ ત્યાંહિં નડતું;
ધાન્ય ધન જોઇએ ઘાસ ચંદી વળી,
મનુષ્ય અપાર પણ રે'તું લડતું. ૬

એ વિધે એક પછી એક નગર તજી,
ચાલિયું કટક સ્વહદ્દ છોડી;
કે ગુલબાં થયાં દેશ લુંટાઈ ગયો,
નાસતા ત્રાસતા ગાડી જોડી. ૭

કોક તો નગ્રના લોક સાવધ થતા,
દઇ પુરપોળ હથિયાર સા'તા;
મુશળાં ત્રુશળાં પરશુ ધરી પાણિમાં,
યુદ્ધ કરવા બની યોધ જાતા. ૮

રણતૂર વગાડતા ગોફણે મારતા,
પા'ણથી હાણ કરી પ્રાણ લેતા;

૪. રેલતા—રંગરેલતા—મતલબકે આનંદ કરતા. હેળતા—હળીમળીને ચાલતા. ભેળતા—રસ્તામાં પોતાના દેશના મળે તેમને પોતાની મંડળીમાં ભેળવતા.

૬. મનુષ્ય ઈ૦—રસ્તાનાં ગામનાં અપાર મનુષ્યો છતાં સૈન્યના લોક ઘાસ ચંદી વગેરે પૂરી ન પડવાના નિમિત્તથી લઢતાજ રહેતા હતા, એવો ભાવ છે.

૭. ગુલબાં—ગિલ્લો. ૮ દેઈ—અડકાવીને. ત્રુશળાં—ત્રિશૂળ.

કાંઈ સામું થતું કાંઇથી સોંઢતું,
દગ જોઈ ચેતતા કોક નેતા.
કો પુરવાસી વેપારી જો હોય તો,
તેહના ભોગ પૂરાજ મળતા;
હાલકે હૂલકે ત્રાસી તે તો જતા,
રે પ્રભુ ! રે પ્રભુ ! રાજ્ય બળતા. ૧૦
આવિયું શબ્દ સુણી ચક્ષને મીચતા,
પક્ષની ખોળમાં કંઇક જાતા;
દ્વારને લાવતા ભોગળો ભીડતા,
ડાટી ધન ધરણી કંઇ શાંત થાતા. ૧૧
( કો ) નારને મારતા શિશુને ત્રાડતા,
હાટ અડકાવતા રોઈ રે'તા;
હૃદયને કૂટતા કેશને ચૂંટતા,
રાજ્ય વિભુ રાજ્ય વિભુ એજ કે'તા. ૧૨
વાસિયે વાસિયે પુરપોળ વાસિયે,
ત્રાસિયે નાસિયે કયાંઇ ભાળી;
હાય રે હાય રે જાય રે જાય રે,
ગયું અતિ કષ્ટથી રાજ્ય ખાળી. ૧૩
( જે ) ગૃહસ્થ તે વિલપતા ડાંડ ખુશી થતા,
કે' ભલે આવિયો આજ વારો;
માગતું તાગતું જાગતું જે હતું,
લાગી લાગી થયો તેહ ભારો. ૧૪
હાવી દળ આવતાં શંખ ગર્જ્યા ઘણા,
નાર નાસી પતિ પાસ પેઠી;

---

૯ કાંઇ ઈ૦— કોઇ જગોએ લોકનું ટોળું સામુ થતું અને કોઈ જગોએથી તે સોંઢતું—તૈયારી કરી ચાલવા માંડતું. નેતા—આગેવાન લોક.

૧૧. ચક્ષ—નેત્ર. પક્ષ ઈ૦—પોતાનો પક્ષ ધરે એવાઓની શોધમાં. લાવતા—વાસતા. ધરણી—ધરણીમાં. ૧૪. જાગતું—તાજું—જૂનું નહિ થયેલું. લાગી લાગી ઈ૦—તે સર્વ બળીબળીને ઢગલો થઈ ગયું.

જીવ રૂંધઇ ગયા દિગ્મૂઢ કંઈ થયા,
વાત મકી તહીં સર્વે બેઠી. ૧૫
ક્ષુધાતુર દળ હતું જેહ લગ્નને જતું,
તેહ થઈ ક્રોધી પુરપોળ તોડી;
શૂન્ય ઘર–બારનાં દ્વારને તોડિયાં,
તે જોઇ ત્યાં મડાગાંઠ જોડી. ૧૬
પત્ની પતિ શું મળી શિશુ શિશુમાં વળી,
વૃદ્ધમાં વૃદ્ધ સંતાઈ બેઠાં;
અન્ન કાજે મળી યોધ અતિ ખેંચતા,
તોય નીકળે ન જે ચોટી પેઠાં. ૧૭

જોડખાં એ વિધે કંઇકનાં લાવિયા,
કંઇ ખુશી થઇ લઇ હાટ આવ્યા;
ભોજન કરી ચાલિયા મન માંય મા'લિયા,
અન્ય દેશે ગયા ત્યાં ન ફાવ્યા. ૧૮

કટક–કટકટ સુણી નગર ઊજડ કરી,
લોક ભાગી ગયા મન માને;
નિર્જીવ પુર લહી તેહ સળગાવિયું,
આવી લાગ્યું પછે વન વેરાને. ૧૯

## શ્લોક.

લોકને આણી દુ:ખે અતિશે પછે લગ્નને રાય રાણા કદી જાયજો,
શોકને તેહ તો પુરૂષો ભોગવે જોગવે જુગતી ના કદી થાયજો;

---

૧૫ વાત ઈ૦–દળ આવ્યાના ત્રાસથી બીજી બધી વાતો ત્યાંનીત્યાં બેઠી મૂકી (રહેવા દીધી). ૧૬. શૂન્ય–બંધ કરેલાં–માંહે માણસ નથી એવા દેખાવવાળાં.

૧૮. જોડખાં–(મડાગાંઠથી ચોટી બેઠેલા લોકનાં). કંઈ ઈ૦–કેટલાક લોક ખુશી થઇને છાવણીમાં દુકાન લેઇને આવ્યા.

ફાંક ને ફાંક ધી તે દુખીના દુખી ભુખીના ભુખી ભુંડો ભલો તોયજો,
ધોખને ધોખ જો દ્રવ્ય તે ધારતો તોય તે ભાઇ રે દુખિયો હોયજો. ૨૦

## વલણ.

સદા દુઃખ પામે જેહ રાજા, કષ્ટકારી પ્રજાય રે;
ભટ પ્રેમાનંદ સત્ય કે' છે, સુણો શાણા રાય રે. ૨૧

## કડવું ૫ મું.

### શ્લોક.

ગિરિ ને ગરાડા ઘણા મોટ મોટા,
શિયાળો વરૂઓ તણા જોટ જોટા;
અતિ વ્યાઘ્ર તો ત્યાં દિયે દોટ દોટો,
નહિ ક્રૂર પ્રાણી તણી ખોટ ખોટો. ૧

### રાગ મારૂની ચાલટુંકડી.

ખોટ નહિ ક્રૂર પ્રાણી તણી, તે વન વિકાળે સૈન ગયું;
ત્યાંહી વ્યાઘ્ર ઘણા વનમાં ભટકે, શૂર શીકારનું મન થયું. ૨
કો એક કાયર નાશી ને ત્રાશી, ધીચ દળે લપટાઈ રહ્યા;
વંશની મધ્યથી શબ્દ ઉઠે જેહ, તેહ ન જાય ક્યમે રે સહ્યા. ૩

---

૨૦ શ્લોક–વૈકુંઠધામા છંદ. આણી ઇ૦–લોકને દુઃખમાં આણીને શોક ઇ૦–તે પુરૂષો–પ્રજાને દુઃખ કરીને લગ્નાદિ પ્રસંગે જનારા પુરૂષો [જયદ્રથ જેવા] શોકને ભોગવે–પાછળથી શોક કરે–પસ્તાય. જોગવે ઇ૦––જો જુગતિ જોગવી ન જાણે તો અથવા રાજાઓ જુક્તિ કરે પણ તે સફળ ન થાય તો. ફાંક ને ફાંક ધી–વારંવાર મિથ્યા બુદ્ધિવાળો. ધોખ–અત્યંત ઢગલા.

૨૧. જેહ રાજા પ્રજાને કષ્ટકારી છે તે ઇ૦ અન્વય. સુણો ઇ૦–હે રાજા તમે સાંભળો. પ્રેમાનંદ ભટે આ કથા નંદુરબારના રાજાને કહી સંભળાવી છે માટે 'રાય' એવું સંબોધન કર્યું છે. ૧ શ્લોક–ભુજંગી. ૨ રાગ મારૂની ચાલ ટુંકી–માત્રામેળ દુમિલા છંદની ચાલ. ૨ શૂર-શૂરને. ૩ ધીચ–સજડ–ઘટ્ટ. વંશની મધ્યથી ઇ૦––વાંસની ઝાડીમાંથી જે ( વાઘ આદિ પશુઓના ) શબ્દ ઉઠે છે તે ક્રમે કરતાં પણ સહેવાતા નથી.

શું અઢાર (તો) ભાર વનસ્પતિ આવી, વશી વનમાં જઈ તે નિરખે;
કાંઈ પકવ ફળો પડતાં ભૂમિમાં, જોઈ ઘણા જન મન હરખે. ૪
આવતી ખીણ વળી ગિરિ ટોચ, તલેટી તરૂથી જરા ન દિસે;
સાગર શું દળ ગાગરમાં જેમ, આવી પડ્યું મન કેમ હિસે. ૫
કોઈ બિલ મધ્ય ભુજંગ જતો જોઈ, પેશી નકુલ જે પ્રાણ હરે;
હરિણી યૂથ રનવન શાં ફરતાં, બીચ ઘણા મૃગ શૃંગ ધરે. ૬
તેહ તણું કરી ભક્ષ વળે કંઈ, વ્યાઘ્ર સિંહાદિક જીવ ઘણા;
વિભુરચના વણસાડ વરૂ કરતા, જેહ અમાપ ગણ્યા ન ગણ્યા. ૭
કોઈ રિંછ ઘણાં રાણમાં ફરતાં,જેહ રંગ બેરંગી અતિ વિલસે;
શુભ્ર ને શ્યામ ફુંકી કરે અંધ, ચઢે દ્રુમ ઉપર ભક્ષ દીસે. ૮
શાનીમંઝાર ગરૂડની જાત, ભરૂડ ભરૂડ જે પ્રાણ હણે;
કલિંગ કરાળ થઈ સ્થિર સિંહશિરે,મુખનું ભક્ષ હરે ન ગણે. ૯
શૃગાળની ચાતુરી જોઈ કરી ચિત્ત, ભીત તજી જઈ મીટધરે;
ચમકે ચપળાશુ શશું અતિશે, રૂડી રાતડી આંખ ન પ્રીતિ સરે.૧૦

---

૫ તરૂથી ઈ૦–વૃક્ષો (છવાયલાં હોવા) થી પર્વતની તળેટી જરા પણ દેખાતી નથી. સાગરશું ઈ૦–સાગરનું પાણી જેમ ગાગરમાં માય નહિ તેમ આ દળ પણ તે વનમાં આવી પડ્યું હતું પણ માતું નહોતું, એવા સાંકડા– અર્થાત્ ઘીચ વનમાં સૈન્યનું મન કેમ હિસે–હર્ષે–હર્ષ પામે? મતલબકે હર્ષ નજ પામે.

૬ બિલ–દર નકુલ–નોળ. યૂથ–ટોળું.શૃંગ–શીંગડું. મતલબ કે શીંગડા વિનાની હરિણીઓના ટોળામાં શીંગડાવાળા મૃગ વચમાં શીંગડું ધરેછે–ધારણ કરેછે.

૭ વિભુરચના-ઈશ્વરની રચના–પશ્વાદિનાં શરીર વગેરે. ૮ વિલસે–શોભે. શુભ્ર ને શ્યામ–(રીછનાં વિશેષણ). ફુંકી ઈ૦– રીંછ નાકમાંથી પુષ્કળ પાણી ઉરાડીને પોતાના ભક્ષની આંખો અકળાવી નાખી તેને ગભરાવેછે એ પ્રસિદ્ધ છે. ચઢે ઈ૦— જો ઝાડ ઉપર ભક્ષ દેખાય તો તે ઉપર પણ તે ચઢે.

૯ ભરૂડ ભરૂડ– અનુકરણ વાચક. કલિંગ– એકજાતનું માસાંહારી પક્ષી જે સિંહના માથાઉપર બેશીને તેના મુખનું ભક્ષ લેઈ જાયછે પણ તેને (સિંહને) ગણતું નથી.

૧૦ મીટધરે–એકી નજરે જુએ–(જોનારા). શશું–સસલું.તેની ત્વરાયુક્ત ગતિથી તેને ચપળા (વિજળી) ની ઉપમા આપીછે. રાતડી–રાતી. ન ઈ૦–તેને જોવાથી પ્રીતિ સરે નહિ–પ્રીતિ ખસે નહિ ( સૃ–ખસવું ).

દળના જન એ વિધ ઊપર હેઠળ, જોઇ જનાવર મન ધરતા;
હે વિભુ! રે વિભુ! ધન્ય તું ધન્ય તું શી રચનારે કરી વરતા! ૧૧
ક્રૂર પ્રાણી અપાર ન પક્ષી મપાયે,થાય ન સુંદરતા કોઇએ!
શાં ચાસ મયૂર કે બુલબુલ પોપટ, કાળપ કાગની શું જોઇએ! ૧૨
કોકિલ વાણી મધુરી સુણી કંઈ,સારસ જોઈ ખુશી થઇએ;
કપોતનું કુળ જે બાજ કરે ક્ષય, રે હરિ! એ શી વિધિ કહીએ! ૧૩
પારાવાર અપાર સુશોભિત, (જે જન) પાસ વસી જંગલી પદ છોડે;
વળિ કંઇ ચલુક ભલુક ભાણું હું, તેતર ખેતરનેજ વખોડે. ૧૪
સારિકા આદિ મનોહર દ્વિજથી, કાનન દર્શતું ધીચ્ય ધીચે;
તે વન વારૂં વિલોકી જયદ્રથ,જોઈ તરૂવર આંખો મીચે. ૧૫
રાયણ આમલી રાય વધાવતી,શીંગા સરગ્ગની શીશ વિંધે;
કર્મદી વર્મદી ધાવડ ને બીલી, વાગ્યે પટોપટ અર્થ સિધે. ૧૬
નાળિકેરી જાંબુડી જાવળી આવળીફૂલ વિણ ગંધે ઓપે;
શાળી ભાળી, ખારિક ખેતર, નેતરને અહીં કુણ રોપે! ૧૭
તાલ તમાલે દ્વિજવર બોલે,ડોલે પંખી પાંખડિયે;
એ શોભા શી વિધ ઉચ્ચરીએ. મતિ મનુષ્યની આંકડિયે. ૧૮
કંઈ ગુલાબ ભરિયા સુવર્ણ ચંપા, મોગરડે તો મેક ઘાણી;
જાઈ જુઈ ને કેતકી ફૂલી,પાડર પુષ્પ ન જાય ગાણી. ૧૯

---

૧૧ રચનારે ઈ૦— રચનારે (ઈશ્વરે) શી વરતા (ઉત્તમતા) કરી છો!

૧૪ પારાવાર— પારેવો (પારાવત જોઈએ)—કબુતર. ચલુક—ચલ્લાં. ભલુક-રીંછ(?). તેતર ઈ૦—તેતરને ખેતર પ્રિય છે; પણ આ વન તો તેમને એવું સારૂં લાગતું હતું કે જેથી તેઓ ખેતરને પણ આના આગળ વખોડતાં હતાં.

૧૫ દ્વિજ—પક્ષી. કાનન—વન. વારૂ—મનને અનુકૂળ—સુંદર. ૧૬ સરગ્ગની—સરગવાની. શીશ વીંધે— (અણીઆળાં હોવાથી.) વર્મદી—મેદી (?) વાગ્યે ઈ૦—બીલી વગેરેનાં ફળ પટોપટ વાગવાથી અર્થ સીધે!—કામજ થઈ જાય!

૧૭ જાવળી— ઝાવલી (?) ૧૯ પાડર(પાટલ પુષ્પ)— વઢવાઢિયું ફૂલ—રાધા ગાળીનું ફૂલ.

નાળી ચમેલી કેતકી મનહર, લજાળી બાળી લાજ કરે;
ચંદન ચડિયા નાગ દીસે શું, વેલ વિભાતી થંભ પરે. ૨૦
લીલી હરિયાળી અતિ વરિયાળી, આવી રોપી કોણ ગયું;
ત્યાં મધુકર મકરંદ લેવા ઉડે, ભૃંગીનું ચિત્ત ચપળ થયું. ૨૧
ગુણ ગુણ ગુણ ગુણ કરી ગુલાબે, ચંપો છોડી ચપળ જતો;
સીતાને જેમ રામે છોડિયાં, એ વિધે ભમરો ભમતો. ૨૨
એવી વાટિકા નગર બીચે નહિ, પાણી પાઈ જો પોખે;
જેમ મતિ નહિ ખીલવી ખીલે, રમાપતિ નિર્મી (જે) રોખે. ૨૩
ત્યાં એવી રૂડી વાડી મૂકી, ચાલ્યું દળ જયદ્રથ તણું;
તે સરો નિહાળે વગર ચણાવ્યાં, વહે ગિરિથી વારિ ઘણું. ૨૪
ઠેર ઠેર મૂળ સરિતાનાં દરશે, (શું) કાણો થઈ ડુંગર વરસે;
પથ્થર ફોડી પાણી નિસરતું, પછે દુણ મરશે તરશે! ૨૫
છે પાણી સુંદર રંગબેરંગી, જોઈ જોઈ મનડું હીસે;

---

૨૦ નાળી—નાળીનાં ફૂલ. લજાળી—લાજુલાડી. (સ્પર્શ કરવાથી એનાં પાનાં સંકોચાય છે એ પ્રસિદ્ધ છે.) જેમ સ્પર્શ કરવાથી સ્ત્રી લાજતી હોય તેમ આ લાજુલાડી રૂપી બાળી (સ્ત્રી) પણ લાજ કરે છે. વિભાતી—શોભતી. ચંદન વૃક્ષ ઉપર વીંટાયલા નાગને જોઈને આ ઉત્પ્રેક્ષા કરી છે.

૨૧ હરિયાળી—લીલા રંગનું લીલું ઘાસ. એજ રંગની વરિયાળી. ભૃંગી—ભમરી. મધુકર (ભમરો). મકરંદ લેવાને ઉડેછે તે જોઈને ભમરીનું ચિત્ત ચપળ થયું. (ભાવ વ્યંજના).

૨૨ ચંપો છોડી ઇ૦—(ચંપાના ફૂલનો વાસ ભમરો લેતો નથી એ પ્રસિદ્ધ છે). "चंपा तुजमें तीन गुन, रुप, रंग, अरु वास; अवगुन है सो एक है, भ्रमर न आवत पास." સીતાને ઇ૦—ચંપા સરખા રૂપ રંગાદિવાળી સીતાને જેમ રામે છોડી તેમ રામ સરખા રૂપ રંગાદિવાળા ભમરાએ ચંપો છોડયો. ભમરાનો અને રામનો વર્ણ સમાન છે, તથા સીતા અને ચંપાનો વર્ણ સમાન છે. બન્નેનો તજવા રૂપ ધર્મ સમાન છે, માટે પૂર્ણોપમા.

૨૩ રમાપતિ ઇ૦—પરમેશ્વરે જે બુદ્ધિ રોખે (સ્વેચ્છાએ) નિર્મી છે તેના જેવી બુદ્ધિ ખીલાવતાં ખીલતી નથી. (ઉપરના ચરણનું દૃષ્ટાંત.)

પણ ભાઈઓ! તેહ તીર જશું છે, મરશે જે કો વધુ પીશે. ૨૬
એવું રમણીય વન મૂકી કંઈ, આવ્યું દળ કામ્યક પાસે;
સુણી વાત (કે) રે! હયદળ લાગ્યું, દવ બળતા માંહે ત્રાસે. ૨૭
આ આવ્યો દવ આ આવે છે, નાસો નાસો નાસો રે;
વિખરાઈ ગયું દળ રનવન થાતું, રાય કહે ક્યાં જાશો રે. ૨૮
ઘણે દૂર (તો) દાવાનળ લાગે, જુઓ આશ્રમો દર્શે રે;
બળી ગયા તે ગયા ગયા ભાઇ, (હવે) તરશો મુનિને સ્પર્શે રે. ૨૯
ત્યાં એમ કરીને મન તો મનવ્યું, તોય દુ:ખ નવ મૂકે રે;
કોઇના ભાઈ ભાંડુ વૃદ્ધ પિતાઓ, દવે બાળિયા ઢૂંકે રે. ૩૦
જેમ તેમ મન મનાવી ચાલ્યા, રૂડા કામ્યક વનમાં રે;
મનહર શોભા નિહાળી કરી, તાજા નિપન્યા તનમાં રે. ૩૧

## શ્લોક.

મન હરણ અતિ થાયે મુનિને મઠે તો,
હય ગજદળ આવ્યું શું ય કીધું શઠે તો;
વરણવી વિધિ ભાખું હું ય લીધી હઠે તો,
કટુ મધુ ફળ પામ્યો ભૂપ સિંધુ કઠે તો. ૩૨

## વલણ.

સિંધુપતિ ક્યાં સુખ દુ:ખ પામ્યો, તેહ વર્ણવે વિપ્ર રે;
સારૂં સારૂં ચિતમાં ધારો, વારો ભુંડું ક્ષિપ્ર રે. ૩૩

---

૨૬ તીર જશું–તીર (બાણ) જેવું. (પથ્થરના ઝરણનાં પાણી પાલીઆં હોયછે અને તેથી વ્યાધિ થાયછે તે દર્શાવ્યું છે.)

૨૭ સુણી ઇ૦– એવામાં વાત સાંભળી કે રે! બળતા દવમાં હયદળ સળગ્યું અને તે ત્રાસ પામેછે! ૨૮ રાય કહે ઇ૦– વિખરાઇ જતા સિપાઇઓને જયદ્રથ ધીરજ આપેછે: ક્યાં જશો ઇ૦– સ્પષ્ટ છે. ૩૦ ઢૂંકે–પાસે. કોઈના ભાઇ ભાંડુ આદિક દવથી બળી ગયેલા નજીકમાંજ હતા એવો અર્થ છે.

૩૧ તાજા નીપન્યા–તાજા થયા. ૩૨ શ્લોક–માલિની વૃત્ત. શું ય ઇ૦– શઠે (જયદ્રથે) પછી શું કર્યું તે વિધિ વરણવીને હું ભાખું (કહુંછું). હઠે–બળાત્કારે. બળાત્કારે કરીને દ્રૌપદીને લીધી–(હરણ કર્યું) તો તે સિંધુ રાજા કટુ મધુ (ભલુ ભૂંડું) ફળ કઠે (ક્યાં) પામ્યો તે પણ કહુંછું. (પ્રાસને માટે 'કઠે' મારવાડી શબ્દ વાપર્યો જણાયછે). ૩૩ ક્ષિપ્ર–સત્વર.

## કડવું ૬ઠ્ઠું.

### શ્લોક.

સૈન્ય શાન્ત તો થયું વિસારી વાત દુઃખની,
શીત મંદ વાસી વાય થાય આશ સુખની;
કામ્યકે મુનિ વસે વસે તનુજ પાંડુના,
શોક મોહ તો પળાય સંપ જોઈ ભાંડુના. ૧

રાગ વેરાડીની ચાલ લેહેકણી.

ભામિની ભાંડુ સ્નેહ જળે શત, કોશ સુધીનાં સુખ કરે;
તો પછિ વાદળશું દળ તે કિમ, (વન) કામ્યક નિકટ દુઃખ ધરે. ૨
શોક ગયો કંઇ મોહ ગયો વળિ, સુખ શાંતિ શાંતિ સહુ ઉચરે;
આનંદ સાથ કરે તહિ વાતો, આપ છતાં બલિ કોણ હરે. ૩
શાલ્વની નંદિની જેહ મતિવર, આપ વિના કો' કોણ વરે;
શાર્દૂલ ભક્ષ શિયાળ ગ્રહે કદી, મોત વિના ભટકીજ મરે. ૪
ચાતુર ! ચિત્તમાં રૂડું ચાહી, ગયે સ્વયંવર અર્થ સરે;
જો નહિ રાયજી આપ પધારો, તોજ જશે કુણ તેહ ઘરે. ૫

---

૧ શ્લોક–ચામર છંદ. વાસી–વાસ (સુગંધ) વાળો પવન. અર્થાત્ શીતતળ, મંદ અને સુગંધી પવન વનમાં વાતો હતો તેથી દવમાં દાઝેલા સૈન્યને સુખની આશા થતી હતી. કામ્યકે–કામ્યક નામે વનમાં. ત્યાં મુનિઓ વસતા હતા તથા પાંડુના તનુજ (પુત્રો) વસતા હતા. ભાંડુ–ભાઇઓ–પાંડવો.

૨ રાગ વેરાડીની ચાલ લેહેકણી–ત્રીશ માત્રાનો સવૈયો–ચોબોલા છંદની ચાલે પણ બોલાયછે. ભામિની–દ્રૌપદી. ભાંડુ–પાંડવો. દ્રૌપદી અને પાંડવો પોતાના સ્નેહ રૂપી જળવડે સો કોશ સુધી સુખ ઉપજાવેછે, તો પછી વાદળશુ (અર્થાત્ અતિ મોટું) તે દળ (જયદ્રથનું દળ) કામ્યક વનની પાસે કેમ દુઃખ ધરે (દુઃખી કેમ રહે)? ૩ વાતો ઈ૦–સેનાના લોક વાતો કરે છે કે આપ છતાં (જયદ્રથ પોતે છતાં) બીજો કોણ બલિ (શાલ્વની પુત્રી રૂપ બલિ) હરનાર છે! અભેદતાદ્રૂપ્યરૂપકાલંકાર.

૪ નંદિની–પુત્રી. મતિવરે–બુદ્ધિમાં શ્રેષ્ઠ. મોત વિના ઈ૦–વિના મોતે ભટકી મરે. શાર્દૂલ ભક્ષ શિયાળ ગ્રહે ઇ૦–અભેદરૂપક. શાર્દૂલ (જયદ્રથ). ભક્ષ (શાલ્વની પુત્રી). શિયાળ (બીજો કોઇ રાજા). ૫ ચાતુર ઈ૦– (માટે) હે ચતુર! (હે જયદ્રથ!) ઈ૦ સ્પષ્ટ છે.

કષ્ટ ગયું સહુ નષ્ટ થયું ત્યાં, આપ રાય ખુશી થઈ બોલે;
મેં મનમાં જે આશા મૂકી, તે કરૂં હું રંગની રોળે. ૬
વારૂ ચાલો વેગે ભાઈ, નોબત ઝટપટ રૂડી દીજે;
ગરગડી નોબત ઘન ગરજે શું, કટક કટકટી ચાલ્યું રીઝે. ૭
એવે પડીદાર ત્યાં આવ્યો, બોલ્યો રાયે જે કં'યલું;
સુણજો શ્રોતા વક્તા સર્વે, ભાખું છું હું સહું થયલું. ૮

## શ્લોક.

હે યોદ્ધા! વન બિચ ધારી ચિત્ત રાખો,
આવેછે મુનિમઠ આ વિચારી ભાખો;
ધ્યાને તો નવ મૃગયા ધરો કહું છું,
બાંધો આયુધ બળથી અમો બિહું છું. ૯

## રાગ ચાલતો.

અમો બિહું છું બળિયા સર્વે, મુનિમઠમાં તજવું સર્વ;
તે વિધે કરીએ ન કદાપિ, કરશો જાશે તન ધન ગર્વ. ૧૦
સુણી પડો લટપટ ઝટ કરી, બાંધ્યાં પટો પટે હથિયાર;
શાંત થયા મન મધ્ય ત્યહાં સહુ, મુહૂર્ત એક ન લાગી વાર. ૧૧
વન તરૂવરનું પાન ન હાલે, અપાર લશ્કર ચાલે છે;
મૃગલાં ત્યાં નિઃશંક ભટકતાં, વર પક્ષી ઘણું માલેછે. ૧૨

---

૬ કષ્ટ ઇ૦–રાય આપ (પોતે) ખુશી થઇને બોલેછે કે સહુ કષ્ટ ત્યાં (દવ લાગ્યો હતો તે વનમાં) ગયું અને તે (કષ્ટ) નષ્ટ (પણ) થયું. એ અન્વય. જે ઇ૦–મેં જે વાતની (સ્વયંવરમાં જવાની) આશા મૂકી હતી તે હું હવે રંગની રોળે (અર્થાત્ અતિ આનંદથી) કરીશ. (સિદ્ધ કરીશ.)

૭ ધનગરજે શું? **ઉત્પ્રેક્ષા.** કટકટી–તૈયાર થઇને. ૮ પડીદાર પડોવગાડનાર–દાંડીપીટનાર. સુણજો ઇ૦–કવિનું વચન છે.

૯ શ્લોક–પ્રહર્ષિણી વૃત્ત. ધ્યાને ઇ૦–મનથી પણ મૃગયા (શિકાર) કરશો નહિ. બાંધો ઇ૦–બાંધી મૂકો–બંધ કરો. બળથી આયુધ બાંધી મૂકો, અથવા બળથી–ઋષિઓના શાપબળથી અમે બીહીએ છીએ.

૧૦ બળિયા સર્વે–હે સર્વે બળિયા! કરશો–જો તેમ કરશો તો–આયુધ રાખશો તો તન અને ધનનો ગર્વ જતો રહેશે (તે નાશ થવાથી). ૧૧ પડો–દાંડી–સાદ. ૧૨ વર–ઉત્તમ.

ચકલી ચાંચવડે કરી ચીરે, બાજ પક્ષીની ચંચૂ જે;
શશાં ખોળે મનુષને પડતાં, શું વિધિ રૂડી વંચૂ તે. ૧૩
ડરતા દળના દાનવશા ક્રૂર, રે'તા મુનિ મા'ત્મ્ય શરાગ્રે;
હે સહુ વિપ્રે એ વિધિ વિધા, તે દિન હુતી તાપસ અગ્રે. ૧૪

## શ્લોક.

ભૂદેવ તે તો બનિયા બિચારા!
હતા સમે એકજ દિન સારા;
જૂઓજ જૂઓ દળ સાથ કંપે,
ભૂમિપતિ વાડવથી ન જંપે. ૧૫

## રાગ ચાલતો.

વસુધાપત વાડવથી ન જંપે, કંપે તરૂપત્ર ન દળ કંપે;
એ વિધિ આપ ધરી મન માપ [જ], પાયદળાદિ પચ્યું સંપે. ૧૬
રાય વિરાજે હસ્તી પરે ત્યાં, ચામર આદિશધીજ ઉડે;
એવે આશ્રમ એક અલૌકિક, જોઇ વિચારાબ્ધિમાં બૂડે. ૧૭

---

૧૩ ચકલી ઇ૦– ચકલી ચાંચવડે કરીને બાજ પક્ષીની ચાંચ ચીરેછે પણ તે શિકાર કરનાર પક્ષી ચકલીને મારતું નથી. આશ્રમની સમાનભાવનાની વ્યંજના. શશાં–સસલાં. વંચૂ–વાંચુ. અર્થાત્ કહું.

૧૪ શરાગ્રે–મુનિના માહાત્મ્ય રૂપી તીરની અણી ઉપર. હે સહુ ઇ૦– કવિનું વચન છે. તાપસ અગ્રે–તાપસ (તપસ્વીઓ) અગ્રે [પાસે].

૧૫ શ્લોક–ઉપજાતિ. ભૂદેવ ઇ૦– જેઓ એક દિન (દિવસ) સારા (તપોબળવાળા) હતા તે ભૂદેવ (બ્રાહ્મણો) આજ બિચારા (ગરીબ– બળ વિનાના) બન્યાછે. તે સમયના બ્રાહ્મણોનું બળ બતાવતાં કવિ કહેછે કે, જૂઓ ઇ૦– જુઓ ભૂમિપતિ (જયદ્રથ) પોતાના દળ સાથ (સેના સહિત) વાડવથી (બ્રાહ્મણથી) કંપેછે અને જંપતો નથી–જંપી શકતો નથી. અર્થાત્ મનમાંથી તેમનો ત્રાસ દૂર કરી શકતો નથી.

૧૬. વસુધાપત (પતિ)–રાજા. કંપે ઇ૦.—વૃક્ષનાં પાંદડાં કંપેછે (હાલેછે) પણ તેની સેના કંપતી (હાલતી) નથી. અર્થાત્ ગુપચુપ ગમન કરેછે.

૧૭ અલૌકિક–અસાધારણ અને રમ્ય. વિચારાબ્ધિમાં ઇ૦–વિચાર રુપી દરિયામાં જયદ્રથ બૂડેછે. વિચારમાં મગ્ન થવાનું કારણ પછીના ચરણમાં બતાવેછે કે, નૌતમ ઇ૦.

નૌતમ નાર તપસ્વિની વેષે, આરસ પૂતળીથી અનુપે;
ચતુરા ચતુરાનને નિપાવી, કે [કે] સ્વયં પરબ્રહ્મ રૂપે. ૧૮
ભ્રમભવાબ્ધિમાં પડ્યો ભૂપત ત્યાં, આ કુણ નારી મન ઉચરે;
શું જોઈ નેત્ર ઘણાં તજીઆ પતિ, ઇંદ્રની પત્ની મેન ધરે. ૧૯
કે ક્ષયરોગી તજી દઇ આવી, વશી વનિતા (કંઇ) વિધુ રૂપાળી;
રોહિણી નોય, હશેજ વિધાત્રી, કે અબ્ધિજા વિષ્ણુની બાળી. ૨૦
જો સુણ્યું પાર્વતી વન ગઇ છે(તો), આ કુણ ભાઈ રામારસાળી!
ઋષિપત્ની કોય નોય કદાપિ, (મુજ) ચક્ષ રહે નહિ ત્યાં ભાળી. ૨૧
રાખિયે દળ ચાલતું રાખિયે,આજ દિને (તો) આંહિ મુકામે;
અરે કોઈ હાજર છે કે નહિ, હાંજી હાંજી કહી શિર નામે. ૨૨
એક નહિ છે અનેક અડગ્ગાજ, શું છે જી શું છે જી ભાખે;
રાય કહે નહિ અન્યનું કામ એ, કોટિકાસ્યને કુણ દાખે. ૨૩

---

૧૮ નૌતમ—નવતમ—અતિશય નવીન. અથવા નૌતમ—નૌત્તમ—સર્વથી શ્રેષ્ઠ. આરસ ઈ૦—આરસની પૂતળીથી પણ અનુપ. અર્થાત્ આરસની પૂતળીની ઉપમા એને આપીએ તો તેપણ એનાથી ઓછી સુંદર હોવાથી છાજતી નથી. **પ્રતિપાલંકાર.** "અનઆદર ઉપમેયથી જવ પામે ઉપમાન" (ભાષા ભૂ૦) ચતુરા ઈ૦—આ ચતુરા (સ્ત્રી) ને ચતુરાનને (બ્રહ્મદેવે) નિપાવી (ઉપજાવી) હશે કે સ્વયં (પોતેજ) પરબ્રહ્મ રૂપે ઉત્પન્ન થઈહશે? **ભ્રાંત્યલંકાર.**

૧૯ ભ્રમભવાબ્ધિમાં—ભ્રાંતિરૂપી સંસાર સાગરમાં. ભૂપત—જયદ્રથ. શું ઈ૦—શું ઇંદ્રને ઘણાં નેત્રવાળો જોઈને ઇંદ્રની પત્નીએ પોતાના પતિ ઇંદ્રને તજ્યોછે અને તેથી ઇંદ્રાણી તો અહીં આવી નહિ હોય! (ઇંદ્રને હજાર નેત્ર છે એ પુરાણોમાં પ્રસિદ્ધ છે.) મન ધરે—રાજા (કર્તા).

૨૦ અથવા આ ચંદ્રની પત્ની રોહિણી છે એમ રાજા તર્ક કરેછે. ક્ષયરોગી ઈ૦— સ્પષ્ટછે. (ચંદ્ર ક્ષયરોગી છે એમ પુરાણોમાં કથા છે.) વશી—(વનમાં). વનિતા કંઈ વિધુ—વિધુ (ચંદ્રની) વનિતા કંઈ (શું?). અબ્ધિજા—સમુદ્ર તનયા— લક્ષ્મી.

૨૧. ઋષિપત્ની ઈ૦— ઋષિપત્ની તો એ કદાપિ નજ હોય (કેમકે જો તેમ હોય તો) મારાં નેત્ર તેને ભાળી રહે નહિ. (શકુંતલામાં પણ આવોજ પ્રસંગ છે.) ૨૩. કોટિકાસ્ય—જયદ્રથનો પ્રધાન. સુરથ નામે રાજાનો પુત્ર. દાખે—કહે—ખબર કહે.

આ રહિયો આ રહ્યો રાય હું, શુંય બોલિયે ધીર શૂરા;
(શું) નભ ઉતારૂં અરિહા ધારૂં, કે લઉં ગ્રહી વિષ્ણુ પૂરા. ૨૪
રખે રાયજી મનોર્થ રાખો, કરૂં અરિના ચૂર ચૂરા;
રાય ન બોલ્યો, નેત્ર પલ્લવી કરી બતાવી પ્રિય મધુરા. ૨૫
ઘટા મેઘની દુકાળ મધ્યે, વ્યર્થ જાય તિમ સેન અડયું;
નોબત રવ ત્યાં કડિધિમ ગાજે, કટક પડાવ કરીજ પડ્યું. ૨૬
થયા વિસામા શિબિર તાણ્યા, રાય પડ્યા મધલાલ સહી;
મંત્રીશ્વર ચાલ્યો શસ્ત્ર તજી, ભજી ભામિની રાય જહીં. ૨૭
વાટ વિશાળે અરૂપરૂ ભાળે, નાર ન ન્યાળે કો ખાળે;

---

૨૪ શુંય ઇ૦– હે ધીર! હે શૂરા રાજા! શો હુકમ છે તે ફરમાવીએ. એવો ભાવ છે. શું નભ ઇ૦– શું આકાશને ઉતારી લાવું અથવા અરિહા (સૂર્ય) ને ધારૂં (પકડું)? બાકીનું સ્પષ્ટ છે. ૨૫ મનોર્થ રાખો–મનોરથ મનમાં રાખી મૂકો. ચૂરચૂરા–ચૂરે ચૂરા. પ્રિય મધુરા– પ્રિય અને મધુર એવી તે (અભિલષિત) સ્ત્રી.

૨૬ ઘટા ઇ૦–જેમ દુકાળમાં મેઘની ઘટા વ્યર્થ થાયછે–પાણી ન વરસતાં અટકી રહેછે તેમ તે સેન પણ આગળ ન ચાલતાં ત્યાંજ અડયું–મુકામ કરી રહ્યું. **ઉપમા** અથવા, જેમ દુકાળમાં મેઘની ઘટા વ્યર્થ ( વરસ્યા વિના ) વહી જાયછે તેમ શાલ્વની કન્યા પ્રાપ્ત કરવા માટે જયદ્રથના સેનનું પ્રયાણ પણ વ્યર્થ થયું અને તે અટકી. દુકાળમાં મેઘની ઘટા ક્યાંથી સફળ થાય? અને જયદ્રથ જેવા દુર્ભાગીને શાલ્વની કન્યા ક્યાંથી પ્રાપ્ત થાય? એવી ગૂઢ વ્યંજના જણાય છે. રવ–શબ્દ.

૨૭ મધલાલ–ઇચ્છા–અભિલાષા. સહી–ગ્રહણ કરીને. મંત્રીશ્વર ઇ૦– જ્યાં રાયે ભામિની (સ્ત્રીને) ભજી હતી–ઇચ્છી હતી–જોઇ હતી, ત્યાં તે મંત્રી-શ્વર–કોટિકાસ્ય શસ્ત્ર તજીને ચાલ્યો. (ઋષિઓના અને દેવના આશ્રમમાં હથિ-યાર સહિત ન જવાનો સંપ્રદાય છે માટે આજ પણ દેવળમાં દર્શન કરવા જનાર લાકડી હાથમાંથી છોડીને દર્શન કરેછે.)

મન વિચારે મળે કોઇ તો, વાત કરૂં હું વળવાળે. ૨૮
કોઇ ન મળિયું કે સાંભળિયું, બ્રહ્મ સ્વરો લઈ ગાન કરે;
મનમાં કંપ્યો ઋષિપત્નીની શું, વળિ વળિ સુણવા કાન ધરે. ૨૯
વેદ ઘોષ જવ લહ્યો ખરો તવ, સમાચાર કે'વા ધાર્યું;
ગયો મલિયાગરૂ ઘસતી નારી, ઉચર્યો ત્યાં તે શું વારૂં. ૩૦

## શ્લોક.

કહો મુનિ હું ય લહું સુખદાત!
કરો મમ વૃદ્ધ તણી સહુ વાત;
શિયાળ કરે કિમ સિંહનું ભક્ષ,
શચીપતિને હરવ્યો થઇ પક્ષ. ૩૧

## વલણ.

શચીપતિને હરવતાં થઇ, પક્ષ મોટી મુન્ય રે;
તેવા ઘરમાં કેમ કરી પેઠો, જેહ હૃદયનો શૂન્ય રે. ૩૨

---

૨૮ વાટ ઇ૦– વિશાળ વાટમાં અરૂપરૂ (આમ તેમ) તે (મંત્રી) ભાળે છે; પણ તે સ્ત્રી (દ્રૌપદી) તેને જોતી નથી તેમ તેને જતાં આવતાં કોઈ ખાળતું નથી. વળવાળે–પક્ષવાળાની સાથે. મારા વળનો કોઇ મને મળે તો તેની સાથે વાત કરૂં. ૨૯ બ્રહ્મ ઇ૦–બ્રાહ્મણો વેદના સ્વર લેઇને ગાન કરતા હતા તે સાંભળ્યું. મનમાં કાંપ્યો ઇ૦–રખેને ઋષિપત્ની તો આ ન હોય! એમ શાપભયથી તે મનમાં કંપ્યો.

૩૦ વેદઘોષ ઇ૦– જ્યારે તેણે જાણ્યું કે જે સંભળાતું હતું તે ખરેખરો વેદઘોષ (વેદનોજ અવાજ) હતો ત્યારે તેણે 'જયદ્રથ રાજા આવ્યાના સમાચાર કહેવા આવ્યો છું" એવું બાહાનું કરવાનું વિચાર્યું. ઉચર્યો ત્યાં તે શું વારૂં?– આ અને આ પછીનાં વચન જનમેજયનાં છે.

૩૧ શ્લોક–મોતીદામ છંદ. શચીપતિ ઇ૦–ખાંડવ વનના દાહ વખતે મારા વૃદ્ધ અર્જુને ઇંદ્રને હરાવ્યો હતો તથા પાછળથી તેને તેનો (ઇંદ્રનો) પક્ષ પણ પ્રાપ્ત થયો હતો, તે સિંહનું ભક્ષણ શિયાળ કેમ કરે! ઇત્યાદિ સુગમ છે.

## કડવું ૭ મું.

### શ્લોક.

જૈમિનિ વાણી વદે સુણો જનમેજય પ્રતિપન્ન,
પાંચાળીએ પડઘા સુણી અવલોકિયું ધરી ધન્ય;
શું નીલ મેઘ વિષે ધ્રુતા ચપળા ચળે અવિધાર,
તે વિધ પાટલ યજ્ઞજા નયને જુએ સવિચાર. ૧

### રાગ આશાવરી.

વિચાર વાળી બાળી ભાળી, અન્ય પુરૂષે ઉભી હુઈ;
સંભાળી છેડો વાળી બેડો, વળે ગુરૂ પાદપ તિમ નમૂઈ. ૨
પાંડવની પ્રિય પત્ની પોતે, યશવાળી ભૂ નભ સંતાપ;
મનુષ વગરના રણમાં ક્ષણમાં, ઉભી બાળી ભાળી આપ. ૩
આશ્રમ કેરૂં દ્વાર મનોહર, કદંબ કેરી પ્રસરી ડાળ;
તે ઉપર એક હસ્ત ધરીને, બીજા કરે સમારતી વાળ. ૪
પાદાંગુળિએ પૃથ્વી ખણતી, કદા લેતી વનફુળ સંભાળ;
અધર સ્ફુરાવતી નખ પંપાળતી, ઉભી રામા અતિ રસાળ. ૫

---

૧. શ્લોક—સારસ્વતી છંદ "સારસ્વતી નવપં યતી તભરાસજાજસુહો-ત."(હીરાચંદ). પ્રતિપન્ન—આવેલા—પાસે આવેલા. ધરી ધન્ય—ધન્ય! એમ ધારણ કરી—કહીને. ધ્રુતા—કંપિત. ચપળા—વીજળી. અવિધાર—નક્કી. જેમ કાળા મેઘમાં કંપાયમાન વીજળી ચાલતી હોય તેવી પાટલ—ફીક્કા રાતા વર્ણની યજ્ઞજા—દ્રૌપદી. સવિચાર—વિચારમાં પડીને નયને—નેત્રથી જુએ—જોવા લાગી.

૨. આશાવરી - એકત્રીસા સવૈયામાં ગવાયછે. વિચાર વાળી ઇ૦—અન્ય પુરૂષે ભાળી તેથી તે વિચારવાળી બાળી (દ્રૌપદી) ઉભી હુઇ (થઇ) એ અન્વય. સંભાળી ઇ૦—લૂગડાંના છેડા સંભાળીને તથા બેડોવાળીને—તે છેડો ખોશીને, જેમ ભારે વૃક્ષ વળે (નમે) તેમ તે નમૂઇ—નમી.

૩. ભૂ નભ ઇ૦—ભૂ (પૃથ્વી) અને નભ (આકાશ) ના સંતાપ (પ્રતાપ) રૂપ. આપ—પોતે (કોટિકાસ્યે).

૪. આશ્રમ કેરૂં ઇ૦—આશ્રમના મનોહર દ્વારમાં કદંબની પ્રસરેલી ડાળ ઉપર એક હાથ રાખીને—એક હાથે કદંબનું ડાળ ઝાલીને ઇત્યાદિ વર્ણન **સ્વભાવોક્તિનું** છે."સ્વભાવોક્તિ તે જાણી લે વરણન જાતિ સુહાય." (ભા૦ ભૂ૦).

તે નારી જોઈ ધારી સોઈ, વિચાર કરતો કોટિકાસ્ય;
અલંકાર વિણ અલંકારશી, શોભાએ હુઈ લક્ષ્મી દાસ્ય. ૬
(જેમ) નીલ મેઘમાં વિદ્યુત ચમકે, ત્યમ રૂપે વન કરતી પ્રકાશ;
હશે અપ્સરા દેવકન્યકા, કે માંમાયા સ્વયંઉજાસ. ૭
વિસ્મય ધરી એવો રાય સેવો, એહ નારીને અહોરાત્ર;
શું અન્યે મોંશે દઇને જોશે, લગ્ને જાયે તે કુણ માત્ર ? ૮
(આ) શ્રેષ્ઠ સ્વરૂપા નારી કોને, હશે તેહ જોવાનો આશ;
કદા મનુષ્યની સ્વીકારી નહિ, નૃપતિ મૂકે લગ્નજ ત્રાસ. ૯
કાંટાવાળા વનમાં વસતી, (મોહ) હૃદયકંટકા નારી આપ;
તે જાણું વા વચન સુણું તો, સફળ જીવ્યું નહિ તો સંતાપ. ૧૦
શું ઉત્કૃષ્ટા ગુણવતી દીસે, લોકસુંદરી નેત્ર વિશાળ;
(શું) દંત આવળિ મધ્યમાંથી વળી, રામરત્નમાં શોભિત ભાળ. ૧૧
મનમોહા મહામાયા ધારી, થયો પૂછવા તે તૈયાર;
હસ્ત દય જોડી ગર્વને છોડી, વદતો વાણી કંપ અપાર. ૧૨

---

૬ સોઇ—અનુકૂળતા. અલંકાર વિ૦—અલંકાર વિના આ સ્ત્રી જાણે અલંકાર ધર્યા હોય તેમ શોભેછે, અને તેની શોભાવડે લક્ષ્મી તેની દાસી થઈ છે. ૭ સ્વયંઉજાસ—પોતાની મેળે ઉજાસ–પ્રકાશવાળી.

૮ વિસ્મય ધ૦—કોટિકાસ્ય એવો વિસ્મય ધરીને મનમાં બોલ્યો કે રાય (જયદ્રથ) આ નારીને અહોરાત્ર સેવો; આ સ્ત્રીને તે જોશે એટલે પછી અન્યે (બાંજીથી) શું મોંશે ?—શું મોહ પામશે ? અને તે લગ્ને—જેના લગ્ન માટે જાય છે તે પણ શી ગણતીમાં છે ?

૯ આ શ્રેષ્ઠ ધ૦—આ ઉત્તમ સ્વરૂપવાળી નારી કોને (કોની) હશે તે જોવાની (જાણવાની) મને આશા છે: જો કદાપિ તે સ્ત્રી મનુષ્યની સ્વીકારેલી નહિ હોય—અર્થાત્ પરણેલી નહિ હોય તો રાજાએ (જયદ્રથે) લગ્નનો ત્રાસ છોડી દેવો જોઇએ. (સ્વયંવરમાં જવાનું માંડીવાળી આનેજ પરણે એવો ભાવછે.)

૧૦ કાંટાવાળા ધ૦—આ નારી પોતે કાંટાવાળા વનમાં વસેછે તેથી તે મોહહૃદય (મોહયુક્ત હૃદય)ને કાંટા જેવી–કાંટાની પેઠે ખુંચનારી છે. કાંટાવાળા વનમાં વસે તે કાંટાવાળું હોયજ, એ મર્મ છે.

૧૧ શું ઉત્કૃષ્ટા ધ૦—આ લોકસુંદરી (સર્વ લોકમાં સુંદર એવી સ્ત્રી) અને વિશાળ નેત્રવાળી ગુણવતી શું ઉત્કૃષ્ટા—ઉત્તમ દેખાયછે ! દંત આવળી–દંત પંક્તિની મધ્યમાંથી. રામરત્નમાં–રામારત્નમાં એનું ભાળ શું શોભિત છે !

(જેમ) પંચાનનપત્ની પ્રતિ કોલ્હો, તેમ પૂછતો કોટિક આપ;
(હે) શ્રેષ્ઠ ભૃકુટે! સ્વ સ્વરૂપ શોભે, વદને વદીં ખોઇએ તાપ. ૧૩
(રે) પવને હલવી શીખા દીપતી, એવી દીસે દેદિપ્યમાન;
કદંબ વૃક્ષની શાખા નમવી, એવી રાજપ્રિયા તું કાણ? ૧૪
(અતિ) રૂપયુક્ત તું, અરણ્ય મોટું, કિમ ડરતી નથી હે મણિનાર;
(હરિ) લક્ષ્મી સાચવે જળમાં પેસી, તારી કોણ કરે અહીં વા'ર. ૧૫
હે દેવિ! તું યક્ષાણી દાનવી, અપ્સર રાક્ષસી નાગની બાળ?
વરૂણ યમની ચંદ્ર ધનદની, નારી તું છે કોની રસાળ? ૧૬
બ્રહ્મા રૂદ્ર સૂર્ય વિષ્ણું કે, વાસવ વનિતા આપો આપ;
બોલ બોલ રસાલે બાળે, ટળી જાય મુજ મનનો તાપ. ૧૭
(આ) દળ સહિત નૃપ કોણ? હું કોણ જ? પૂછે નહિ તું હૃદય વિશાળ!
તેમ તારો સ્વામી નવ જાણું, વદીએ વામા ચાલ મરાળ! ૧૮
હે યૌવને કલ્યાણી રૂપા, (અમો) માન ધારી [ને] પૂછું વાત;
(તુજ) પિતા કવાણ છે. પતિ કવાણ છે, બંધુ કુળાદિ કર વિખ્યાત. ૧૯
(વળી) અહીં રહી શું કારજ કરતી, કહે સર્વ તે માંડી આજ;
કદા કહીશ હું પ્રથમ ન બોલું, (તો) સુણો અમો સૌ છું મા'રાજ. ૨૦
જેને જન કોટિકાસ્ય કે'છે, લે છે તે હું સુરથબાળ;
આ અંગુળી સનમુખ જોને, સુવર્ણ રથ દિસે વિક્રાળ. ૨૧

---

૧૩. કોલ્હો—શિયાળ. જેમ પંચાનનપત્ની (સિંહણ) ની સામે શિયાળ પૂછતો હોય તેમ. પંચાનન (પંચ—વિસ્તારવું. તે ઉપરથી વિસ્તારવાળા મુખવાળો). ૧૪. પવને હ૦—પવને હલાવેલી દીવાની શિખા (શગ) હોય તેવી કાંતિવાળી તું કોણ છે?

૧૫ લક્ષ્મી હ૦— લક્ષ્મીનું સ્થળ જળ (સમુદ્ર)છે માટે તેનો પતિ વિષ્ણુ જળમાં પેશીને તેને સાચવેછે. (વિષ્ણુ જળમાં શયન કરેછે તે પુરાણોમાં પ્રસિદ્ધ છે). ઉત્પ્રેક્ષા. ૧૬ ધનદ—કુબેર. ૧૭ વાસવ—ઇંદ્ર. રસાલે!—હે મનહર! બાળે—હે સ્ત્રિ! ૧૮. હૃદય વિશાળ—વિશાળ (હૃદયવાળી). ચાલ મરાળ—હંસના જેવી ચાલવાળી (મરાળ—હંસ).

૨૦. મહારાજ—રાજા. ૨૧. જેને જ૦—જેને લોકો કોટિકાસ્ય કહેછે અને તે નામથી લહેછે (ઓળખેછે) તે હું સુરથ રાજાનો પુત્ર છું. વિક્રાળ—મોટો.

(તે) મધ્યે કમળનયન મા'શૂરો. ત્રિગર્ત દેશી ક્ષેમકર રાય;
એ પશ્ચાતે રથારૂઢ જે, ધનુવિશાળ સુશોભિત કાય. ૨૨
પ્રસૂનમાળા પે'રી જેણે, નગઔષધિથી નીસરે વાસ;
તેવો વાસિત દેહ જેહનો, વીરજન ઇચ્છે જેનો વાસ. ૨૩
તેવો કુલિંદદેશ પતિનો, જ્યેષ્ઠ પુત્ર આ નરમણિ નામ;
વાંકી દ્રષ્ટે વિલોકી તે, જોઈ રહ્યો હે સુંદરશ્યામ! ૨૪
(હે) સુંદરગાત્રિ! તલાવડીની, પાસે ઉભો મનહર બાળ;
યુવાન સુકાય ધરે ધરણી પર, સુપ્રપંચ ઇક્ષ્વાકુબાળ. ૨૫
શત્રુક્ષયકારી નામ એહનું, તુને જુએ તે વારંવાર;
(વળી) સેના જેની પાલન કરવા, રક્ત અશ્વ પર થઈ સવાર. ૨૬
અંગારક, કુંજર, ગુપ્તક, સંજય, શત્રુંજય, સુભયંકર, શૂર;
સુપ્રવૃદ્ધ, રવિ, ભ્રમર, કુહન, [વળી] પ્રતાપાદિ દ્વાદશ ભરપૂર. ૨૭

---

૨૨. ત્રિગર્ત—આગ્રાની ઉત્તરે અને પંજાબની પૂર્વેના દેશનું નામ. પશ્ચાતે—પાછળ—પછવાડે. રથારૂઢ—રથમાં આરૂઢ (બેઠેલા). ધનુ વિશાળ-વિશાળ ધનુષ્યવાળો.

૨૩. પ્રસૂન—પુષ્પ. નગઔષધિ ઈ૦—પર્વતમાં નીપજેલી ઔષધિમાંથી જેવો મનોહર વાસ નીકળેછે તેવા વાસિત—સુવાસ યુક્ત જેનો દેહ છે. વીરજન ઈ૦—વીર પુરૂષો જેનો નિવાસ પોતાને ત્યાં થયેલો ઈચ્છેછે—તેમાં માન સમજે છે. બન્ને ચરણના અંત્ય પદ (વાસ) નો અર્થ ભિન્ન હોવાથી **પાદાંતયમકાલંકાર.**

૨૪. નરમણિ નામ—જેનું નામ નરોમાં મણિ જેવું કીમતી છે. વાંકી દ્રષ્ટે ઈ૦—હે સુંદરસ્યામ! (સુંદરસ્યામા!) તે તારા તરફ વાંકી દ્રષ્ટે જોઈ રહ્યો છે—અર્થાત્ તેથી તારાપર તેની પ્રીતિ વ્યંજિત થાયછે.

૨૫. યુવાન, સુકાય (સારી કાયાવાળો), એ ઈક્ષ્વાકુના બાળનાં વિશેષણ છે. ધરે ઈ૦—જે પૃથ્વી ઉપર સુપ્રપંચ (સારો વ્યવહાર) ધારણ કરેછે. ઈક્ષ્વાકુબાળ—ઈક્ષ્વાકુ નામે આદિ સૂર્યવંશી રાજાના વંશમાં જન્મેલો. ૨૬. શત્રુક્ષયકારી—જયત્ (જીતતો) + રથ (રથીઓ) = રથીઓને જીતનાર તે જયદ્રથ. રથીઓને જીતનાર તેજ શત્રુઓનો ક્ષય કરનાર.

૨૭. અંગારક, વગેરે બાર સૌવીર (સિંધુ) રાજાના શૂરા પુત્રો છે.

સૌવીર નૃપના પુત્રજ કા'વે, પૂઠે પૂઠે પળે સુરૂપ;
વળી છ સહસ્ર રથ જે પાછળ, હસ્તી અશ્વ પદાતિ અનુપ. ૨૮
એવો મા'ન પ્રતાપી રાજા, જયદ્રથ નામ સુણ્યું સુખદાત ?
(તે) સાથ બલાહક અનીક આદિ, વિદારણ જેવા છે ભ્રાત. ૨૯
યુવા ન પામ્યા પામ્યા જેવા, સાથે છે સંખ્યાબ્ધિ રાય;
(જેમ) મરૂદ્દગણથી રક્ષા પામી, પુરંદર નિર્ભયે પળાય. ૩૦
તેમજ જાય જયદ્રથ મહિલા ! નિરખ નાર જેથી સુખ થાય;
(હે) વિશાળકેશી ! વદ વદને તું, કુણ દુહિતા કુણ પત્ની કહાય? ૩૧

## શ્લોક.

છે પવિત્ર સરિત ભાગીરથી અતિ ઘણી તોય,
સંત શુદ્ધ મને કરે ધરતી મને સહુ જોય;
તેમ તું ધર ચિત્તમાંય જયદ્રથ પ્રતિ યત્ન,
યદ્યપિ સુરૂપા હરિવદની મુકો કંઈ રત્ન. ૩૨

---

૨૮. પદાતિ-પાયદળ. ૨૯ મા'ન—મહાન. બલાહક, અનીક, વિદારણ, એ આદિ ભાઇઓ તેની સાથે છે.

૩૦ યુવા ઇ૦—કેટલાક યુવાવસ્થાને હજુ નહિ પામેલા અને કેટલાક યુવાવસ્થાને પામ્યા જેવા-પામવાની તૈયારીમાં એવા તેની સાથે સંખ્યાબ્ધિ (જલધિ સંખ્યાવાળા. અર્થાત્ કરોડો) રાજાઓ છે. (અબ્ધિ-જલધિ). મરૂદ્દગણથી ઇ૦—જેમ મરૂદ્ (દેવ) ના ગણ (સમૂહ) થી રક્ષા (રક્ષણ) પામીને પુરંદર-ઇંદ્ર નિર્ભયપણે પળાય (જાયછે) તેમ જયદ્રથ જાયછે ઇ૦.

૩૧ મહિલા—હે સ્ત્રિ! નાર !-દ્રૌપદીને સંબોધન. વિશાળકેશી-લાંબા કેશવાળી ! વદને-મુખે.

૩૨ શ્લોક-રૂપમાળ છંદ. "'रुपमाळ'दिशायतीरमजाजभासुवनेग्ल." (કવિ હીરાચંદ). છે ઇ૦-ભાગીરથી સરિત અતિઘણી પવિત્ર છે; તોપણ તે પોતાના મનથી એમ માને છે કે સંત પુરૂષો મને શુદ્ધ કરેછે. અર્થાત્ પોતે પવિત્ર છતાં પણ વિશેષ પવિત્રતા માટે સંત પુરૂષોના સમાગમની ઈચ્છા રાખેછે, તેમ તું પણ તારા ચિત્તમાં જયદ્રથ પ્રતિ યત્ન ધર-તેને મળવાનો યત્ન કર. હે હરિવદનિ! (સુંદરતા વ્યંજક સંબોધન) યદ્યપિ(જો કે) તું સુરૂપા-સુંદર રુપવાળી છે તથાપિ જયદ્રથ રૂપી રત્નને કાંઇ મૂકોછો?-શામાટે છોડોછો? **ઉલ્લાસ અને દૃષ્ટાંતનો** સંકર "ગુણ અવગુણ જવ એકથી અવર ધરે ઉલ્લાસ." ( ભાષા ભૂષણ ).

## વલણ.

રત્ન મળશે યત્ન કર તું, વર સુરૂપા વામ રે;
કોટિકાસ્યની સુણી વાણી, (ત્યાં) વદે શું મારનું ધામ રે. ૩૩

## કડવું ૮ મું.

### શ્લોક.

જનમેજય ભ્રમમાં પડી વદતો સુવેણ રસાળ,
અરજુન ભીમ વસે જહીં તહિ કાળ શુંય કરાળ !
અજરામરો કંઈ મારિયા તવ કોણ કોટિકકાસ્ય,
હરિની સખી વરી પંચ સ્વામિ તિને પૂછે કિમ દાસ! ૧

### રાગ કેદારો.

મુનિ વદે રાય, સુણો સુખદાય;
પાંડવની સા'ય, હરિ કરે. ૨
ગયા'તા મૃગયા. દ્રુપદતનયા;
વેણ તેથી કહ્યાં, કોટિકાસ્ય. ૩
શું કહ્યું તે કહું. થયું જે ત્યાં સહુ;
એક ચિત્તે રહું, તેમ રે'વું. ૪
ક્ષત્રિ વડો થાય, શિબી કુળરાય;
કોટિકની કાય. દીસે સારી. ૫

---

૩૩ વર–પસંદકર. માર (કામદેવ)નું ધામ (સ્થાન)—કામના નિવાસ (સ્થાન) રૂપ.

૧. શ્લોક—ઝુલના છંદ. "दशपें यर्ती सजजामगासल झूलना शर छेद." (હીરાચંદ). અરજુન ઇ૦—જ્યાં અર્જુન અને ભીમ વસેછે ત્યાં કરાળ (વિકાળ) કાળ શું કરવાનો છે? હરિની ઇ૦—દ્રૌપદી હરિની (કૃષ્ણની) સખા (મિત્ર- છે અને જે પાંચ સ્વામીને વરી છે તેને દાસ (કોટિકાસ્ય) કેમ પૂછી શકે!

૨. કેદારો રાગ–અભંગની ધાટીએ ગવાય છે. ૩. ગયા'તા ઇ૦—પાંડવો મૃગયા ગયા હતા તેથી કોટિકાસ્યે દ્રૌપદતનયા (દ્રૌપદી)ને વેણ કહ્યાં. એ અન્વય. ૪. એક ચિતે ઇ૦—વૈશંપાયન કહે છે કે હું જેમ એકચિત્તે રહુંછું તેમ તારે એક ચિત્તે રહેવું.

દ્રૌપદી કે' રાય, સુણો મહિમાય;
કહું દુઃખ જાય, કથા મારી. ૬

પાદપની શાખા, મૂકી દઈ ભાખ્યાં;
રાજપુત્રી દાખ્યાં, જેહ કથા. ૭

શરીર રક્ષાણ, કર્તી બાળપાણ;
ઉત્તરીય મન, ધાર્યું વાળી. ૮

કર ગ્રહી વસ્ત્ર, મૂકી કરી દસ્ત્ર;
સત્ય કેરૂં શસ્ત્ર, ઝાલી બોલી. ૯

સામું જોઇ અલ્પ, કાંઈએક જલ્પ;
વદી તે અનલ્પ, સુણ રાજા. ૧૦

મુજ મતિ જાણું, તદપિ વખાણું;
નૃપ મન આણું, હું સમજી. ૧૧

સ્ત્રી મુજ સરખી, વદે તું નરખી;
પર્ખ શું પરખી, તેં મનમાં. ૧૨

ભાષાણ કરવા, ચિત્તને ચરવા;

---

૭. પાદપ ઈ૦–દ્રૌપદીએ જે વૃક્ષની શાખા (ડાળ) ઝાલી હતી તે મૂકી દેઈને ઈ૦–સ્પષ્ટ છે.

૮. શરીર ઈ૦–બાળા (દ્રૌપદી) જોકે શરીરનું રક્ષણ તો કરતી હતી તથાપિ આ પ્રસંગે (કોટિકાસ્યને જોઇને) ઉત્તરીય વસ્ત્ર વાળીને ધાર્યું.

૯ દસ્ત્ર—(દસ્ત્ર) ક્રુરતા. ૧૦ સામું ઈ૦– લગારેક સામું જોઈને તે કાંઈએક પણ અનલ્પ (ઘણું) જલ્પ (વચન) બોલી.

૧૧ મુજ ઈ૦–દ્રૌપદી કહેછે કે, હું મારી બુદ્ધિથી જાણુંછું (કે મારે પરપુરૂષ સાથે ન બોલવું જોઈએ.) તથાપિ વખાણુંછું (બોલુંછું). હે નૃપ! હું સમજીને તે (તારી સાથે બોલવાનું) મનમાં આણુંછું.

૧૨. સ્ત્રી ઈ૦–મારા સરખી સ્ત્રી તને જોઈને બોલે એમાં તેં મનમાં શી પરખ પરખી? અર્થાત્ મારા સરખી સ્ત્રી તને જોઈને બોલે ખરી વારૂ? તેં એમાં પરીક્ષા શી કરી? બોલે કે નબોલે તે તુંજ કહેની? એ ભાવ છે.

સત્યને હરવા, હું ન બોલું. ૧૩
પણ તારી પાસે, વદ કુણ વાસે;
મુજ વિણ ત્રાસે, કોણ ભાખે. ૧૪
નવ નર કોઈ, દાસી તણી સોઈ;
માટે તુને જોઈ, સ્વયં વદુ. ૧૫
એકલી છું હુંય, તેના જેવો તુંય;
કારણ છે શુંય, સુણો કહું. ૧૬

## શ્લોક.

કામનો ધર્મ કઠિન મનાએ,
શવ અગ્નિ બળતું દુષિત ગણાએ;
તો કોટિક તું સ્વયં જણાએ,
કથા મારી તવ કિમ ભણાએ. ૧૭

---

૧૩. ભાષણ ઈ૦– તારી સાથે ભાષણ કરવાને (અને તેથી) ચિત્તને ચૂરવા (ભેદવાને) તેમજ સત્યને હરવાને હું બોલું નહિ. અર્થાત્ તારી સાથે ભાષણ કરવું તે ચિત્તનો ચૂરો કરવા બરોબર તથા સત્યનું હરણ કરવા બરોબરછે તેથી મારે તારી સાથે બોલવું ન જોઇએ એ ભાવ છે.

૧૪. વાસે–વાસમાં–આશ્રમમાં. ત્રાસે ઈ૦–ત્રાસથી પણ મારા વિના બીજું કોણ બોલે?

૧૫. કોઇ ન બોલે તેનું કારણ બતાવેછે. નવ ઈ૦–સ્વયં (પોતે) જાતે મારી પાસે હમણાં કોઈ નર (પુરૂષ) નથી તેમ દાસીની પણ સોઈ નથી માટે તને જોઇને હું પોતેજ બોલું છું.

૧૬. તેના જેવો–અર્થાત્ એકલો. કારણ–હું એકલી કેમ છું તેનું કારણ.

૧૭. શ્લોક–ચરણાકુલ છંદ. શવ ઈ૦–સ્ત્રીનું શવ (મડદું) અગ્નિમાં બળતું હોય ત્યાં સુધી તે દૂષિત ગણાયછે; અર્થાત્ ત્યાં સુધી પણ તેને લોકો દોષ લગાવી શકે. એવો કામનીધર્મ કઠિન મનાયછે, તો પછી હે કોટિક! તુંજ સ્વયં (પોતે) અહીં દેખાયછે તો મારી કથા તને શી રીતે કહેવાય? મતલબકે એકાંતમાં હું તને મારી કથા શી રીતે કહી શકું?

## રાગ ચાલતો.

કોટિકાસ્ય કહે, લોક સહુ લહે;
જે સુખને સહે, તું તે નામ. ૧૮
સુરથના પુત્ર, જાશો તમો કુત્ર;
હું લહુછું સૂત્ર, રે તમને. ૧૯
જદા હુંય જાણું, (તું) સુખ લક્ષ્મી માણું;
તો કહો શું આણું, મન મોહ. ૨૦
તું ઓળખ મુને, જેમ હુંય તુને;
ન અજાણ્યું કુને, મારૂં નામ. ૨૧
તદપિ કહુંછું, (હું) વનમાં રહુંછું;
સુખને સહુછું, પતિ સાથે. ૨૨
ધરી જન હૃદે, મુને કૃષ્ણા વદે;
દ્રુપદને મદે, હું ભરી છું. ૨૩
ધૃષ્ટદ્યુમ્ન ભાઇ, કૃષ્ણ સખી થાઈ;
કૌરવ પિત્રાઇ, છે રે મારા. ૨૪
ધૃતરાષ્ટ્ર ભીષ્મ, હારે ઋતુ ગ્રીષ્મ;
જે થૈ પડે વિષ્મ, સત્ય સગા. ૨૫

---

૧૮. કોટિકાસ્ય ઇ૦–દ્રૌપદી કહેછે કે, તને લોકો કોટિકાસ્ય કહેછે. અને તું જે સુખને સહેછે (ભોગવેછે) તેને સરવે લોકો લહે (જાણેછે). નામ–માત્ર.

૧૯. સૂત્ર–સીધી રીતે—સરળતાથી હું તમને ઓળખુંછું. જાશો ઇ૦–તમે ક્યાં જશો? અર્થાત્ જો મારા પ્રતિ અવિનય કર્યો તો તમે પછી ક્યાં જવાના છો?

૨૦. મોહ ઇ૦–તું જે સુખ લક્ષ્મી (વૈભવ) ભોગવેછે તે જો હું જાણું-છું તો પછી હું મનમાં મોહ શાનો આણું? અર્થાત્ તે મારે મન તુચ્છ છે.

૨૩. દ્રુપદને મદે–દ્રુપદ મારો પિતા, એ અભિમાનથી. ૨૪. કૃષ્ણ ઈ૦ –હું કૃષ્ણની સખી (મિત્ર) થઈ છું.

૨૫. ધૃતરાષ્ટ્ર ઈ૦–ધૃતરાષ્ટ્ર અને ભીષ્મ, જે વિષમ થઈ પડે તો તેના પ્રતાપથી ગ્રીષ્મ ઋતુ પણ હારે એવા છે તે, મારા સાચા સગા છે.

છે કુંતિજી સાસુ, ભોજ કુળ પાસું;
તું શોક્ય તપાસું, તો ભડકું. ૨૬

એક જાદવાણી, હરણ કરી આણી;
સુભદ્રા વખાણી, બળે માણી. ૨૭

રાક્ષસી હિડિંબા, પ્રિય ભીમ રંભા;
છે પુત્રજ ખંભા, ઘટોત્કચા(દિ). ૨૮

ત્રણ વળી એવી, મમ શોક્યો દેવી;
વરણું હું કેવી, કીર્ત્તિ તેની. ૨૯

મારી રાજ્યધાની, ઇંદ્રપ્રસ્થ માની;
હું છું ભાઇ ત્યાંની, મોટી રાણી. ૩૦

યુધિષ્ઠિર ભીમ, પાર્થ સુખસીમ;
છે નકુલ નીમ–ધારી મોટો. ૩૧

સહદેવ શાન્ત, યુદ્ધે ક્રૂર ક્રાન્ત;
છે વડા મહાન્ત, પંચ પતિ. ૩૨

મમ સ્વામિ પંચ, હું છું સતી સંચ;
વદું ગુણ રંચ, કેમ મુખે. ૩૩

## શ્લોક.

મુખ કે'વા ગુણ ખોટા,
જાયજ તેને વિધ વિધના ટોટા;

---

૨૬. છે ઇ૦–કુંતીજી મારી સાસુ છે જેને ભોજ કુળનું પાસું (પક્ષ) છે. તું ઇ૦–જો મારી શોક્ય તપાસું તો તું ભડકું એમ છે. અર્થાત્ બળવાન્ જાદવોને પણ હરાવીને તેને આણેલી છે.

૨૮. પ્રિય ઇ૦–જે ભીમની પ્રિય રંભા છે. હિડિંબાને રંભાનું રૂપ આપવાથી રૂપક. ખંભ–સ્થંભ. સ્થંભ જેવા ઘટોત્કચાદિ જેને પુત્ર છે.

૩૧. સુખસીમ–સુખની સીમા રૂપ. ૩૨. ક્રાન્ત–શત્રુઓનું ઉલ્લંઘન કરે એવો પરાક્રમી.

૩૩. સંચ—છાનો ભંડાર. મતલબકે હું સતીઓનો સંચ–ગુપ્ત ભંડાર –રહસ્ય રૂપ છું. રંચ–જરા પણ.

ઘટે ગુણ થાય નિંદા, વળી જન ખોડે મોટા,
કોટિકાસ્ય નવ વદતી અરે! મમ સુહૃદના કો જોટા? ૩૪.

## રાગ ચાલતો.

સુહૃદ છે સર્વ, વને વસુ ગર્વ;
કીજે રૂડાં પર્વ, સત્ય ધરી. ૩૫
ભૂદેવોને માટે, મૃગયાને સાટે;
પંચપતિ વાટે, ગયા જાણું. ૩૬
બેસાડી હું અત્ર, છે વિપ્ર સર્વત્ર;
ગયા સ્વાર્થ તત્ર, મુને મૂકી. ૩૭
કેવી રીતે જાય, (તે) કહું સુખદાય;
મન ખુશી થાય, સુણી તારૂં. ૩૮
પૂર્વે યુધિષ્ઠિર, રણાંગણ ધીર;
દક્ષિણમાં વીર, ભીમ ગયા. ૩૯
પશ્ચિમ કિરીટી, પ્રસરી છે ભીતિ;
જેની રૂડી નીતિ, પળિયા તે. ૪૦
ઉત્તર નકુળ, સહદેવ શૂર;
બંને યુદ્ધ ક્રૂર, મળી કર્ત્તા. ૪૧
એ મા'રથી મોટા, કંપે કાળ જોટા;
પ્રાપ્ત થાય ખોટા, એજ વૃથા. ૪૨
કોટિકાસ્ય રહો, સૌને જઈ કહો;
મમ પતિ ચહો, મળવાને. ૪૩

---

૩૪. શ્લોક–પદચતુરૂર્દ્ધ (વિષમપાદ છંદ). કોટિકાસ્ય ઇ૦–હે કોટિકાસ્ય! હું તેથી નથી બોલતી; નહિતો મારા સુહૃદ (પતિઓ) ના જોટા (બરાબરીઆ) કોણ છે?

૩૫. ગર્વ–ગર્વથી. પર્વ–પર્વના જેવો આનંદ. ૩૭. તું કહેશે કે અહીં એકલી તને કેમ મૂકી? તો દ્રૌપદી કહેછે કે, છે વિપ્ર સર્વત્ર ઈ૦–સ્પષ્ટ છે.

૪૨. જોટા–સમુદાય. પ્રાપ્ત ઈ૦–જે ખોટા પુરૂષો તેમના સામા યુદ્ધ કરવાને પ્રાપ્ત થાય તે વૃથા છે–અર્થાત્ જેમનાથી કાળનાં જોડાં કંપેછે તેમને તેઓ શું જીતી શકે તેમ છે?

વાહન તજીને, ગોપાળ ભજીને;
વિશ્રામ સજીને, વાસ કરો. ૪૪
છે અજાતશત્રુ, તેથી વન સૂત્રુ;
આતિથ્યે જે પિતૃ, ખુશી થશે. ૪૫
આનંદ ધરશે, આતિથ્ય કરશે;
પતિજી ધરશે, પાણ સહી. ૪૬
એ વિધિ બોલીને, વિગત ખોલીને;
દ્રોપદી ડોલીને, ગઈ ત્યાંયે. ૪૭
આતિથ્યને ઇચ્છે, પર્ણશાળા બીચે;
પાથર્યું ત્યાં નીચે, આસ્તરણ. ૪૮
ચંદ્રમુખી પ્રિય, વાદ વદી ધીય;
બિરાજીએ નીય, (વળી) સૌ બરકો. ૪૯
ચિંત્વન આતિથ્યે, પાળવું તે પથ્યે;
વિઘ્ન જેહ મધ્યે, ટાળો તેને. ૫૦
એવું વદી જાય, નારી પરી થાય;
કોણ તેને સા'ય, તે વરણું. ૫૧

## શ્લોક.

ગુરૂ ધૌમ્ય જેની સહાયે પરિતે, કરે નિશ દિને ત્યહાં કોણ ભીતે,
ડરે કોટિકાસ્ય પ્રતિષ્ટંભ માટે, ગયો જ્યાં હતું સેન મૂકીજ વાટે;

---

૪૪. વાહન તજીને—રથ, ઘોડા, વગેરેથી ઉતરીને. ૪૫. છે ઈ૦—યુધિષ્ઠિર અજાતશત્રુ (જેનો શત્ર કોઈ થયો નથી એવા) છે તેથી આ વન સૂત્રુ—સેહેલુ—સરળ છે; અને (તમારા જેવાના) આતિથ્યથી જે પિતૃઓ તે ખુશી થશે. ૪૮. આસ્તરણ—બિછાતું—સાદડી.

૪૯. ધીય—બુદ્ધિથી. નીય—ની! (નિશ્ચયાર્થક અવ્યય). ૫૦. ચિંત્વન ઈ૦—આતિથ્યનું જે મેં ચિંતવન કર્યું છે તેને પાળવું એજ પથ્ય (અનુકૂળ) છે; (અથવા, તે પથ્યે કરીને—નિયમે કરીને પાળવું યોગ્ય છે). માટે તેમાં જે વિઘ્ન હોય તે દૂર કરો. ૫૧. પરી થાય—દૂર થઈ. સા'ય—સહાય—મદદ કરનાર.

વદે પાસ રાજા કઈ વિધ તે તો, નહીં અર્થ થાયે ચિત્તે આપ ચેતો,
વનિતા વસુધાપતિ પાંડવોમાં, કરી ખાખ પંખી ગતિ ખાંડવોમાં. ૫૨

## વલણ.

ખાંડવ વનમાં ખગ મૃગ બાળ્યા, ખાળ્યા ઈંદ્રને પાર્થ રે;
કોટિક કે' નારી છે તેની, પ્રેમાનંદ મૂકો સ્વાર્થ રે. ૫૩

## કડવું ૯ મું.

## શ્લોક.

નૃપતિ મુનિ-ચરણ, કર પકડિ ગદિતઃ—
વદત વચન વર, કહિય વિગત નિત;
અશરણ શરણિય, નિશદિન ઇકિમન,
અવર ન ચિત વિચ, વરણન તન ધન. ૧

## રાગ દેવગાંધારી.

તન મન ધન વરણન, ભારતનું લાગે,
મમ ચિત્ત ત્યાં ઠરતું, મહર્ષિજી અતિશે;

---

૫૨. શ્લોક—દેવ છંદ અથવા મહા ભુજંગ પ્રયાત. (૮ યગણ.) પરીતે—ચારે પાસથી. બીતે—બીહે. પ્રતિષ્ટંભ—અટકાવ. ખાખ ઇ૦— જેમણે ખાંડવ વનમાં પક્ષીઓની ગતિને ખાખ કરી. અર્થાત્ જેમણે ઉડતાં પક્ષી પણ બાળીને ભસ્મ કર્યાં હતાં તે. ઈંદ્રને જેમણે હરાવ્યો હતો તેમને આપણે શું કરવાના હ-તા, એવી રીતે પાંડવની મહત્તાની વ્યંજના કરી છે. ૫૩. સ્વાર્થ ઈ૦—તે આં મળવાની મતલબ તજો, એ ભાવ છે.

૧. શ્લોક—અચળધૃતિ છંદ. "वसु वसु लघु मिल रहत अचलधृति" (હીરાચંદ). નૃપતિ ઇ૦—જનમેજય રાજાએ વૈશંપાયન મુનિના ચરણને હાથે ઝાલીને ગદિત (કહ્યું) કે, વર (ઉત્તમ) વચન વદત (બોલો), અને નિત્ય વિગત કહો. હે અ-શરણ શરણીય મુનિ! નિશદિન મારૂં એકજ (સરખું) મન છે. મારા મનની વિચ (મધ્યે) બીજું (ભારત સિવાયનું) તન અને ધનનું વરણન નથી—પ-સંદ કે પ્રિય નથી. ૨. રાગ દેવગાંધારી—૪૦ માત્રાનો કોઇ છંદ જણાયછે. દશ દશ માત્રાના ચાર વિરામ. ૧—૫—૯. માત્રા ઉપર દરેક યતિમાં તાળ મૂકીને બોલાશે. તન ઇ૦—જ્યાં ભારતનું વર્ણન એજ તન, મન અને ધન છે એમ મ-ને લાગેછે. ત્યાંજ મારૂં ચિત્ત ઠરેછે એ ભાવ છે.

ભાખોજી ભાખો, કથા કહી દાખો,
કંઈ ઊણમ ન રાખો, દ્રૌપદીહરણ વિષે. ૨

તવ જૈમિનિ બોલ્યા, સુણિયે જનમેજય,
કોટિકાસ્ય વળિ, જયદ્રથને મળતો;
રાય-સભાની વિચે, સુરથસુત જઇને,
વરણવીને વદતો, ઘણોજ મન બળતો. ૩

અવનીપતિ વ્યર્થજ, મારો શ્રમ જાશે,
ખરેખર કહું છું, કરી નિશ્ચે મનમાં;
(જે) થઇ હતી ત્યાં ગાથા, તે વદતો વર્ણવી,
વસુધાના પતિને, તપી તપી તનમાં. ૪

જયદ્રથ જયશાળી, કોટિકને ખાળી,
પૂછતો ત્યાં પછે, વીરપણું દરશી;
જો મમ મન લાગ્યું, તો કેમ વળિયો,
પાછો ત્યાંહાંથકી, વિના નાર સ્પરશી. ૫

(એ) સ્ત્રી આગળ ભાળું, હું અન્ય સ્ત્રીઓને,
ન્યગ્રોધ-વાનરી, સત્ય જે કહું છું;
તેનું ઇકજ કારણ, કે મન તેણીએ,
મારૂં હરી લીધે, દુઃખી અતિ રહું છું. ૬

---

૨. ઊણમ-ન્યૂનતા. ૩ સુરથસુત-કોટિકાસ્ય. ઘણોજ મનબળતો-દ્રૌપદી પ્રાપ્ત થવાની નથી એવી નિરાશાથી.

૫ ખાળી- અટકાવીને. દરશી- દેખાડીને. જો ઈ૦- જયદ્રથ કોટિકાસ્યને કહેછે કે જો મારૂં મન તે સ્ત્રીમાં લાગ્યું છે ( એમ તું જાણે છે ) તો તે સ્ત્રીનો સ્પર્શ કર્યા વિના- તેને પકડીને અહીં આણ્યા વિના તું પાછો કેમ વળ્યો? એવો અર્થ છે.

૬ સ્ત્રી ઈ૦-એ સ્ત્રી(દ્રૌપદી)ના આગળ હું બીજી સ્ત્રીઓને ન્યગ્રોધ(વડ)માં વસનારી વાનરીઓ સરખી દેખું છું. ઇકજ-એકજ.

બોલી એ મુખથી, શું મનુષ્ય સ્ત્રી છે,
મમ મન હરણી એ, કે વનની દેવા;
તવ કોટિક વદતો, નહિ વનની દેવા,
તેમજ નહિ મેવા, (પણ) છે લેવાદેવા. ૭

અહો સિંધુપતિ છે, મહદ યશવાળી,
દ્રુપદની બાળી, દ્રૌપદીને નામે;
પંચાનન (શા) પાંચે, પાંડવ છે પાંચે,
તેની એ ઘરૂણી, દરશે વર વામે. ૮

છે પ્રિય અતિશે, દ્રુપદની બાળે,
મન પંચ પતિને, તેહ હરણ કીજે;
વનફળ ખાઈ વસ્તાં, અતિશે તન કસ્તાં,
નિર્બળતા પામ્યા, તેથી નવ બીજે. ૯

---

૭. બોલી ઈ૦—વારૂં કોટિક! એ સ્ત્રી (પોતાના) મુખથી (કાંઈ) બોલી? એ સ્ત્રી શું વનની દેવા—વનદેવતા છે? અથવા તે મારા મનનું હરણ કરનાર એવી મનુષ્યની સ્ત્રી છે? તેમજ ઈ૦— કોટિક કહેછે કે એ જેમ વનની દેવતા નથી તેમ તે મેવા રૂપ પણ નથી;—એનો સ્પર્શ કરીને મેવો—મીઠું ફળ મળે તેમ નથી; લેવા દેવા ઈ૦—પણ સંબંધ—સગાઈ છે (જયદ્રથ એનો પિત્રાઈ નણદોઈ થતો હતો).

૮. પંચાનન ઈ૦— પાંચે— પંઝે. જેમનો પંઝો પંચાનન— સિંહ જેવો છે એવા પાંચે પાંડવ છે તેની એ વર (ઉત્તમ) વામા (સ્ત્રી.) ઘરૂણી (ગૃહિણી—પત્ની) દરશે—દેખાયછે.

૯. છે ઈ૦—જે દ્રુપદની બાળા (બાળકી) દ્રૌપદી પાંચે પતિઓને મન અતિશય પ્રિય છે; તેનું હરણ કીજે—કરીએ. 'અતિશય પ્રિય છે' એમ કહીને કોટિકાસ્ય પોતાના મનનો ગુપ્ત અભિપ્રાય સૂચવેછે કે તેનું હરણ કરીશ તો તેઓ વેર લીધા વિના રહેનાર નથી. પણ રાજાની રૂખ વરતીને તે કહેછે કે, 'હરણ કરવું'. તેઓ બળવાન છે ત્યારે તેમને કેમ જીતી શકાશે એ શંકાના નિવારણાર્થે કોટિક કહેછે કે, વનફળ ઈ૦—તેઓ વનફળ ખાઈને વસેછે તેથી તથા પોતાના શરીરને અતિશય કસેછે— શ્રમમાં આણેછે તેથી નિર્બળતા પામ્યા છે માટે તેમનાથી બીહીવું નહિ.

તે ભ્રષ્ટ કુરૂપતિ, તું શ્રેષ્ઠ સિંધુપતિ,
તેહ વસે વનમાં, તું છું મહારાજા;
એક કૃષ્ણની સા'ય, તેને જો થાયજ,
તો તારા સાહ્યક, સમુદ્રશા સાજા. ૧૦
સર્વ મળીને રાય, જીતું ચારે ભાઈ,
ધનંજય વિનાજ, કહું છઉં તુજને;
પછે રહ્યો કિરીટી, તિને મરડી મારો,
હે સ્વયં રાયજી, એ નિશ્ચે મુજને. ૧૧
ધરણીપતિનો ધર્મ, યુદ્ધ વા દ્યૂત વળિ,
મનમાં જે ધાર્યું, તેહ તોજ કરવું;
ઇભ ઘોટ પદાતિ, વિધ વિધ વર જાતિ,—
તણું રૂડું સૈન્યજ, (તો) નરપતિ કિમ ડરવું. ૧૨

## શ્લોક.

હે શૂરા પૂરા સિંધૂના સ્વામી જે છે તે બોલું,
આવા લાગે નાવે પાંડુ પુત્રો સાચું સૌ ખોલું;
મોટા મોટા શોધે ભાનુસૂનુ શા રોજે લાગે,
તો છિદ્રો ના દેખે લાધ્યું તુંને મા' મોટા ભાગ્યે. ૧૩

---

૧૦ વળી ન બીહીવાનું બીજું કારણ બતાવેછે. તે ઇ૦— તે રાજ્ય ભ્રષ્ટ થએલા—કુરૂપતિઓ છે અને તું શ્રેષ્ઠ સિંધુપતિ છે; તે વનમાં વસેછે (અર્થાત્ તેથી તેઓ સાધન હીન છે) અને તું મહારાજા (અર્થાત્ સાધન યુક્ત)છે. એક ઇ૦—જો તેને એક કૃષ્ણની સહાય થાય એમ છે તો તારા સાહ્યક (સહાયક) સમુદ્ર જેવા (અર્થાત્ અપાર—મહાન્) અને સાજા—નિરોગી—સબળ છે.

૧૧ કિરીટી—અર્જુન. તેને તમો પોતે મારો. ૧૨ ઇભ—હાથી. ઘોટ—ઘોડા. પદાતિ—પાયદળ. વર જાતિ— ઉત્તમ જાતના.

૧૩. શ્લોક—સારંગી છંદ. (આ કડવામાં જેમ છેવટમાં સર્વ ગુરૂ અક્ષરનો છંદ મૂક્યો છે તેમ આરંભમાં સર્વ લઘુ અક્ષરનો છંદ મૂક્યો છે). આવા લાગે—આવા લાગમાં. મોટા મોટા ઇ૦—પાંડવોનાં છિદ્રો મોટા મોટા ભાનુસૂનુ—સૂર્યપુત્ર કર્ણ સરખા રોજે શોધેછે તોપણ તે જડતાં નથી. અને તને મહામોટા ભાગ્યથી આ તેમનું છિદ્ર લાધ્યુ—જડયું છે!

## વલણ.

મોટા ભાગ્યે મળિયું માટે, મા મૂકો લાધ્યું રત્ન રે;
મીન અંકોડી ગળ્યા જેવું નહિ, જાળવજો કરી જત્ન રે. ૧૪

## કડવું ૧૦ મું.

## શ્લોક.

નરપતિ સુણી વેણ નિષંગીનાં,
સજ થયો ધરવા મધુ વ્યંગીના;
નજરમાં ધરી જેહજ વસ્તને,
તપન પાથસ રોધું સમસ્તને. ૧

## રાગ બાંગવેરાડી.

રૂદ્ર રોધું આવે લડવાને કદી તો પાંડવ શું મુજ આગે;
મારી ફુંકે પવનજ ફાટે ફફડી વાસવ ત્રાસી (તો) ભાગે. ૨
હું રથી સા'યક મહારથી મારા તો ઊણુમ શી સુરથસૂનુ;
સ્વયં જઈહું ભેટું પાંડવ-પત્નીને જોઉં ચાલે કુનું. ૩
કોટિકાસ્ય તવ વદતો મન વિચારો વાડવને સ્ત્રી સોંપી;
જે થકી હારે મોટા શૂરા પૂરા દેવ દાનવ રે' કાંપી. ૪
તેનો વિચાર કરિયે પછી ડગ ભરિયે તો કાર્ય સઘ સીધે;
(તે) વિચારવાળી વાણી સુણીને મન દૃઢ કીધું મંત્રને લીધે. ૫

---

૧૪ મીન ઈ૦– માછલે અંકોડી ( આંકડો ) ગળ્યા જેવું આ નથી, માટે તમે તે જત્ન કરીને જાળવજો. અર્થાત્ માછલે એકવાર ગળના લોભથી આંકોડી ગળી તો તેથી તેના પ્રાણ જાયછે, એવું કાંઈ આમાં થવાનો સંભવ નથી; પણ દ્રૌપદી રૂપી રત્ન પ્રાપ્ત થયું તેને જત્નથી જાળવજો. (નહિતો મીનના જેવુ પણ થાય! )

૧ શ્લોક–દ્રુતવિલંબિત. નિષંગી–ભાથાવાળો–કોટિકાસ્ય. સજ ઈ૦–જયદ્રથ મધુ વ્યંગીના–મીઠી દ્રૌપદીને. નજરમાં ઈ૦–જે વસ્તુને મેં નજરમાં ધરી તે ન લેવા દેવા માટે કદાચ તપન (સૂર્ય) કે પાથસ (જળ–જળદેવતા–વરૂણ) આવે તો તે સમસ્તને પણ હું રોધું–અટકાવું.

૨ રાગ બાંગવેરાડી–બત્રીસ માત્રાનો સવૈયા છંદ. વાસવ–ઈંદ્ર. ૩ હું ઈ૦–હે સુરથસૂનુ! જો હું રથી છું અને મહારથીઓ મારા સહાયક છે તો પછી શી ઊણુમ છે? એ અન્વય.

નિશ્ચય કરીને ઠરવ્યું ભોજન વિધ વિધ પકવાનોનું રૂડું;
સમાચાર ચારે ભાખ્યા ભૂદેવોને રાય તજે કૂડું. ૬
વન બળતાં જે લાગ્યું તે દૂષણ ત્યાગે જયદ્રથજ મોટું;
(તેને)પવિત્ર કીજે અન્ન આપીને લીજે ટાળી કષ્ટજ ખોટું. ૭
ધૌમ્ય ગુરૂ તવ બોલ્યા કાલે આવું પાંડવ સરવેની સાથ;
મગયાએથી આવે ત્યારે મન ભાવે મોદક સિંધુનાથ. ૮
સંદેશ થયો અંદેશો પુનરપિ મોકલ્યો તેહ અનુચરને;
તેણે આવી ભાખ્યું મહામુનિ આજ તો કૂચ ઠરી વરને. ૯
એકેકા વાડવને આપે આજે ઈક નિષ્ક નિષ્ક (તો) સોનું;
કદી આપ નવ સ્વીકારો તો આ લીજે હોયે જે હોણું. ૧૦
સમાચાર સુણી લોભી નિંદે ગુરૂને સરવે જઈ ત્યાં કે'તા;
કો કે'તા નિજ ગુરૂને મા મૂકો મા મૂકો લિજે હે નેતા ! ૧૧
સિંધુપતિશો દાતા નવ દીઠો અમો સુણ્યો નહિ કદિ કાને;
ના ના ના ઈમિ કે'તા રેહ્યા ઋષીશ્વર અતિમાં કુણ માને. ૧૨
જાઓ આવું વે'લા વાર ન લાગે છે આશ્રમ તો સૂનો;

---

૬ ચાર–દૂત. કૂડું–પાપ. વનમાં અગ્નિ સળગ્યો હતો ત્યાં જે પાપ થયું હતું તે રાજા તજેછે. (બ્રહ્મભોજનાદિ કરીને).

૯ સંદેશ ઈ૦—એ સંદેશાથી અંદેશો થયો. પુનરપિ–ફરીને. કૂચ ઈ૦—તે અનુચર ધૌમ્ય પાસે આવીને બોલ્યો કે હે મહામુનિ! આજ તો વરને જયદ્રથને (શ્રેષ્ઠ) કૂચ ઠરી–આગળ ચાલવાનું છે, માટે તમારે આજજ આવવું જોઈએ, એ ભાવ.

૧૦ નિષ્ક—મોહોર. કદી ઇ૦– અનુચર ધૌમ્યને કહેછે કે જો કદી એક એક મોહોર મળવાની છે તે આપ નસ્વીકારતા હો તો આ (હું લાવ્યો છું તે) લીજે (લ્યો) અને પછી જે હોણું (થવાનું ) તે હોય (થશે).

૧૧ સમાચાર ઈ૦– એવા સમાચાર સાંભળીને સર્વે લોભી ( શિષ્યો ) ગુરૂને નિંદવા લાગ્યા અને ત્યાં ( ગુરૂ પાસે ) જઈને કહેવા લાગ્યા; મા મૂકો–દક્ષિણા ન છોડીદો. નેતા–અગ્રેસર. ૧૨ ઋષીશ્વર– ધૌમ્ય. અતિમાં– અતિ શિષ્યોમાં.

તડામાર તૈયારી ભોજનની થઈ માંહિ (વિવિધ) લીધો કસ ભૂનો. ૧૩
તેડું આવ્યું વે'લું ચાલો જી ચાલો પાક શીળો થાયે;
ધૌમ્ય ગુરુજ તવ બોલ્યા અમો ન આવું જે જાવું તે જાયે. ૧૪
શૂન્યાશ્રમને મૂકી જાતાં વિઘ્નો વિધવિધનાં હોયે;
તેહ વચન મુનિનું સુણી રૂદતા લોભી દીનાદિ સૌ કોયે. ૧૫
દયાર્દ્ર મન આશાળું વળિ લાડું ભાળી ચાલ્યા મુનિ મોટા;
દ્રૌપદીને કે' આવું વાર ન લાગે તુજ ગ્રહ નહિ કંઈ ખોટા. ૧૬
દ્રૌપદી ને એક દાસી રહી વન ત્રાસી વદે શું વિપ્રની આગે;
વેરાન વને ગહ્‌વર ગુફામાં ચાલ્યા ખાવા મા'ભાગ્યે. ૧૭
ઋષિ આવ્યા સુણી અર્ઘપાદ્ય ગ્રહી નૃપ પૂજાને ચાલ્યો;
પૂજન વિધિ આટોપી સર્વસ ત્યાં સોંપી ચાલ્યો મન મા'લ્યો. ૧૮

## શ્લોક.

મનમાં નવ દોષ કશો ગણવો,
વર વિપ્ર તણો યશ તો ભણવો;
વિધિ ઇંદ્ર મહેન્દ્ર વિધિ ભુલવે,
ગુરૂ ધૌમ્ય કહો કરી શું મુલવે. ૧૯

---

૧૩. કસ ભૂનો ઇ૦— પૃથ્વીનો વિવિધ કસ—અનેક પ્રકારના પૃથ્વીમાંથી ઉપજેલા રસ કસ આદિ ભોજનમાં લીધા.

૧૫. લોભી અને દીન આદિ— (ઋષિના આશ્રિત શિષ્યો વગેરે). ૧૬. દયાર્દ્ર—દયાથી ભીંજેલું ઋષિનું મન દયાર્દ્ર હોય એ તો જાણે સ્વાભાવિક છે, પણ તેની સાથે વળી એક નિષ્ક સોનું મળવાની આશાવાળું થયું હતું, વળી તે સાથે લાડુ પણ હતા, તેથી તે મોટા મુનિ આશ્રમને શૂન્ય મૂકીને ચાલ્યા. ગ્રહ ઇ૦—મુનિ દ્રૌપદીને કહેછે કે હું હમણા આવુંછું, તેમ તને એકલી મૂકીને જવામાં કાંઈ બાધ નથી કેમકે તારા ગ્રહ કાંઈ ખોટા નથી.

૧૭ ગહ્‌વર—ઉંડી. ૧૮ સર્વસ ઇ૦— સર્વસ્વ ( મુનિઓને જમાડવ વગેરે કાર્ય, પ્રધાનને ) સોંપીને ( દ્રૌપદીહરણ કરવાને ) મનમાં માહાલ્યો—મનમાં ખુશ થયેલો જયદ્રથ ત્યાંથી ચાલ્યો.

૧૯ શ્લોક—તોટક વૃત્ત. વિધિ—બ્રહ્મા. બ્રહ્મા આદિકને વિધિ— બનવાકાળ ભૂલવે છે તો ધૌમ્ય ગુરૂ શું કરીને તે વિધિને મૂલવે—ખરીદી લે—પોતાનો કરી લે-

## વલણ.

મુલવતામાં દુલવે મોટા, (તો) ગરીબ ગુરૂનું શુ ગજું રે;
પ્રેમાનંદ વિધિબળ નિશ્ચે, ધારી ઇમિ હરિ ને ભજુ રે. ૨૦

## કડવું ૧૧ મું.

### શ્લોક.

બાલિશ બાલ્હિક કપોળ કર્યું વિચારે,
વાહાવડેજ તરવા નિધિ આપ ધારે;
જાણે ન અર્જુન ઇકે હર ઇંદ્ર ચાંપે,
શૌરિ વિધિ જળ નભે વસતાંજ કાંપે. ૧

### રાગ જીતમાન.

સુરાદિ કાંપે અર્જુન એકે, તો પાંચે છે ધનુધારી;
તે ન વિચારી અવિચારી તો, નાઠો આવ્યો છળકારી. ૨

---

૨૦ મુલવતામાં ઇ૦–વિધિને ખરીદી લેવા જતાં તે મોટા મોટાને પણ દુલવે–ડૂબાડે એવું છે.

**કડવું ૧૧ મું** ૧ શ્લોક– વસંતતિલકા. બાલિશ–મૂર્ખ– નાદાન. બાલ્હિક–કંકુ તે મૂર્ખ જયદ્રથ પોતાના કપાળમાં કંકુના કરવાને વિચારતો હતો તથા.તે માટે, વાહા ઇ૦–વાહા (હાથ) વડે નિધિ (જળનિધિ–સમુદ્ર) ને તરવા પોતે (જયદ્રથ, ધારે (ધારતો હતો). દ્રૌપદીના હરણ રૂપ મિથ્યા કાર્યની સિદ્ધિને અર્થે બાહુવડે સમુદ્ર તરવારૂપ મિથ્યા અર્થની કલ્પના કરી છે માટે **મિથ્યાધ્યવસિતિ** અલંકાર. " किंचिन्मिथ्यात्वसिद्ध्यर्थमिथ्यार्थांतरकल्पनम् । मिथ्याध्यवसितिः " (કુ૦ કારિકા). અર્જુન ઇ૦–એકલો અર્જુન હર અને ઇંદ્ર બન્નેને ચાંપે–અર્થાત્ હરાવે એવો છે તે એ જાણતો નથી. શૌરિ–કૃષ્ણ. વિધિ-બ્રહ્મા. જેનાથી વિષ્ણુ જળમાં અને બ્રહ્મા આકાશમાં (સત્ય લોકમાં) વસતાં કાંપે છે. અયોગમાં યોગ કલ્પના કરી છે માટે **સંબંધાતિશયોક્તિ.** " योगेप्ययोगःसंबंधातिशयोक्तिः" (કુ૦ કા૦).

૨. રાગ જીતમાન–વીસ માત્રાનો રૂચિરા અથવા ચોબોલા છંદ છે. અવિચારી–જયદ્રથ. નાઠો આવ્યો–દોડ્યો આવ્યો. છળકારી–છળ કરનાર.

તે વિધિ ભાખું સુણ જનમેજય, વાડવ રોધી વન ગયો;
સૌવીર સિંધુ દેશપતિ જે (હ), લાભ તેહને શોજ થયો. ૩
જ્યાં પંચાનનકેરે સ્થાને, વૃક પેસે ત્યમ આવી રહ્યો;
ભય અતિ ધરતો મનમાં ડરતો તદપિ જઈ વિશ્રામ ગ્રહ્યો. ૪
આવી બોલ્યો દ્રૌપદીશુ ત્યાં, હે શ્રેષ્ઠ વદને તું કુશળી?
તુજ સ્વામી જે પાંડવ પાંચે, ગયા મૃગયાએ ભાળ મળી. ૫
છે તે કુશળા મુનિજન સારા, ભાખો ભમિની વિધુવદની;
અહો કૃશાંગિ! વરવદને વદ, તું સુખી કેવી સુહૃદમદની? ૬
પાંચાળી મન મધ્ય વિચારી, વદવું ન ઘટે તવ વદતી;
સુણો નણદોઈ સમાચાર તો, નનુ કર્યાથી કહું રૂદતી. ૭
કિંતુ ધર્મ નવ ધરણીપતિનો, અકોવિદ આવું કદિ બોલે?
તદપિ ધારી અધિકાર તમ, કરૂં ઉત્તર હૃદયાછોલે. ૮
પ્રથમ પૃથ્વીપતિ સ્વય કુશળા, કો' રાષ્ટ્ર કોશ તો સુખમાં;
નૃપાંગમાં સેનાદિ કુશળી, નનંદાદિ નહિ રે દુઃખમાં? ૯
શિબી સિંધુ સૌવીરાદિક, (અન્ય) પરાક્રમ કરી સ્વય લીધા;
તે દેશ ધર્મે કરી પાળોછો? પ્રજા પીડતો નવ સિધ્યા. ૧૦

---

૩. વાડવ રોધી–બ્રાહ્મણોને પોતાના મુકામમાં અટકાવીને. ૪. વૃક–વરૂ. વરૂ જેમ સિંહના સ્થાનમાં પેસે તેમજ જયદ્રથ પાંડવના સ્થાનમાં પેઠો. વિશ્રામ ગ્રહ્યો-ત્યાં જઈ વિસામો કર્યો. અર્થાત્ પાંડવના આશ્રમમાં જઇને બેઠો.

૬. કૃશાંગિ—પાતળા શરીરવાળી. વરવદને! હે શ્રેષ્ઠ મુખવાળી. સુહૃદમદની–સુહૃદ (વાહાલાં)ને મદ ઉપજાવનારી.

૭. નનુ—પ્રશ્નાર્થક અવ્યય. તમે પ્રશ્નાર્થક વચન બોલ્યા માટે ન બોલવું ઘટે તેમ છતાં રડતી રડતી (દલગીર થઈને) પણ કહું છું.

૮. અકોવિદ—અજ્ઞાન–મૂર્ખ. હૃદયાછોલે—હૃદયને છોલે એવો. ૯. રાષ્ટ્ર—દેશ. કોશ—ભંડાર. નૃપાંગ—રાજા, અમાત્ય, રાષ્ટ્ર, કોશ, સેના, આચાર્ય, વૈદ્ય, કવિ, એ આઠ રાજ્યનાં અંગ ગણાયછે. નનંદાદિ—નણંદ વગેરે.

૧૦. શિબિ—આગ્રાની પશ્ચિમમાં દશાર્ણ દેશ છે તેની પશ્ચિમમાંના દેશને શિબિ દેશ કહેછે. સૌવીર—સિંધની પાસેનો દેશ જ્યાં સુરમો થાયછે.

હે બંધુજી! કુરુવંશાત્મક, કુશળા સ્વામી હું કુશળી;
(જો) ધર્મથી ચાલું દુ:ખ ન ભાળું, પડે અજવાળું સત્ય બળી. ૧૧
નારાયણમિત્ર નાકથી આવ્યા, સદ્ય નિવાતકવચ મારી;
સાક્ષાત ધનદ–સેવક હરવ્યા, ભીમે સુર સકળ વારી. ૧૨
અસુર મારી હરી મૂકાવી, મુજને ભીષણ ભીમ પતિ;
(તે) આદિ રાજા તાજા સાજા, અરિમર્દના મહત્ મતિ. ૧૩
પ્રાધુર્ણ પધાર્યા વારૂ કીધું, બેસો આવે મમ સ્વામી;
ઇમ બોલી બાળી કંપતી કાળી, અંગ નમાવી નૃપ નારી. ૧૪
હે રાયપુત્ર! હું તુજને અર્પું, અર્ઘપાદ્ય આસન પ્રીતે;
(વળી) પ્રાતર્ ભોજન માટે તો, મૃગ પંચાશજ અલ્પ અમિતે. ૧૫

---

૧૧. કુશળા—મારા સ્વામી કુશળ છે. જો ધર્મથી ઇ૦—જો ધર્મથી ચાલું તો દુ:ખ ભાળું નહિ, અને સત્ય બળી—બળવાન છે, તેનું અજવાળું—પ્રકાશ પડે. મતલબ કે હું ધર્મથી ચાલનારી છું માટે મને તું છળ કરી શકવાનો નથી એ વ્યંગ્ય છે.

૧૨. નારાયણમિત્ર—અર્જુન. નાકથી—સ્વર્ગથી. નિવાતકવચ—એ નામના દૈત્યોને હણવાને ઈંદ્રે અર્જુનને આજ્ઞા કરી હતી. (ભાર૦ વન૦ અ૦ ૧૫૯–૧૭૦) ધનદસેવક—કુબેરના સેવક–યક્ષો. (ભારત વનપર્વ). અર્જુન નારાયણનો મિત્ર છે તથા તેણે નિવાતકવચોને માર્યા, ઇત્યાદિ કહીને અર્જુનનું પરાક્રમ જણાવ્યું છે, તથા અર્જુન એવો બળિયો છે માટે તું જો મને સ્પર્શ કરીશ તો તને પણ તે મારશે એ વ્યંગ્ય છે. એજ પ્રમાણે ભીમનું પરાક્રમ કહેવામાં પણ ધ્વનિ રહેલો છે.

૧૩. હરી—મને અસુર હરી ગયા હતા તેમને મારીને મને ભીમે છોડાવી. (ભારત વનપર્વ.) ભીષણ–ભયાનક. તે ઇ૦—તે ભીમ આદિ રાજા (પાંડવો) સાજા તાજા છે, શત્રુઓનું મર્દન કરનાર છે અને મોટી બુદ્ધિવાળા છે.

૧૪. પ્રાધુર્ણ—પરોણા. કાળી–કૃષ્ણા–દ્રૌપદી. ૧૫. અલ્પ અમિતે—થોડા ઘણા અથવા થોડા પચાસ મૃગ આપું છું તે અમિત—ઘણા માનજો.

આ યથાશક્તિ હું અપું તુજને, અજાતશત્રુ વધુ આપે;
(તુજ) સૈન્ય સકળનું કષ્ટ કારમું, દયાળુ કાપે સંતાપે. ૧૬

વદે જયદ્રથ હે રંભોરૂ ! મારૂં કુશળપણું સારૂં;
તેં જે પ્રભાત ભોજન માટે, તે ચિત્ત હું ચારૂ ધારૂં. ૧૭

અહો પ્રિયા ! વરાનની ! હૃદયા ! તું સત્વર મમ રથ બેસે;
મોહકારણી ! મન્મથધામા ! (હું) ઇચ્છું સુખમાં તું પેસે. ૧૮

હે વરવેણી ! વાસુકિફેણિ ! સમૃદ્ધિ હીણા તુજ સ્વામી;
ધનુભ્રૃકુટે ! (હે) ભાળવિશાળે ! રાજ્ય વિહોણા નરનામી. ૧૯

અહો મૃગાક્ષિ ! હંસકપોલે ! કૃપણ ધવે કિમ ચિત્ત ધારે;
કીરનાસિકે ! અધરપ્રવાલે ! શે નવ અસ્થિર ચિત્ત વારે. ૨૦

(હે) કંબુકંઠે ! વિશાળકુચે ! વન વસતા શે મન લાવે ?
અહો ત્રિવલે ! પોયણઉદરે ! સેવ્ય સ્વામી કેવો ભાવે ! ૨૧

---

૧૬. અજાતશત્રુ—યુધિષ્ઠિર. તુજ ઈ૦—તારા સકળ સૈન્યનું કારમું કષ્ટ તે દયાળુ (યુધિષ્ઠિર) કાપે અને સંતાપે (સંતાપ પણ) કાપે.

૧૭. રંભોરૂ—રંભા (કેળ) સમાન ઉરૂ (જંઘા) વાળી ! તેં જે ઈ૦—કહ્યું (અધ્યાહાર). ચારૂ—સુંદર. ૧૮. સુખમાં પેસે—સુખી થાય.

૧૯ વરવેણિ—ઉત્તમ વેણી ( ચોટલાની ) વાળી. વાસુકીફેણી—વાસુકી નાગની ફેણ જેવી વેણીવાળી. સમૃદ્ધિ હીણા— સમૃદ્ધિ— (દોલત) વિનાના. ધનુભ્રૃકુટે—ધનુષ્યના જેવી ભ્રમરવાળી. નરનામી—નરના નામવાળા—અર્થાત્ નામ માત્રે નર છે, બાકી પુરૂષાર્થ વિનાના છે.

૨૦ હંસકપોલે-જેના કપોલ (ગાલ ઉપર) હંસનાં ચિત્ર પાડેલાં છે એવી. કૃપણ—દીન—બિચારા. ધવ-સ્વામી. કીરનાસિકે—પોપટની ચાંચ જેવી નાસિકાવાળી. અધરપ્રવાલે—પ્રવાલ (કુંપળો) ના રંગ જેવા અધર (હોઠ) વાળી. અસ્થિર ઈ૦—તારૂં ચિત્ત મારે વિષે અસ્થિર છે તેને અટકાવતી કેમ નથી ?

૨૧ કંબુકંઠે-કંબુ (શંખ) ના જેવા કંઠવાળી. વન વસતા—વનમાં વસનારા પાંડવોને તું શા માટે મનમાં લાવે છે ? ત્રિવલે-જેના પેટ ઉપર ત્રણ વલિ-(કરચલીઓ) પડી છે એવી. સેવ્ય ઈ૦-તને આ સેવ્ય (સેવાકરવા યોગ્ય) સ્વામી કેવો ભાવેછે- કેવી રીતે ગમેછે !

કૃશ કટિબાલે ! નિતંબભારે ! પ્રમા પ્રેમદા ! ધર ચિત્તે;
હે મદનસરે ! જંઘારંભે ! તજતી સ્ત્રીમતિ દીનપતે ! ૨૨
(રે) વરાંગુલે ! પદકરકુમુદે ! રામા રીઝે પતિ ધન દીજે;
હે વરરૂપા ! અહો અનુપા ! રાજ્ય ભ્રષ્ટ વર કિમ કીજે ? ૨૩
હે હૃદયાહ્લાદિનિ ! વરે ! હવિ પાંડવ ભક્તિ પરહરિયે;
અહો લવંગે ! વાસિતઅંગે ! સૌવીર સિંધુ મન ધરિયે. ૨૪
વૈશંપાયન વદતા મુનિવર, તનુ પરીક્ષિત્ સાંભળિયે;
હૃદયકંપિતા જયદ્રથ વાણી, કહે દ્રૌપદી સુણી બળિયે. ૨૫
ભૃકુટિ ચઢાવી વદતી બાળી, લાજ લાજ રે મૂઢમતે;
તિરસ્કાર કરી દૂર ખશી કંઈ, રક્તાક્ષિ કરી વદતી મતે. ૨૬
મન ઇચ્છા જે સ્વામી આવે, તેથી મનહર વાકય ભણે;
મોહાંધ જયદ્રથ તે શબ્દો(ને), મુક્તાફળશા માની ગણે. ૨૭

## શ્લોક.

મોતીકણો કે મણીઓ કુસુમો, પરોવી કરી શું ય માળા વધારે,
ઇક્ષુ મધુ ગુડ પીયૂષ દાખે, રથાંગો જયમે રાત્રિ દિને વિચારે;

---

૨૨ કૃશ-પાતળી. પ્રમા-બુદ્ધિ. મદનસરે-કામદેવના સરોવર રૂપ. જંઘા રંભે-રંભા (કેળના સ્થંભ) જેવી જંઘાવાળી. તજતી ઈ૦-હે દીનપતે ! (દીન પતિવાળી) સ્ત્રીબુદ્ધિ છોડી દે.

૨૩ વરાંગુલે-ઉત્તમ આંગળીઓવાળી. પદકરકુમુદે-જેના હાથ અને પગ કુમુદ (કમળ) જેવા છે એવી. 'નરવેણી'થી આરંભીને 'વરાંગુલે' સુધી અનુક્રમે માથાથી પગ લગીનાં અંગ વર્ણનમાં બધી ઉપમાઓ છે. રામા ઇ૦-જો પતિ ધન આપે તો સ્ત્રી રીઝે (પણ પાંડવો તો તને ધન આપી શકે તેમ નથી) માટે તું મારા જેવા ધનવાળાને ઘેર આવ્ય, એ વ્યંગ્ય છે).

૨૪ હૃદયાહ્લાદિની-હૃદયને આહ્લાદ (આનંદ) આપનારી. લવંગે-લવંગની પેઠે સુવાસ આપનારી. વાસિતઅંગે-સુવાસિત શરીરવાળી.

૨૫ હૃદય ઈ૦-આવાં વચન સાંભળીને હૃદયમાં કંપિતા (કાંપી ઉઠેલી) દ્રૌપદી કહેછે કે, જયદ્રથની વાણી સાંભળીને હું બળી જાઉંછું. ૨૬ મતે-પોતાના મતથી બોલતી. ૨૭ તે શબ્દોને-તિરસ્કાર શબ્દોને.

એવા વરાંગી વરં શબ્દ ભાખે, અતીશે અનાદિની પ્રીતિ પ્રણાદે;
રે મોહજાળે ધરી કાળ કાઢે, ન ભાવે સતીને અતિ વાદ વાદે. ૨૮

## વલણ.

વાદ અતિશે નવ રૂચે, દ્રુપદનંદિની જાણ રે;
ભટ પ્રેમાનંદ વરણવે, નૃપાગ્રહ ધરી પ્રમાણ રે. ૨૯

## કડવું ૧૨ મું.

### શ્લોક.

જનમેજય સુણિયે કથા, સતી રોષે અનલત્વિષા યથા;
નયન દ્રુણ વક્ર તો કરી, વદતી વામ અતિ પટુ ભરી,
શરીરે થઈ રક્ત તે સમે, મતિમંદા ધર ચિત્તમાં ક્યમે;
નહિ આપ મુને કદી ધરો, યમપુરી વનિતાજને વરો. ૧

૨૮ શ્લોક–સર્વગામી અથવા અશ્વ છંદ (સાત તગણ અને બે ગુરૂ). મોતી ઇ૦–દ્રૌપદીના શબ્દોને જયદ્રથ મોતીના કણ, અથવા મણિ, અથવા પુષ્પ હોય તેમ માનીને તેમને પોતાના હૃદયમાં પરોવીને જાણે તેની મોટી માળા કરતો હોય! ઈક્ષુ ઇ૦– તે શબ્દોને તે ઈક્ષુ (શેરડી), મધુ (મધ), ગુડ (ગોળ) કે પીયૂષ (અમૃત) સરખા દાખે (અર્થાત્ માનતો હતો). રથાંગો ઇ૦–રથાંગ (ચક્રવાક પક્ષી) જેમ રાત્રીએ દિવસને વિચારે છે તેમ તે દ્રૌપદીના શબ્દોની રાહ જોતો હતો એ ભાવ છે. વરાંગી ઉત્તમ અંગ વાળી. વરં–શ્રેષ્ઠ. અતીશે ઇ૦–તમારે અને પાંડવને અતિશે અનાદિની–જૂના વખતની જાણે ઘણી પ્રીતિ હોય એમ પ્રણાદે–કહેતી હતી. અર્થાત જણાવતી હતી. (प्र + नद् શબ્દ કરવો). રે ઇ૦– એવી રીતે મોહ રૂપી જાળમાં ધરીને (પકડીને) તે (દ્રૌપદી) કાળ કાઢતી હતી; પણ તે સતીને તેની સાથે અતિ વાદ કરવો ગમતો નહોતો. ૨૯ દ્રુપદનંદિની–દ્રુપદનંદિનીને.

૧ શ્લોક–વૈતાલિય છંદ. જનમેજય ઇ૦–વૈશંપાયન કહેછે કે, હે જનમેજય! કથા સાંભળિયે. જયદ્રથનું વચન સાંભળીને સતી (દ્રૌપદી) રોષે (ક્રોધે કરીને) અનલત્વિષા (અગ્નિની કાંતિ) જેવી હોય તેવી (લાલચોળ થઈ ગઈ). (ધર્મલુપ્તોપમા). નયનનું ભમર રૂપી દ્રુણ (ધનુષ્ય) વક્ર (વાંકું) કરીને અતિ પટુ (તીક્ષ્ણતા) ભરી (ભરેલી) તે વામ (સ્ત્રી) વદતી હવી. (બોલવા લાગી).

## રાગ ગાંધાર.

ક્રોધથી ઉત્પન્ન થઈ, અતિ લાલસ જાણિયે;
મ્લાન મોહકર નેત્ર, (શું) સુંદર [illegible]ણિયે. ૨
રક્ત નયનને માટ, ભૃકુટી ચડ ઊત[illegible]રે;
એવે મુખ નિશ્વાસ, મૂકી માનની ઉચરે. ૩
સૌવીર પાલક રાય, કુડી ગતિ કાપિયે;
ચક્ષુઃશ્રવાશા ક્રોધી, યશસ્વી ન માપિયે. ૪

---

અહીં જયદ્રથ પ્રત્યે ક્રોધના આવેશથી દ્રૌપદીનો વર્ણ લાલ થવો, ભમર ચઢાવવી વગેરે વર્ણાયું છે તે રૌદ્રરસના અનુભાવ છે. આલંબન જયદ્રથ છે. જયદ્રથે પાછલા કડવામાં કહેલાં વચન ઉદ્દીપન છે. અને એ બેથી રૌદ્રરસ ફલિત થાય છે. "रौद्रः क्रोधस्थायिभावोरक्तोरुद्राधिदैवतः ઇત્યાદિ૦"—(સા. દ.) મતિમંદા ઈ૦–તું તારા ચિત્તમાં મંદા મતિ (મંદ બુદ્ધિ) કેમ ધરે છે. અથવા હે મતિમંદા! (મંદ બુદ્ધિવાળા!) તું ક્રમે કરીને પણ તારા ચિતમાં ધર–સમજી રાખ કે, જો આપ (તમે) મને કદી ધરો (ઝાલશો) તો નકી યમપુરી રૂપી સ્ત્રીને વરશો. અર્થાત્ હું તો નહિ મળું પણ યમપુરી મળશે. (ઇષ્ટ અર્થનો ઉદ્યોગ કરતાં અનિષ્ટ ફળની પ્રાપ્તિ વર્ણવી છે માટે **વિષમાલંકાર**). "अनिष्टस्याप्यवाप्तिश्चतदिष्टार्थसमुद्यमात्"—(કુ૦ કા૦)

૨. રાગ ગાંધાર—પ્લવંગમ છંદની ચાલ. લાલસ–લાલાશ. મ્લાન ઈ૦–એવું મોહ ઉત્પન્ન કરે એવું નેત્ર કરમાઇ ગયું છે તેને શું સુંદર વખાણીએ! અર્થાત્ એની સુંદરતા કોઈ નવીનજ છે! (રૌદ્રના અનુભાવ).

૩ રક્ત ઈ૦– તેના રક્ત ( રાતા–પ્રીતિવાળા ) નયનને માટે ભૃકુટી ચઢ ઊતર કરેછે. (પોતાની તરફ પ્રીતિવાળા નયનને મળવા માટે જાણે ભૃકુટી ચઢ ઊતર કરતી હોય, અથવા રાતા નયનને માંસ માનીને તેને લેવાને ભૃકુટી રૂપી સાપણ ચઢઉતર કરતી હોય એવી કલ્પનાછે.) એવે ઈ૦– નેત્ર રાતાં થયાં છે અને ભમર વાંકી થઈ છે એવી સ્થિતિમાં સ્ત્રી મોઢે નિશ્વાસ મૂકીને બોલી. ( આ કડીમાં વચમાં બે બે માત્રાઓ વધવાથી 'સોરઠો' થઈ ગયો જણાયછે.)

૪ સૌવીર પાલકરાય!–સૌવીર દેશને પાળનારા રાજા જયદ્રથ! કાપીએ–છોડી દેવી જોઈએ. ચક્ષુઃશ્રવા–સર્પ. યશસ્વી પાંડવો સર્પના જેવા ક્રોધીછે, તેમનું માપ કરવું–અર્થાત્ તેમનું પાણી કેટલુંછે તે જાણવાનો યત્ન કરવો ન જોઈએ.

વાસવ વન્હિ ત્રાસ, મહારથિ આપતા;
ધર્મ ક્ષત્રિય ધ્યાન, અસુર સંતાપતા. ૫
યક્ષ સમૂહ કુણ માત્ર, યુદ્ધ કરવા ઊભતા;
તેવા પતિની લાજ, કરે નહીં દુભતાં. ૬
(હે) સુવીર! પુરૂષ શ્રેષ્ઠ, પ્રશંસનીય વદે;
જે ઘર વનમાં હોય, કથે વચ નવ મદે. ૭
પાપ રૂપ શુંય વેણ, કદા કોવિદ કથે!
શું તુજ સરખા શ્વાન, હશે સર્વે જથે. ૮
સારા ન્યારા હોય, દુઃખીને નવ દમે;
માને તપસ્વી પૂર્ણ, ભસે નવ, જઈ નમે. ૯
રે આ ઉભા રાય, બૃહત્ ગર્તે તું પડે;
વાહા કોઈ ન સાંય, કરી જાહા તડે. ૧૦

---

૫ વાસવ ઈ૦–તે મહારથીઓ-વાસવને (ઇંદ્રને) વન્હિથી ત્રાસ આપતા–અર્થાત્ ઇંદ્રના વનને તેમણે બાળી નાખ્યું હતું. ધર્મ ઈ૦– તેઓ ક્ષત્રિય ધર્મ ઉપર ધ્યાન રાખીને અસુરોને સંતાપતા હતા–સંતાપેછે.

૬ યક્ષ ઈ૦–જ્યારે તેઓ યુદ્ધ કરવા ઉભા રહેતા ત્યારે યક્ષોનો સમુહ તેમની પાસે શી ગણતીમાં છે? (ભીમનું પરાક્રમ સૂચવે છે). તેવા ઈ૦– મને દુભતાં મારા એવા પતિઓની લાજ કરતો નથી–શરમાતો નથી?

૭. હે સુવીર ઈ૦– હે સૌવીર દેશના રાજા? શ્રેષ્ઠ પુરૂષ તો પ્રશંસા કરવા યોગ્ય વચનજ બોલેછે; જો તેમનું ઘર વનમાં હોય (અને તેથી કોઈની દરકાર ન હોય તોપણ) તેઓ મદે (મદથી) વચ (વચન) કથે નહિ.

૮ કોવિદ–પંડિત. જથે–સમુદાયમાં. બધા સમુદાયમાં તારા સરખા શ્વાન (કુતરાજ) શું હશે? (કે વગર વિચાર્યું ગમે તેમ ભસે!)

૯ ન્યારા- જુદા. માને ઈ૦– તે તપસ્વીઓને પૂર્ણ રીતે માને– માન આપે, ભસે નહિ, પણ તેમને જઈને નમે.

૧૦ રે ઈ૦– રાય (પાંડવો) આ ઉભા એમ તું જાણ. બૃહત્–મોટા. ગર્તે–ખાડો. વાહા–હાથ. કરી ઈ૦–પણ તારા ઉપર જાહા–જાસા કરી તડશે. ૧૨ પ્રૌઢ પથ–મોટા (નીતિ ધર્મનો) માર્ગ.

અંધ બચાવે કોણ, જેષ્ટિકા નવ મળે;
મોહ અગ્નિની માંય, નૃપ તું નિશ્ચે બળે. ૧૧
ઉગારે રે કોણ, પ્રૌઢ પથ દાખવી;
પંચ સિંહ સિંહી એક, સિંધુપતિ ભાખવી. ૧૨
રાખવી કીર્ત્તિ પ્રાણ, (મોહ) મદિરા ન ચાખવી;
જેષ્ટિકાજ કર હોય, જીવ દોરી નાખવી. ૧૩
એજ આયુધે પ્રાણ, લેશે આપના;
હિમાદ્રી અટનાર, મહત્તર માપના. ૧૪
ભેદે કુંભસ્થળ ઇભિ, મદ ઝરતો હોય રે;
ધર્મ પુત્ર વિકાળ, એહ કોણ જોય રે. ૧૫
શું આકર્ષી હુંય, તમો સુખિયા થશો;
ખોશો ખાંતે જીવ, માર્ગ જમપુરી જશો. ૧૬
આકર્ષણ કરે મૂઢ, પતિસમૂહથી મુને;
રે રે! બાલિશ તુંય, કે' કહિશ જઈ કુને. ૧૭
પંચાનન બળવાન, સૂતો જગાડી પગે;
મસ્તક મારે લાત, આવી જાશે રગે. ૧૮

---

૧૩ રાખવી ઈ૦– કીર્તિ અને પ્રાણ બન્નેને રાખવાં હોય તો, મોહ ઈ૦ સ્પષ્ટ છે. જેષ્ટિકા ઈ૦– જો તેમના હાથમાં જેષ્ટિકા માત્ર હથિયાર હોય તોપણ તારે તારી જીવરૂપી દોરી નાખી દેવી– અર્થાત્ જીવવાની આશાજ છોડીદેવી; ( બીજાં આયુધ જો પાસે હશે તો તે શું નહિ કરે? એ ભાવછે).

૧૪ એજ આયુધે–જેષ્ટિકાવડે. મહત્તર માપના– મોટા માપના અને હિમાદ્રિના પ્રદેશમાં ફરનારા યુધિષ્ઠિર એજ આયુધથી તારા પ્રાણ લેશે.

૧૫. ભેદે ઇ૦—મદ ઝરતા ઈભ (હાથી) ના કુંભસ્થળને ભેદે એવા ( સિંહ) જેવો વિકાળ ધર્મપુત્ર છે. (ધર્માદિ પાંચ પાંડવોને દ્રૌપદીએ અનુક્રમે સિંહ, સર્પ, વ્યાઘ્ર, શકર અને હાથી જેવા વર્ણવ્યા છે તે હવે પછી આવશે.)

૧૬. આકર્ષી— ખેંચીને. ૧૭. રે રે! ઇ૦— રે રે! (ધિઃકારવાચક અવ્યય) બાલિશ (મૂર્ખ)! તું પછી કોને જઇને કહીશ? (કોને શરણે જઈશ? એવો ભાવ છે).

૧૮. પંચાનન—સિંહ. રગે ઇ૦—તે સિંહ તારી રગોએ આવી જાશે– આવી વળગશે. અથવા તે આવેશમાં આવી જશે.

રે કરતો તું કેર, (તેવા) કરિઅરિ કેશને;
મુખે છેદતાં તુંય, દીલ ડર રેશને. ૧૯
ભીષણ શો ભીમ સીમ, રોષની નવ મળે;
ક્રોધ યુક્ત નિરખીશ, ભાગીશ તું બળે. ૨૦
અહો મૂઢ બળપૂર, સંભોગી શેષને;
છંછેડી તું શુંય, પામીશ શેષને. ૨૧
જો વકરાયો વાઘ, પાર્થ ઉભો આગળે;
વક્રદંત વિક્રાળ, મૂઢ આખો ગળે. ૨૨
શ્રીપ્રભુએ અવતાર, શૂકર ધરી આપિયું;
મોટું બળ તે માંય, નકુળ ન ઉથાપિયું. ૨૩
તેવો દંતધર એ, ઉદ્ધારી દે તુને;
હાડ ચર્મને માંસ, કહીશ ચીરે કુને. ૨૪
મત્તમદો માતંગ, પુરંદરનો સુણ્યો;
એવો સહદેવ શૂર, ભૂર જઇશ લૂંન્યો. ૨૫

---

૧૯. કરિઅરિ કેશને—કરિ (હાથી) + અરિ + કેશ (વાળ)–સિંહના કેશને. સિંહના વાળને મુખવડે કાપતાં (અર્થાત્ મોઢે ભસતાં) તું દિલમાં રેશ (લગાર) ડર.

૨૦. ભીષણ—ભયાનક. ભીમ શો (કેટલો) ભયાનક છે કે જેના રોષની સીમ (સીમા) નથી.

૨૧. સંભોગી ઇ૦—શેષ [અર્થાત્ મોટો સર્પ] અને તે વળી પૂરો બળવાન ને સંભોગી તેને છંછેડી ને તું શેષ [બાકી] શું પામીશ? એમાં તું શું ફળ મેળવીશ?

૨૨. વક્રદંત—વાંકા દાંતવાળો. ૨૩. હવે ચોથા પાંડવ નકુળ વિષે કહેછે. શ્રીપ્રભુએ ઇ૦—શ્રીપ્રભુએ શૂકર અવતાર ધરીને નકુળમાં મોટું બળ આપેલું છે, અને તે તેણે ઉથાપ્યું નથી—અર્થાત્ સ્વીકાર્યું છે. [**સંબંધાતિશયોક્તિ**].

૨૪. દંતધર—શૂકરના જેવા દાંતવાળો. ઉદ્ધારી દે—મારી નાખે. હાડ ઇ૦—એ નકુળ તારા શરીરનાં હાડ, માંસ અને ચર્મ ચીરી નાખશે તો તું કોને કહીશ.

૨૫. મત્તમદો—મત્ત અને મદવાળો. માતંગ—હાથી. પુરંદર—ઈંદ્ર. ભૂર

ચાર દંતની માંય, ઘાલી ઘચરડી હણે;
દુઃશલા જેહ બેન, નહિ વૈધવ્યે ગણે. ૨૬
નુ પ્રયત કરિયે મન, શે જાઊં જીવતા;
રૂડી પેરે રાજ્ય, ભોગ પામી શિવતા. ૨૭
વેણુ કદળી જેમ, ફલિત થાય નાશને;
તેમ હરણ મુજ ધાર, વળી તેવી આશને. ૨૮
કાકડશિંગી ફળભાર, જેમ મરડાઈ પડે;
તેમ મરડાશો પૂર, હરણ હું નિશે નડે. ૨૯

## શ્લોક.

નગરમાં રહી ભોગ માણવા,
વગર વીર્યને જીતી આણવા;
ભગર ભાગશે તેહ જાણવા,
મગર ચૂડ તો પાર્થ નાણવા. ૩૦

---

ઇ૦–તું ભૂર [મૂળ] લૂન્યો જઈશ–કપાયો જઈશ. (લૂ કાપવું. લુનાતિ કાન છે).

૨૬. દુઃશલા—દુર્યોધનની બેન—જયદ્રથની સ્ત્રી. તે [સાહદેવ] પોતાની બેન [કાકાની છોડી] દુઃશલાના વૈધવ્યને પણ ગણકારશે નહિ.

૨૭. નુ—[વિતર્કદર્શક અવ્યય— વારૂ] પ્રયત—કબજે રાખેલું. વારૂ, હું ઘેર શી રીતે જીવતો જાઊં એમ [વિચાર કરીને] મન કબજે રાખ અને શિવતા [કલ્યાણ] પામીને રૂડી પેરે રાજ્ય ભોગ–ભોગવ.

૨૮. વેણુ ઇ૦–વેણુ (વાંસ) અને કદળી (કેળ) જેમ ફલિત થયા પછી નાશ થાયછે તેમ મારા હરણ વિષે ધાર. અર્થાત્ મારૂં હરણ થયું એટલે તારો નાશ સમજવો.

૨૯. કાકડશિંગી ઇ૦–કાકડાસીંગ જેમ ફળનો ભાર થવાથી મરડાઇ પડે છે તેમ મારા હરણ રૂપ ફળના ભારથી તું પૂરેપૂરો મરડાઈશ.

૩૦. શ્લોક—લલિત છંદ. નગર ઇ૦-પાર્થને નાણવા અર્જુનનું પારખું જોતું તે નગરમાં રહીને ભોગ માણવાના નથી, એવો ભાવ છે. વગર ઇ૦—તેહ (વીર્ય વગરના) તો ભગર (ભંગુર) હોઈને ભાગી જશે એવા જાણવા એવા વગર વીર્યનાને જીતી આણવા તે અહીં નથી. મગર ઇ૦—આ તો મગરની ચૂડ સરખા પાર્થને નાણવા છે. (નિષેધનો અનુવાદ છે, માટે પ્રતિષેધાલંકાર).

## લવણ.

નાણવા છે પાર્થ નિશ્ચે, માણવા નહિ ભોગ રે;
પ્રેમાનંદ પ્રણમી દ્રૌપદી, જાણવા મોટા રોગ રે. ૩૧

## કડવું ૧૩ મું.

### શ્લોક.

અધોળ પેં તો નવટાંક જાણવો,
મકુટ પાશેર અછેર આણવો;
પઠિત પોણો વળિ શેર તે શિરે,
સવાજ શેર વ્રજ આદિ હે ભિરે. ૧

### રાગ સારંગની દેશી.

અહો દ્રુપદતનયે, મન નવ ગણિયે, નક્ષત્રિય વસુધા હોશે;
એક ઉપર એક, હોય નહિ છેક, કો શેર સવાશેર જોશે. ૨
પાંડુના એ બાળ, ઇ અર્થ સંભાળ, (શું) હોય શૂર તો વન રોશે;
સા'ય મોટી હતી, પ્રધાન વરમતિ, ખોળ તું ખંતથી તક ખોશે. ૩

---

૩૧. પ્રણમી ઇ૦— દ્રૌપદી પ્રણમીને કહેછે કે, તેમને મોટા રોગ જેવા જાણવા.

૧ શ્લોક–વંશસ્થ વૃત્ત. જયદ્રથ કહેછે કે,– અધોળ ઇ૦– સ્પષ્ટ છે. મકુટ. ઇ૦–તેને માથે પાશેર એ મકુટ (મુગટ) છે, અને તેને માથે અચ્છેર જાણવો. પઠિત—કહ્યો.સવાજ ઇ૦–હે ભિરે [ ભીરૂ–બીહીકણ સ્ત્રી ! ] તેને માથે સવાશેર છે. અને એ આદિ વ્રજ (જથા) એક એકને માથે હોયછે એ ભાવ છે. 'શેરને માથે સવાશેર' એવા લોકવાદનું અનુકરણ છે માટે **લોકોક્તિઅલંકાર.** ૨ રાગ સારંગની દેશી– પદ્માવતી છંદની ચાલ.

૩ પાંડુના ઇ૦–એ પાંડુના બાળકો છે, એ અર્થને તું સંભાળ; શું તેઓ શૂરા હોય તો વનમાં આવીને રડે ! મતલબકે. પાંડુનું રાજ્ય હોવાથી તેમના પુત્રોનો રાજ્ય ઉપર પ્રથમ હક છે એમ છતાં તેઓને રાજ્ય ન મળ્યું એ તેમનામાં શૂરાપણું નહિ તેથીજ. સહાય–કૃષ્ણાદિની. વરમતિ–મોટી બુદ્ધિવાળો. ખોળ ઇ૦–વિચાર કરજે (નહિ તો) તક ખોશો.

સુયોધને દાસી, ગણી કરી હાસી, તો ભરિયા ન તેહ રોષે;
એવા તજ મૂઢને, મન ધરી ગૂઢને, રે પ્રિયા શું એજ પોષે. ૪
રોષે નવ નિપજ્યું, દીનત્વ તો બન્યું, કરે શું કે' રોષે તોષે;
પિતા વિના ધારી, ઘા કરે કારી, કો નવ એહને દીન ક્રોશે. ૫
તું હુંને ડારતી, વિધ વિધ વારતી, ભય ધરે એમ અન્ય રાજા;
હે કૃષ્ણા ! સુણો, ન મનમાં ધુણો, ભંડાર વધી થાય તાજા:—૬
તેવા કૃષિ ઘણા, વણિકમાં મણા નથિ નાર મમ રાજ્ય માંયે;
માર્ગ વસમા અતિ, કહું કિલ્લા કથી, શું કહું ગણું ગણું ચૂક થાયે.૭
હસ્તિનું બંધન, પાજ રૂપી ધન, ખાણાવું ધાતુ ખાણ મોટી;
પ્રજાની પાસે કર, લેઉં ઘર ઘર, ઊખર ઉરવી ટાળું ખોટી. ૮
ખેડાં માંય પ્રજા, વાસું કરી કજા, એ અષ્ટ ધર્મને ધારૂં;
પછે કો' ભય કશો, વનવાસી જશો, રાજ્ય બળી હું શું મન વિચારૂં.૯

---

૪ ગૂઢને ઇ૦—એવી ગૂઢ વાતો મનમાં ધરીને. પોષે ઇ૦—એ પાંડવો તારૂં પોષણ શું કરવાના હતા. એવો ભાવ છે.

૫. રોષે ઇ૦—એમના રોષથી કાંઇ નીપજ્યું નહિ. અને દીનત્વ તો બન્યું; તું કહે કે, એ [ પાંડવો ] રોષે [ રીસથી ] કે તોષે [ સંતોષથી—રાજી થઇને ] શું કરશે ? પિતા ઇ૦—એમને પિતા વિનાના ધારીને [ કૌરવો ] કારી ઘા કરે છે; [ તોપણ તેઓ કાંઇ પ્રત્યપકાર કરી શકતા નથી માટે ] એમને દીન કોણ નહિ ક્રોશે=કહે. ( ક્રુશ્ —બોલાવવું, શોક કરવો ). અર્થાત્ એમને દીન કહીને કોણ નહિ બોલે અથવા શોક કરે ? એ ભાવ.

૬—૭. ભય ઇ૦—એમ બીજા રાજા શું ભય ધરે ? અથવા એમ ભય ધરે તે રાજા બીજા; હું એમ ડરૂં એવો નથી. ભંડાર ઇ૦—પોતાનું કોશ બળ• વગેરે બતાવતાં જયદ્રથ કહેછે કે, જેમના ભંડાર વધવાથી તાજા, આબાદ, થાયછે એવા કૃષિ ( કૃષિકાર— ખેડુત ) મારા રાજ્યમાં ઘણા છે. હે નાર ! મારા રાજ્યમાં વણિકમાં મણા નથી.

૮ પાજ રૂપી ધન—સેતુ રૂપી ધન. ખેતીને માટે પાણી રોકવાને બાંધેલી પાળો અથવા નદીપર જવાના પૂલ અહીં સમજવા. ઉખર—ખારવાળી. ઉરવી—પૃથ્વી. ખારવાળી ભૂમિ જે ખોટી છે તેને ટાળુ—સુધારૂં. ૯ ખેડાં—ગામડાં. કજા—કળા. અષ્ટધર્મ—ઉપર બતાવ્યા તે:— ૧ ખેતી અને વેપારની આબાદી,

છે પ્રભુની શક્તિ, મંત્રની શક્તિ, ઉત્સાહ શક્તિ પ્રભુ સિદ્ધિ;
વળિ મંત્રની સિદ્ધિ, ઉત્સાહ સિદ્ધિ, પ્રભૂદય મંત્રોદય રિદ્ધિ. ૧૦
ઉત્સાહઉદયાદિ નવ, શક્તિના કુળધવ, વળિ શૌર્ય તેજ ધૃતિ દાને;
ઐશ્વર્યતા દાક્ષિણ્યે, ષટ્ ગુણ અધિકે, અમો માનિયે વરવાને. ૧૧
એ ષટ્ ગુણ રહિતે, અમો છું સહિતે, માટે નવ ડરીએ બાળે;
કરિ ઉપર બેસો, કે રથ પેસો, વૃથા ડરાવીએ મા વા'લે. ૧૨
હે પાંચાળિ, હૃદયા મા'લી, (તુજ) વાણી માત્રે કિમ ત્રાસ ધરૂં;
અધુના વા પછી, વિલપીશ અચ્છી, કૃપણ વચે પ્રાર્થના કરૂં. ૧૩
કર પ્રાસાદે, પ્રાર્થના વાદે, વા હરી તું તેમ કરશે;
દ્રૌપદી ત્યાં બોલી, તોલને તોલી, રે પાંડવો તુંથી ડરશે ! ૧૪

---

૨ વસમા માર્ગ, ૩ કિલ્લા, ૪ હાથી, ૫ સેતુબંધ, ૬ ધાતુની ખાણો, ૭ પ્રજા પાસે કર લેવા, ૮ ભૂમિ સુધારી ત્યાં ગામ વસાવવાં, ધન મેળવવાના એ આઠ માર્ગ હું ધારણ કરૂંછું. જુઓ કામંદકીયનીતિસાર. “कृषिर्वणिक्पथो दुर्गसेतुः कुंजरबंधनम् । खन्याकरधनादानशून्यानांचनिवेशनम् । अष्टवर्गमिमंसाधुस्वच्छवृत्तो विवर्द्धयेत्.” પછે ઈ૦—પછે મારે વનવાસી જશો (જેવો) શો ભય છે તે કહો; હું મનમાં શું વિચારૂં ? મારૂં રાજ્ય બળી (બળવાન) છે.

૧૦-૧૧ છે ઈ૦- (પ્રભુશક્તિ આદિ નવ શક્તિઓ પોતાનામાં છે એમ બતાવેછે) ૧ પ્રભુશક્તિ, રાજ્યના સ્વામિત્વરૂપશક્તિ; ૨ મંત્રશક્તિ–ગુપ્ત સલાહ કરવા રૂપ શક્તિ; ૩ ઉત્સાહશક્તિ; ૪ પ્રભુસિદ્ધિ; ૫ મંત્રસિદ્ધિ (મંત્ર–વિચાર સિદ્ધ થવો તે); ૬ ઉત્સાહસિદ્ધિ; ૭ પ્રભૂદય; ૮ મંત્રોદય–મંત્રસિદ્ધ થયા પછી બાહાર પડવો તે; ૯ ઉત્સાહોદય. એ નવ શક્તિઓના અમે કુલધવ–કુળસ્વામી છીએ. પ્રથમ પ્રભુશક્તિ આદિક ત્રણ શક્તિઓ હોવી જોઈએ. હોવા પછી તે સાધતાં આવડવી જોઈએ અને સિદ્ધ થયા પછી તેનો ઉદય થાયછે એ ઉપર વિચાર કરવો. મતલબ કે અમારામાં તે છે. શૌર્ય ઈ૦–(વળી શૌર્યાદિ ૭ ગુણ પણ અમારામાં છે જેવા કે,) શૌર્ય, તેજ, ધૃતિ, દાન, ઐશ્વર્યતા અને દાક્ષિણ્ય.

૧૨ એ–પાંડવો. કરિ–હાથી. વા'લે–હે વહાલી ! ૧૩ હૃદયા મા'લી–હૃદયમાં માહાલી રહેલી ! અચ્છી–સારી રીતે. [अच्छ (સં. નિર્મળ) ઉપરથી]. કૃપણ વચે–દીન વચને.

૧૪ કર ઈ૦– મારો પ્રાર્થનાનો વાદ સાંભળીને પ્રાસાદ (પ્રસાદ–મેહેરબાની)

અરે હું બળવાન મૂઢ વિણ સાન, શે જયદ્રથ નિર્બળ માને !
કૌરવી સભામાં, વડા વભામાં, વસ્ત્ર પૂરિયાં ભગવાને. ૧૫
એવી પ્રખ્યાતા, પતિ વિખ્યાતા, જયદ્રથાકર્ષણ દીન હોશે;
નર ને નારાયણ, ભટકી રણ રણ, એકરથારૂઢ થઈ હું જોશે. ૧૬
એવીને વાસવ, પીને આસવ, સામું જોવા સમર્થ નહીં;
તો કુણ છે માનવ, અથવા દાનવ, હરણ કરી તું રહીશ કહીં. ૧૭
અરે જયદ્રથ તું, વશ કરીને હું, જોજે પરાક્રમ ક્ષયકારી;
અર્જુન રથ બેઠો, દ્વેષી મન પેઠો, કરશે કેર તે રોષ ધારી. ૧૮
રે અગ્નિ વન વીંટે, સેના ઘીટે, છે તારી ને શર છાશે;
અંધકવૃષ્ણિકુળ, હરિ જેનું મૂળ, (તે) આવે શોધે કુણ વા'શે. ૧૯

---

કર, અથવા તને હરી (તારૂં હરણ કર્યું) તે પછી તો તું તેમ કરશેજ—મેલે સ્થાની કરીશજ.

૧૫ અરે ઈ૦— હે મૂઢ! વિણ સાન—સાન વગરના જયદ્રથ ! હું બળવાન છું તેને તું નિર્બળ શે (શાથી) માનેછે! વભો—જયો—સત્તાધીશપણું.

૧૬ એવી ઈ૦—એવી પ્રખ્યાત અને પતિવિખ્યાતા (વિખ્યાત પતિવાળી સ્ત્રી) જયદ્રથાકર્ષણ (જયદ્રથના આકર્ષણથી) દીન હોશે (દીન થશે શું)? નર ઈ૦- નર (અર્જુન) અને નારાયણ (કૃષ્ણ) એક રથારૂઢ થઈને—એક રથ ઉપર બેશીને રણ રણમાં ભટકીને હું જોશે—મને શોધશે.

૧૭ એવીને ઈ૦—એવીને-મને ઈંદ્ર આસવ (મદ્ય) પીને પણ સામું જોવા સમર્થ નથી. મતલબ કે ઈંદ્ર મારા સામું જોઇ ન શકે તો માનવાદિ કેમ જોઈ શકે ? એવી રીતે કૈમુતિક ન્યાયે કરીને અર્થ સિદ્ધિ બતાવી છે માટે **કાવ્યાર્થાપત્તિ અલંકાર.** "कैमुत्येनार्थसंसिद्धिः काव्यार्थापत्तिरिष्यते" (કુ. કા).

૧૮ વશ કરીને હું—મને વશ કરીને. પરાક્રમ—(પાંડવોનાં). દ્વેષી ઈ૦—તેણે દ્વેષયુક્ત મનમાં પ્રવેશ કર્યો એટલે તે કેર કરશે, એ અન્વય.

૧૯ રે અગ્નિ ઈ૦-જેમ અગ્નિ વનને વીંટે છે તેમ, તારી ઘીટ—ઘટ્ટ-સજડ—અર્થાત્ ઘણી સેના છે તેને તે શર (બાણ)વડે છાશે—ઢાંકી નાખશે. અંધક અને વૃષ્ણિકુળ—યાદવોનાં બે કુળ. આવે ઇ૦—તે શોધમાં આવશે તો તેમને કુણ વહાશે—કોણ છેતરશે ?

મહાધનુષધારી, કરશે મારી, કેકયાદિક તો શોધ ઘણી;
ગાંડિવરવ સુણશો, રથ વિચ ધુણશો, મેઘગર્જના જેની ભણી. ૨૦
અહો અરે મૂઢ, વિચાર ગતિ ગૂઢ, શર પાર્થગતિ દ્વિજ હારે;
જદા સમય તેવો, (તું) ગાળીશ કેવો, નક્કી આતુર મતિ મારે. ૨૧
શંખનાદ કરનાર, ધનુ ધરનાર, પ્રત્યંચા ખેંચી હૃદય ચીરે;
તદા તારૂં તનમન, જાશે સૌ ધન, ભૂલીશ ભણવું મુખ ભીરે. ૨૨
હે અધમ જદા તું, હરણ કરી હું, સુણે ગદા લઈ ભીમ ઉભે;
તુજ કેશ ગ્રહીને, પૃથ્વીપર તે, પાડી પીસે કોણ દુભે ? ૨૩
મમ હરણ સુણીને, મન ધ્રૂણીને, ક્રોધ વિષને દમન કરશે;
માદ્રીના બે પુત્ર, ન થાયે સૂત્ર, જેથી તું આદિ સહુ ડરશે. ૨૪
રે દ્રોણ નિપાત, ભીષ્મના પાત, કર્તા મમ ભ્રાત જગ ગાજે;
મુજ પુત્રો પાંચ, અભિમન્યુ આંચ, ઘટોત્કચાદિ શિર રાજે. ૨૫
રે કેમ તું મો'ય, શું મુજમાં જોય, છું પંચ પુત્રવતી નારી;

---

૨૦ કેકય—કેકય દેશનો ધૃષ્ટકેતુ રાજા ( પાંડવનો એક સંબંધી). રવ—શબ્દ. ૨૧ શર ઇ૦—પાર્થ ( અર્જુન )ના શર ( બાણ ) ની ગતિ આગળ દ્વિજ ( પક્ષી ) હારે. **પ્રતીપાલંકાર.** ગાળીશ ( સમય ). આતુર ઈ૦— તારી આતુર બુદ્ધિ નક્કી તને મારશે.

૨૨. પ્રત્યંચા— પણછ. તદા ઇ૦—ત્યારે તારૂં તન, મન, અને સૌ ધન જાશે—નાશ પામશે. અને મુખવડે " હે ભીરે "એવું બોલવાનું ભૂલી જઇશ.

૨૪. ક્રોધ ઇ૦— ક્રોધ રૂપી વિષને દમન કરશે—બાંધશે. અર્થાત્ ક્રોધને ગ્રહણ કરી ક્રોધી થશે. સૂત્ર ઇ૦—સૂત્ર— પાધરા કે સેહેલા. તેઓ પાધરા થાય એવા નથી.

૨૫. દ્રોણ ઇ૦—દ્રોણનો નિપાત ( મરણ ) તથા ભીષ્મનો પાત ( પડવું-મરણ ) કરનારા મારા ભાઇ ( અનુક્રમે ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી ) જગતમાં ગાજે છે. મુજ ઇ૦—મારા પાંચ પુત્રો, અભિમન્યુ ( સુભદ્રાનો પુત્ર ) આંચ ( અગ્નિ રૂપ ) અને ઘટોત્કચ (હિડિંબાનો), એ મારે માથે (રક્ષણ કરનાર ) શોભે છે.

અરે છું પ્રગલ્ભા, મન ધર મુગ્ધા, છોડી લુબ્ધા વસ્ય સારી. ૨૬
જો તું નવ માને, શાપું શાને, ધર ચિત્તમાં હું સતી નામી;
(જો) પાતિવ્રત ધાર્યું, સત્ય વિચાર્યું, (તો) નજરે જોશે તું કામી. ૨૭
કદા તુંય લેશે, મુજને ગ્રે'શે, તદા ડરૂં નહીં મન મધ્યે;
કુરૂકુળ શિરોમણિ, ક્ષત્રી શિર ધણી, વાળે પાછી તુજ વધ્યે. ૨૮
કામ્યકમાં આવું, તુને લજાવું, સિંહિ થઇ સહુ મૃગ મોટા;
મૃગગણથી હારે, ઈકિ સિંહ કયારે, તો પંચ સિંહના જોટા. ૨૯
તો ડરે છે શાનો, મૂઢમતિ માનો, તજી દઈ પાનો પંથ પળો;
પરનારી કુડી, વાત ન રૂડી, સમજી સજ્જન માંહી ભળો. ૩૦

## શ્લોક.

પરનારી પાળી સમી ધારી મને,
પરશે ન ઘાવ કરશેજ તને;
મરશે વૃથા મન તણાઈ વને,
કરશે બહુ દુઃખ તનેજ ધ્વને. ૩૧

---

૨૬. પંચ પુત્રવતી ઇ૦- ( માટે મોહોવાનું કારણ નથી એમ બતાવ્યુ છે ). પ્રગલ્ભા-પ્રૌઢ વયની. મનધર ઇ૦-મારા ઊપરની લુબ્ધા છોડીને કોઈ સારી મુગ્ધા ( મુગ્ધ અવસ્થાવાળી ) માં મન ધર અને તેને પરણ.

૨૭. શાપું—શાને શાપું ? અર્થાત્ શાપ દેવાને સમર્થ તો છું પણ તું ચિત્તમાં ધર કે હું નામી ( પ્રખ્યાત ) સતી છું. ( માટે શાપ દેતી નથી ). નજરે ઇ૦—કામી એવો તું તે ( મારૂં સત્ય અને પાતિવ્રત્ય ) નજરે જોશે. ૨૮. વધ્યે—તારો વધ કરીને.

૨૯. કામ્યકમાં ઈ૦-હું કામ્યકમાં પાછી આવું અને તને લજાવું. તથા સિંહી-સિંહણ થઈને (તારા જેવા) મોટા મૃગ (પશુ)ને સાહુ (પકડું). મૃગગણ ઈ૦-મૃગના ગણ (સમૂહ) થી એક સિંહ કયારે હારેછે? (નથી હારતો); તો આ તો પાંચ સિંહના જોટા (જોડ)છે.

૩૦. તો ડર છે ઇ૦-તો મારે શાનો ડર છે? માટે હે મૂઢમતિ! માનો-મારૂં કહેલું માનો. તજી ઈ૦-પાનો (પાણી) તજીદઈને પંથ પળો. (પાછો તારે માર્ગે જા).

૩૧. શ્લોક—પ્રમિતાક્ષરા વૃત્ત (સજસસ). પરનારી ઇ૦-મને પરનારી

## વલણ.

તન ધન મનનું દુઃખતો, પરનારી સ્પર્શે થાય રે;
જન પ્રેમાનંદ વર્ણવે, જયદ્રથનો મહિમાય રે. ૩૨

## કડવું ૧૪ મું.

### શ્લોક.

હે પ્રિય આપજ અન્ય ન દેખું વદો મન માન્યું ભલે ભિરૂ રે,
જો કદિ કોઇક તું સમ બોલત સુણી જરૂર ન જીવ ધીરૂ રે;
શું કરવું નવ સૂઝતું મુજ મને તુજને વર વનાવતી,
(શું) પાંડવ પંચથકી ડરવે તુંય જો જઇ સેન વિચે ભરતી. ૧

### રાગ કાલિંગડો.

સેન ભરતી જોઇ તુજ ભૂલે, પછે નહીં મનમાંહીજ ફૂલે;
અર્જુન ભીમ દરશે અધુરા, વીર શિરોમણિ ભાળી પૂરા. ૨
કૂપકમઠવત્ છે મતિ તારી, બ્રહ્માંડ કૂપ (એ) કૂપનું વારી;
કિરીટી કિરીટી કરતાં નીશે, જગ્નજા જીવ જાય વીશવીશે. ૩

---

અને પાળી સમી ધારીને તું પરશે ન—અડકીશ નહિ; કેમકે તે તને ઘાવ કરશે. મરશે ઈ૦—તું મનમાં તણાઇને વનમાં વૃથા મરશે. તથા તે પરનારી તને, તને—તનનું તથા ધને—ધનનું દુઃખ કરશે. અર્થાત્ તારૂં તન અને ધન નાશ થશે.

૧ શ્લોકઃ—મદિરા છંદ. (સાતભએક ગુરૂ). હે પ્રિય ઈ૦—જયદ્રથ કહેછે,—હે પ્રિય (દ્રૌપદીનું સંબોધન) આ આપજ (બોલોછો) બીજું કોઈ બોલનાર હું દેખતો નથી, માટે હે ભીરૂ! તમે મનમાં આવે તેમ બોલો. જીવ ધ૦—જીવ ધીરૂ નહિ—જીવતદાન આપું નહિ. અર્થાત્ મારી નાખું. વરવાનવતી!—ઉત્તમ આકૃતિવાળી! તને શું કરવું તે મુજ મને (મારા મનમાં) સૂઝતું નથી. ડરવે—ડરાવે.

૨. કાલિંગડો—ચરણાકુળની ચાલ છે. ત્રિતાળી ચોપાઈની પેઠે બોલાય છે. સેન ભ૦—સેનની ભરતી જોઇને તું ભૂલશે—તું તારૂં ભાન ભૂલીશ અથવા તારી ભૂલ તને માલમ પડે. વીર ઈ૦—મારા સૈન્યના પૂરા વીર શિરોમણિઓને જોઇને તેમના આગળ અર્જુન અને ભીમ અધૂરા દરશે—દેખાયછે.

૩. પકૂકમઠવત્—કૂવામાંના કમઠ (કાચબા) જેવી. બ્રહ્માંડ કૂપ ઈ૦—

સત્ય કહું મૂકો હઠ બાળા, ધરો જયદ્રથ નામની માળા;
હવે કરૂં નવ કાલાવાલા, સત્વર બેસો મોહની શાળા. ૪
(તુજ) વેણ રૂચે મુને અતિ રસાળાં, ભ્રમ ચિત્ત કરે તેં મોહવાળાં;
વૈશંપાયન કે' સુણ રાજા, (એમ) વદી મૂકવા માંડી માઝા. ૫
તેથી ક્રોધે ભરાણી રાણી, ગાળ દેતી કરી વક્ર વાણી;
તે સુણી જયદ્રથ કેશ સાહી, પાંચાળી પકડતા મા'ભાથી. ૬
તેહ ભાળીને નયન વિશાળા, અડકો અડકો ન હે કરાળા!
નોય નિવૃત્ત થયા નવ તે તો, નારી બોલી રે મૂઢ ચેતો. ૭
આવ્યો કાળ કરાળ તો માથે, મરતાં નવ આવે કો સાથે;
સ્વામી સેવક રે'શો સર્વે, ધનંજયના ધનુશર ગર્વે. ૮
(એ) વેણે લાગ્યો વન્હિ દૂણો, રાય બરકયો ધરો શું સુણો;
કે'તામાં જઈ વળગ્યા મોટા, યજ્ઞજાએ કર્યા નાદ ખોટા. ૯
સભય શબ્દે બોલાવ્યા ઋષિ, આવો આવો થઉં અમો દુઃખી:
ગુરૂ! તમને સોંપી ગયા સ્વામી, ભોજનભટપણું નાખો વામી. ૧૦
ગયા કે'તા "ગ્રહ તુજ સારા", તો આવ્યા શેણે આ વારા?
જદા ભૂદેવ જૂઠા થાઓ, મહદ્‌પણાથી નિશ્ચે જાઓ. ૧૧

---

બ્રહ્માંડ તે તારે મન કૂવો છે અને એ (પાંડવો) એ કૂવાનું જળ છે. (અર્થાત તેથી તું એમના વિના બીજાનું બળ સમજતી નથી.) કિરીટી–અર્જુન. નીશે–નિશ્ચય. જજ્ઞજા–દ્રૌપદી. વાશવીશે (વશે)–વીશવશા.

૪ મોહની શાળા–મોહના સ્થાન રૂપ. ૬ વક્ર વાણી–વાંકી વાણી. ૭. કરાળા–વિકાળા (સંબોધન). ૮ રે'શો–હારીને રેશો. ધનુશર ગર્વે–ધનુષ્ય અને બાણના ગર્વથી.

૯ દૂણો–બમણો. ધરો–પકડો. ખોટા–મિથ્યા. અર્થાત્ નાદ કર્યા પણ તે નિરર્થક હતા. એની વારે કોઈ ધાય એવું તે વખતે નહોતું.

૧૦ ઋષિ–ધૌમ્યને– ભોજનભટપણું–લાડુભટપણું. ૧૧ વારા ઈ૦– તો આ વખત શીદ આવ્યો! જાઓ ઈ૦–જો ભૂદેવ! (વિપ્ર!) તમે જૂઠા થશો તો તમે મહત્પણાથી જશો–તમારૂં મહત્પણું નાશ પામશે.

આવો ચઢીએ મારી વ્હારે, કીજે દુષ્ટ સર્વ સંહારે;
એમ આરત નાદે પોકારી, રડતી ગુરૂજીને સભારી. ૧૨
દાસી દર્ક તે વિલપે અપારા, કે'તી પ્રાણ શે ન જાય મારા;
કૂટે કર્મને ચૂટે કેશો, થાય કેર કેશવ! રે એ શો!! ૧૩
એવો સમય વિચારી રાજા, ધાયો સતીપર તજી કુરૂમાઝા;
ગ્રહ્યું ઉત્તરીય દ્રૌપદા કેરૂં, કંપે કદલીવત સતી દેરૂં. ૧૪
તદપિ સાવધ થઇ ગઈ રાણી, કરી મહદાક્ષેપે વદી વાણી;
તિ વેણ કાળ ઝાળ શાં લાગ્યાં, તીર કરતાં તમાણાં મન વાગ્યાં. ૧૫
તે આક્ષેપે પડિયો ભોમે, કંપી ઉઠ્યો ત્યાં રોમ રોમે;
જેમ મૂળ છેદે પડે ઝાડ, સુરંગ ઉરાડે પડે પા'ડ. ૧૬
તેમ પડિયો કુમતી અંધો. વેણ જ્વાળે સળગ્યો સંધો;
વળી ઉઠી ગ્રહેવા જાય, તવ ખરી નારી આઘી થાય. ૧૭
તેથી પડો પૃથ્વી ભટકાયો, જેમ ઘટ રજ્જુ તૂટે ફૂટાયો;
જેમ નાવ ખટકને લાગ્યું, તેમજ અંગ અકર્મી વાગ્યું. ૧૮
મદિરાંધ પડે જેમ મોહે, મોહ મદિરાંધ પડિયો સોહે;
ટેકા સ્તંભ પડે જે વિધે, પડિયો પાપી ચતુરતા લીધે. ૧૯
અનાયાસ પક્વ ફૂટ ફૂટે, તેમ લંપટનું શિર ફૂટે;
(શું) નાળિકેરીનું ફળ ફોડ્યું, કે વારિ ઘટ જગતી જોડ્યું. ૨૦

---

૧૨ કીજે ઇ૦– સર્વ દુષ્ટનો સંહાર કરીએ. આરત–આર્ત–દુ:ખ ભરેલો.

૧૪. કુરૂમાઝા–કુરૂકુળની મર્યાદા. કંપે ઇ૦–સતી રૂપી દેરૂ ( દ્રૌપદીનું શરીર ) કેળની પેઠે કાંપવા લાગ્યું. (**રૂપક અને ઉપમા.**) ૧૫. મહદાક્ષેપે –મોટા આક્ષેપ ( નિંદા ) થી.

૧૮ રજ્જુ–દોરડી. ૧૯. મદિરાંધ ઇ૦–જેમ મદિરા પીને મોહથી અંધ થયેલો પૃથ્વીપર પડે તેની પેઠે મોહ રૂપી મદિરાથી આંધળો થયેલો તે પૃથ્વીપર પડીને ( ધૂળ વગેરે મોંમાં ભરાઇ જઇને ) સોહે–શોભે–શોભવા લાગ્યો. ટેકા ઇ૦-જેમ ટેકાનો થાંભલો પડે તેમ તે પાપી દ્રૌપદીની ચતુરતાને લીધે પડચો.

૨૦ ફૂટ–એક જાતનું પાકેલું ચીભડું. ફૂટે–ફૂટાય. નાલિકેરી- નાળિયેરી. વારિ ઇ૦–કે ઘડાનું વારિ ( પાણી ) જગતી-પૃથ્વી ઉપર જોડ્યું-અર્થાત પાણી

શીશ અફળાતાં રોષ ભરાણો, વદન વિકાશી પડ્યો રાણો;
મુખ નાસિકાથી રૂધિર જાતું, સૂણીને સહુ વરવું થાતું. ૨૧
પછડાયો દ્વય વાર બળિયો, તેથી સર્વ સમૂહ છળિયો;
નાઠા યોધા સાથે હૂતા, સતી ભય મન વિચ હુઈ સજૂતા. ૨૨
અર રે! નૃપમણિ ચારૂ ખાધો, દ્રૌપદી સુસતીએજ બાધો;
આવો આવો વ્હારે ધાઓ, પૃથ્વીપતિના શવને સા'ઓ. ૨૩
નવ સ્પર્શે નવ અસ્ત્રે હણિયો, નજર માત્રે મૃતવત્ ગણિયો;
નહિ પતિ એના નહિ દઈ શાપે, આમ ત્યમે જઈ માર્યો આપે. ૨૪
ધન્ય ધન્ય જે સતીઓ ભૂમાં, રંક રોળતી રગણપતિ રૂમાં;
આવું ગુલબું ગરજ્યું જ્યાંયે, સામત આવ્યા રાજા જ્યાંયે. ૨૫
કો કે' વારસ છું હું પૂઠે, પ્રિય ઘણાં ત્યાં કર્મજ ફૂટે;
શે મતિ આવી રાયે કીધી, પંચાનન–પત્ની માની સિદ્ધિ. ૨૬

---

ભરેલો ઘડો ફૂટવાથી પાણી પૃથ્વી ઉપર ઢળ્યું! મતલબ કે જેમ ઘડામાંથી પાણી પૃથ્વીપર ઢળે તેમ તેનું માથું પૃથ્વીપર અફળાઇને લોહી નીકળ્યું.

૨૧. રાણો—રાજા. વરવું-કદરૂપું. ૨૨. સતી ઇ૦—સતીના ભયવડે મનમાં સજૂતા-(સંજુક્ત) હોઇને અથવા મનમાં સતીનો ભય તેથી બધા સજૂતા (એકઠા) થઈ નાઠા.

૨૩ ચારૂ—સુંદર. સુસતીએ-સારી સતીએ. બાધો-નૃપમણિનું વિશેષણ. શવ-મડદું. અરે! દ્રૌપદી નામની સારી સતીએ સુંદર નૃપમણિને બધોજ ખાધો!!

૨૪ નજર માત્રે ઇ૦-સતીની નજર માત્રેથી તે મૃતવત્ ગણાયો. કોઈ કહેશે કે એના પતિએ માર્યો હશે તો નહિ પતિ ઇ૦-સ્પષ્ટ છે. નહિ ઇ૦-શાપ દેઇને પણ માર્યો નથી. આમ તેમ ઇ૦-આમ તેમ જઈનેજ માર્યો!

૨૫ રંક ઇ૦—સતીઓ રંક છતાં તે રગણપતિને-અગ્નિને ( રગણનો દેવતા અગ્નિ છે એ છંદ:શાસ્ત્રમાં લખેલું છે. ) રૂમાં રોળતી. અર્થાત્ અગ્નિથી જેમ રૂ બળે છે તેમ તે શત્રુઓનો નાશ કરેછે અથવા, રગણપતિ (અગ્નિ)ને પણ રૂમાં-શબ્દમાત્રમાં (રૂ-શબ્દ) રોળતી-નાશ કરતી. મતલબકે ગરીબ સરખી સતી દેવને પણ એક બોલમાં નાશ કરેછે! ગુલબુ-ખોટી બૂમ.

૨૬ પ્રિય ઇ૦—રાજાને મરી ગએલો જાણીને તેના ઘણા પ્રિય (મેહેર-

ક્રો કે' આલો શવને સહીએ, રાય ધરી મન ભેગી દહીએ;
આવ્યું કટકજ ચારે વાટે, જોઈ ઘનઘોરજ સુરભિ ઉચ્ચાટે. ૨૭
(શું)વારિદબિંદુ કે શરનાં લાગે, થર થર થર ગો કંપી ભાગે;
તે તો જઈ ઠરતી નિજ ઠામે, પણ પાંચાળી દુઃખ ક્યાં શામે? ૨૮
એવે સાવધ રાજા થાતો, હરણી મૃગપતિ શો જઈ સાંતો;
કેમ ન બેસે રથમાં કાળી, કે જીવતી દઉં તુજને બાળી. ૨૯
કદળીપત્રવત્ કંપે નારી, સબળી સાયક મન વિચારી;
એવે રાજા ઉભો ભાળી, અતિશે સેના આવી કરાળી. ૩૦
બોલે બાળી રથમાં નાખો, તાપ અતિ તરૂણીને દાખો;
રાજા વદતો એમજ કીજે, રામા નવ માનેજી રીઝે. ૩૧
સો પંચાશજ દોડી આવ્યા, માનનીના મનમાં નવ ભાવ્યા;
વદી વદને વરાનની બાળી, એમોજ આવું સહુ દો ખાળી. ૩૨

---

બાની વાળા) પોતાનું કર્મ કૂટવા લાગ્યા. (મતલબ કે અમારૂં ધાર્યું મનમાં રહી ગયું !) પંચાનનપત્ની–સિંહની પત્ની. સિંહ-સિદ્ધિ રૂપ.

૨૭ રાય ઈ૦–રાજાએ જેને મનમાં ધરી છે–ઈચ્છી છે તેને પણ તેના ભેગી દહીએ–બાળીએ. જો ઈ૦–તે કટકને ઘન સરખું ઘોર જોઈને સુરભિ (ગાય) ઉચ્ચાટે–ત્રાસે છે.

૨૮ શું ઈ૦–કટકમાંથી તેને બાણ વાગે છે ને ઉપરથી કવિ કહેછે કે, શું મેઘના જળનાં બિંદુ લાગે–વાગે છે! કે શરનાં (તીરનાં) બિંદુ (અણીઓ) વાગેછે? **ભ્રાંતિ.** ગો–ગાય. આ પ્રમાણે ગાયનું વર્ણન કરીને કવિ કહેછે કે, ગાય તો પોતાના ઠામમાં નાશી જઈને પણ તે કટક રૂપી મેઘથી બચે છે. પણ પાંચાળી (દ્રૌપદી) રૂપી ગાયનું દુઃખ ક્યાં–કયી જગોએ શામે-સમાય. મેઘબિંદુથી ગાયનો કંપવા રૂપ સ્વભાવ વર્ણ્યો છે માટે **સ્વભાવોક્તિ.** કટક સાથે મેઘનું અભેદપણે વર્ણન કર્યુંછે માટે **રૂપક.** અને ઉપમેય (પાંચાળી) નાં દુઃખનો, ઉપમાન (ગાય) ના દુઃખ કરતાં ઉત્કર્ષ બતાવવામાં આવ્યો, માટે **વ્યતિરેક.**

૩૦ સબળી ઈ૦–જયદ્રથને સબળી (સેના) સાંયક–સહાય કરનાર છે એમ વિચારીને. અથવા, મને સાંયક (પકડનારી) સેના સબળી છે, એમ વિચારીને.

૩૧ રીઝે-રીઝથી. ૩૨ સહુ ઈ૦–તે વરાનન (વર–ઉત્તમ + આનન

નૃપ કે' નવ સ્પર્શો કોઇએ, જો રામા રથ બેસે સોઇએ;
નિરૂપાયે નારી ચાલી, (તેહ) કસાઇવાડે ધેનુ ભાળી. ૩૩
વ્યાઘ્ર ઘરે જેમ મૃગલી કોઇ, (તેમ) રાજપુત્રી નિઃશ્વાસે હોઇ;
ઉરગ ફુફવતો હોયે જેમે, વારં વાર નિઃશ્વાસે તેમે. ૩૪
તદપિ વિવેક સમરી બાળી, પાદુકા ધૌમ્યઋષિની ભાળી;
વંદન કરી થઈ રથારૂઢ, સમર્યા એકજ ગરૂડારૂઢ. ૩૫
કર્મજ ફૂટતાં કે'તી ભીમ, વ્હારે વળજો નવ બળ સીમ;
ચૂંટી કેશ વદે મુખ વામા, પાર્થ! પરાક્રમી આવો સામા. ૩૬
હૃદય તાડી અજાતશત્રુ ! કે'તી જો જો થાતા ભીત્રુ;
ઉદર ચૂંટી કરી સંતાપ, પધારીએ નકુલ! કહે આપ. ૩૭
પાદજ આફળી રથને ખંભે, સહદેવ! સમરતી દેવી અંબે;
નિશ્વાસ નાખતી વિલપતી બાળા, દુઃખી હરણીને અર્પતી માળા. ૩૮
તાલ તરૂને કે'તી તરૂણી, ભાઇ કરજે વિગતે તું જ વરૂણી;
કે'તાં ઇમિ એકેકે ચાલી, જે મહિલા મનમાં નવ માલી. ૩૯
વરૂથિની વળતાં રડતાં ઝાડ, વળી મોટ મોટા જે પાહાડ;
એમ કુલાહલ થાતો જાતો, રાજા મનમાં અતિ મલકાતો. ૪૦

---

—મુખ) વાળી બાળી (સ્ત્રી) વદને (મુખથી) વદી (બોલી) કે અમો આવું (છું) માટે સહુ (સેવકો) ને ખાળી દો—અટકાવો. મતલબ કે મને કોઈ સ્પર્શ કરે નહિ.

૩૩. સોઈએ—સોઈબંધ—તજવીજથી. ૩૪. ઉરગ સર્પ. ૩૬. કર્મ ફૂટતાં —કપાળે હાથ મારતાં. નવ ઇ૦— જેના બળની સીમા નથી એવા. પાંચ પાંડવોને સંભારીને દ્રૌપદી પાંચ અંગનું તાડન કરેછે તે અનુક્રમે બતાવ્યું છે.

૩૮. દુઃખી ઈ૦—દુઃખી દ્રૌપદી પોતાના કંઠની માળા હરણીઓને અર્પતી હતી, ( નિશાની તરીકે ).

૩૯ તાલ—તાડ. તાડવૃક્ષને તે સ્ત્રી કહેતી હતી કે હે ભાઈ તું વિગતથી વરણી ( પસંદગી ) કરજે અર્થાત્ મારી સ્થિતિ જાણીને ( તું ઉભો છે માટે ) મારા સ્વામી જે તરફ હોય તે તરફ તું તેમને ખબર કહેજે. ૪૦ વરૂથિની —સેના. સેના વળતાં—ચાલવા માંડતાં.

## શ્લોક.

એક મનમાં હરખ એક મન કષ્ટ રે,
એક ધનમાં ગરક એક ધન નષ્ટ રે;
એક જન ટેકધર એક તન ખષ્ટ રે,
શોકજ અશોકધર મગ્ન મન સ્ટષ્ટ રે. ૪૧

## વલણ.

સૃષ્ટિ મન વિવાહ ધરે, પણ અશોક ને શોક રે;
કૃષ્ણસુત જયદ્રથ દ્રૌપદી, એ વિધે આલોક રે. ૪૨

## કડવું ૧૫ મું.

## શ્લોક.

ભીજતી તન અશ્રુપાતથી સીઝતી ચિતમાં વ્યંગી રે,
રૂદતી વનની વનસ્પતિ કૂદતી મ્લાન કુરંગી રે;
મોદકા જમતા સુણી મુનિ રોદકા અંતરે થાય રે,
શોધકા તહિં દોડતા કંઈ રોધકા ચોદિશે જાય રે. ૧

---

૪૧ શ્લોક—નિશિપાલ છંદ. [ भ, ज, स, न, र ). એક ૯૦--જયદ્રથને આનંદવાળો તથા દ્રૌપદીને શોકમાં જોઈને કવિ લોકોક્તિથી તેનું વર્ણન કરે છે કે, એકના મનમાં હરખ અને એકના મનમાં કષ્ટ છે, ૯૦-સ્પષ્ટછે. ખષ્ટ—વીલા—ખીસીઆણો. શોકજ ૯૦—અશોક [ આસોપાલવ ] ને ઘર શોક અને સૃષ્ટિનું મન મગ્ન હોયછે. ( વિવાહમાં આસોપાલવના પાંદડાં લોકો તોડી લાવે છે તે ઉપરથી એ કહેવત થઈ છે કે ,'સૃષ્ટિને મન વિવાહ અને અશોકને ઘેર શોક.'

૪૨. કૃષ્ણસુત—પ્રેમાનંદ.પ્રેમાનંદ કહેછે કે જયદ્રથ અને દ્રૌપદીનો એવી રીતનો આલોક ( દેખાવ ) છે. લોકપ્રવાદનું અનુકરણ છે માટે **લોકોક્તિઅલંકાર.**

કડવું ૧૫ મું. ૧ શ્લોક—શક્રછંદ ( र, स, ज, ज, त, त, ग. ). સીઝતી—દાઝતી. વ્યંગી—દ્રૌપદી. મ્લાન—દુઃખથી કરમાઇ ગયેલી. કુરંગી—હરણી.મોદકા ૯૦—મોદકા ( લાડુ ) જમતા મુનિઓ દ્રૌપદીને હરણ થયેલી સુણીને રોદકા ( રડવા જેવા ) થાય—થયા. શોધકા—શોધ કરનારા બ્રાહ્મણો. રોધકા—જયદ્રથને અટકાવનારા બ્રાહ્મણો.

## રાગ મલ્હારની ચાલ ટુંકડી.

જાણ્યું મુનિ મનમાં ધ્રુણી, સુણી સમાચાર રે;
દ્રૌપદી હરી હું ન ગણી, જયદ્રથ આ વાર રે. ૨
ઝાલો ઝાલો એને, [ શું ] જાય અધુનાય રે;
વાડવમંડળ ઉઠ્યું, બળ ઇનું શું થાય રે. ૩
મોદક તો રોદક શા, આજ ભાઈ એહ રે;
કો થાળી દ્રોણ ઝાલી, યુદ્ધ ઇચ્છે તેહ રે ! ૪
કો જમી હસ્ત ધોતાં, અતિ લગાડે વાર રે;
કો માળા જટાવાળી, થાય સજી સાર રે. ૫
કો કે'તા નથી રે'તા, ઉદરપોષક ધિ:ક રે;
પાંડવપત્ની હરાઇ ગઇ, તે ધરો મન બિક રે. ૬
મિષ્ટાન્ન મળિયું વાસર, [ માત્ર ] આજ અવિધાર રે;
જેનું અન્ન ઉદર વસ્યું, લહો તેનો પાર રે. ૭
એવો રવ સુણી ઉઠ્યા, દશ સહસ્ર દ્વિજ રે;
પીત વર્ણી જટા કોની, હાલતી શું વિજ રે. ૮

---

૨ રાગ મલ્હારની ચાલ ટુંકડી—હીર છંદની ચાલ. સુણી ઇ૦-સમાચાર સુણીને મુનિએ મનમાં ધ્રૂણીને દ્રૌપદીનું હરણ જાણ્યું. ધ્રૂણવું—કંપવું ( ક્રોધના આવેશથી ). હું ન ગણી—મને ન ગણકારીને.

૩ અધુનાય-હમણાં. વાડવ ઇ૦-વાડવમંડળ ( બ્રાહ્મણ મંડળ ) ઉઠ્યું ( અને બોલ્યું કે ) એનું ( જયદ્રથનું ) બળ શું થાય છે ?—શું છે ?

૪ રોદક શા—રડાવનારા સરખા. દ્રોણ—પડિયો—દડિયો. ૫ માળા ઇ૦—માળા અને જટાને વાળીને. સાર—સારા, તૈયારીવાળા.

૬ કે'તા ઇ૦-કહેતાં રહેતા નથી ( અટકતા નથી ) કે હે ઉદરપોષક ( પેટભરા ) બ્રાહ્મણો ( તમને ધિ:ક છે કે તમે આવે વખતે વાર લગાડો છો ! !

૭ મિષ્ટાન્ન ઇ૦-( જયદ્રથ તરફથી તો ) આજ એકજ વાસર ( દિવસ ) માત્ર મિષ્ટાન્ન મળ્યું એ અવિધાર ( નિશ્ચય ) છે, પણ જેનું ( જે પાંડવોનું ) અન્ન ઉદરમાં વસ્યું છે તેનો પાર-શોધ લહો-લો.

૮ રવ—શબ્દ. પીત વર્ણી—પીળા રંગની. 'એવો રવ સુણી ઊઠ્યા' ઇત્યાદિથી કવિએ બ્રાહ્મણોનો **ઉત્સાહ** નામે ભાવ વર્ણ્યો છે.

જટાજુટ શ્યામળા કો, માંહિ ઉડે ખેહ રે;
શું ઘન પડતો ગગનથી, વર તો નર દેહ રે. ૯
તેમાં વળિ વિશેષ ઈ, ( કે ) ત્રિપુંડ્ર વિધુ માન રે;
ભાસ્કર શાં મુખ અનુપમ, મુદ્રા તારા કાન રે. ૧૦
તેવા વર દર્શે અતિ, નભમંડળ ભોમ રે;
ઉભો રહે કેંતા સહિ, ગુરૂ મોટા ધૌમ્ય રે. ૧૧
એકે કાળે દિશિ, પ્રાચીથી પૂર્ણ રે;
જગતિ પર જળધર કશો, સહિત તરણિ તૂર્ણ રે. ૧૨
ગભરાયા મનમાં અતિ, શું પાંડવ આપ રે;
માયાવી ઘટોત્કચ્ચે, કિધ માયા તાપ રે. ૧૩
એવે દ્વિજ જઈ વાટ રૂંધિ, પડ્યા ચીલા માંય રે;
ધાતા ધૌમ્યજ આવે, દ્વિજ ભાખે કાંય રે. ૧૪
પ્રજાળિયેજી મારિએ, જયદ્રથ એો જાય રે;
મુખ શ્વાસ પડતા આપ, દયાર્દ્ર નિરખી કાય રે. ૧૫

---

૯ જટાજૂટ ઈ૦– કોઈ જટાના જૂટવાળા અને શ્યામળા ( શ્યામ વર્ણના ) તથા તે જટામાં ખેહ ( રાખ ) ઉડે છે. શું ઈ૦–શું આ ગગનમાંથી ઘન પડે છે? વર ઈ૦–એવા ઉત્તમ આ નરદેહ છે ( વક્રોક્તિ ).

૧૦ ત્રિપુંડ્ર ઈ૦–તેમના કપાળમાં કરેલાં ત્રિપુંડ્ર તિલક તે ચંદ્ર સમાન છે. મુદ્રા ઈ૦–કાને છાપાં મારેલાં ( કે અલંકાર પેહેરેલા ) તે આકાશમાં તારા હોય તેવા દેખાય છે.

૧૧ તેવા ઈ૦–તેવા અતિ વર ( ઉત્તમ ) ઋષિઓ, જાણે નભમંડળ ( આકાશમંડળ ) ભોમ ( પૃથ્વીપર ) હોય તેવા દરસે–દેખાય છે. **રૂપક. ઉપમા અને ઉત્પ્રેક્ષા.**

૧૨ એકે કાળે ઈ૦–ઋષિઓને આવતા જોઈને જયદ્રથ તર્ક કરેછે કે, એકે કાળે પ્રાચી ( પૂર્વ ) દિશાથી જગતી ( પૃથ્વી ) પર તરણિ ( સૂર્ય ) સહિત આ પૂર્ણ જળધર તૂર્ણ ( ત્વરાથી ) ક્યાંથી? ઋષિઓની મેઘરૂપે સંભાવના કરી છે માટે **ઉત્પ્રેક્ષા.**

૧૩ માયાવી ઈ૦–માયા જાણનાર ઘટોત્કચ્ચે શું માયાનો તાપ ( પ્રતાપ ) કર્યો છે? ૧૪ કાંય રે–કાંઈ કાંઈ–ગમેતેમ. ૧૫ પ્રજાળિએ–બાળીયે ( જય-

એવે એક મુનિ બોલ્યા, દિયો દિયો શાપ રે;
ધૌમ્યગુરૂ ! સૂધો મારગ, શાપો એ આપ રે. ૧૬
ગુરૂ કે'શું ખડ્ગ સા'યું, તેણે મારૂં સર્વ રે;
દ્રૌપદી શાપ્યો નહિ જે, તે શાપું ગર્વ રે. ૧૭
પાંડવનો પ્રતાપ વળિ, ગુરૂ થઇ હણું હુંય રે;
વાડવ વનિતા છોડવી, ક્ષત્ર તેજ હણું શુંય રે. ૧૮
એવે રાજા યજ્ઞજા, દીઠાં રથારૂઢ રે;
દેખી ધૌમ્યજ દ્રૌપદી, વિલપી થતી મૂઢ રે. ૧૯
શીશ કૂટે થંભમાં, ચૂંટે બે કરે કેશ રે;
મૂકાવીએ મુનિ મુજને, દેહ રહે શેષ રે. ૨૦
પૂર પાટે રથ જાયે, મુનિ ન મૂકે પૂઠ રે;
દોડે દડબડ દામણા, વાળી કર મૂઠ રે. ૨૧
રે રે મુઃ ! મુચ મુંચ, કરૂં શાપે દગ્ધ રે;
શાણો થઈશે થાયે, મંદમતિ મુગ્ધ રે. ૨૨

દ્રથને). મુખ ઇ૦-તે ઋષિઓને મોઢે શ્વાસ ચઢતો હતો, પોને (દોડતાં) પડી જતા હતા, અને તેમની કાયા દયાર્દ્ર (દયાથી ભીંજેલી) જણાતી હતી.

૧૬ ધૌમ્ય ઇ૦—હે ધૌમ્ય ગુરૂ! આપ તેને શાપો-શાપ દો એ સુધો માર્ગ છે. ૧૭ ગુરૂ ઈ૦—ગુરૂ કહે છે કે શું (શાપ રૂપી) ખડ્ગ સા'યું માટે તેવડે સૌને હું મારૂં એ યોગ્ય છે? દ્રૌપદી ઈ૦-જેને દ્રૌપદીએ શાપ્યો નહિ તેને શાપું તો મારો ગર્વ હરે.

૧૮ પાંડવનો ઈ૦—(શાપ ન દેવાનું ત્રીજું કારણ બતાવે છે કે) હું ગુ-રૂ થઈને પાંડવનો પ્રતાપ હણું ? (પ્રતાપ હણાવાનું કારણ કહેછે કે) બ્રાહ્મણે વનિતાને છોડવી, એ પ્રકારે ક્ષત્રતેજ શું હું હણું ? તાત્પર્ય કે મારા બળથી હું દ્રૌપદીને છોડવું તો પાંડવની નિર્બળતા ગણાય.

૨૦ દેહ ઈ૦—હે મુનિ ! મને મૂકાવિયે કે જેથી દેહ શેષ (બાકી) રહે-હું જીવતી રહું.

૨૧ દામણા-દયામણા (બ્રાહ્મણોનું વિશેષણ). ૨૨ મુંચ મુંચ-મૂક મૂક.

મહારથી પાંડવો, હજુ ન જીત્યા તુંય રે;
ચ્હ હરતાં લાજ રે, ચોર કર્મમાં શુંય રે. ૨૩
તું જો પરંપરા ક્ષત્રિ, ધર્મ ધ્યાને ધારરે;
ક્ષુદ્ર હરણ કરે અધુના, (શે) પાપ પામિ પાર રે. ૨૪
જો ભીમાદિક ભડ ભડી, પામે પૂરૂં લાણ રે!
સૌવીર સિંધુ સમેત, જાશે તુજ પ્રાણ રે. ૨૫
માન માન અજ્ઞાન તું, કહું સાચી વાણ રે;
પામીશ અતિશે કડવી, લાણ મધ્યે હાણ રે. ૨૬
ગણ્યું નગણ્યું કરી ચાલ્યો, રૂદતી અતિ નાર રે;
ધૌમ્ય કહે ધીર ધરજો, વાળું વૈ વ્હાર રે. ૨૭

## શ્લોક.

**તાર** ચિંતા તરો પાર આ વારકી, **રા**જહંસા રસજ્ઞા રસાળી,
**પાં**શુલા પામું પાંચાળિ ના શો ભયે, સેકો ચેતના છોય ચાલી;

---

૨૩ મહારથી ઈ૦- હજી તેં મહારથી પાંડવોને જીત્યા નથી! શુંય રે -શું છે? (શું પરાક્રમ છે)?

૨૪ પરંપરા ઈ૦-તું પરંપરા (પાછળથી ચાલ્યો આવતો રિવાજ) જો, અને ક્ષત્રિયનો ધર્મ ધ્યાનમાં ધર-ક્ષુદ્ર ઈ૦-હે ક્ષુદ્ર! (અધમ!) તું અધુના (હમણા) તો હરણ કરે છે પણ હે પાપ! (પાપી!) તું પાર શી રીતે પામીશ? -એ અર્થ તારો સિદ્ધ કેમ થશે? અથવા, તું એ પાપની પાર શી રીતે પામીશ-જઈશ.

૨૫ જો, ઈ૦-તું ભીમાદિક ભડ (ભટ્ટ-વીર) સાથે ભડી (ભીડી) જો, એટલે તું પૂરૂં લાણ પામીશ! એવું લાણ પામીશ કે જેથી સૌવીર અને સિંધુ સમેત (તારા સઘળા રાજ્ય સુદ્ધાં) તારા પ્રાણ જશે-**વક્રોક્તિ અલંકાર.**
"वक्रोक्तिः श्लेषकाकुभ्यामपरार्थप्रकल्पनम्" (કુ૦કા૦)

૨૬ કડવી-(હાણનું વિશેષણ). આ દ્રૌપદીહરણ રૂપી લાણમાંથી તું અતિશય કડવી હાણ પામીશ-એ અન્વય. ૨૭ ધૌમ્ય ઈ૦-ધૌમ્ય દ્રૌપદીને કહેછે કે ધીર ધરજો; હું વૈ (નિશ્ચય) વાંર (મદદ) વાળું (વાળી લાવું છું).

**स्वा**तमां धैर्य तो राखवुं वातमां, **मीन** जो हीन होये जळे रे,
**ते**जिता ताराणी दुष्ट ताने तड्यो, डुंडु डारे भुजंगो छळे रे. २८

## वलण.

डुंडु डरथी भुजंग भागे, एवुं थाय न आळ रे;
प्रेमानंद प्रौढा पांचे, पांडव लेशे भाळ रे. २९

---

२८ श्लोक-सर्वगामी छंद. ( सात रगण एक गुरु ). तार छं०-हे तारे! ( हे उत्तम स्त्री ! ) हे राजहंसा ! हे रम्भा ! हे रशीली ! आ वारकी चिंताने पार तरो. अर्थात ते चिंताने आ वखते तरीने पार जओ. ( तार good, excellent—विलसन ) तरवानुं कर्म छे अने राजहंसा विशेषण छे माटे 'तुं राजहंसा छे तेथी तरीशज' ए ध्वनि छे. **परिकरालंकार.** " अलंकारः परिकरःसाभिप्रायेविशेषणे " ( कु० का ) पांशुला ( पांशुलापणुं )-असतीपणुं. हे पांचालि तुं पांशुलापणुं ना ( नहि ) पामुं. शे भये छं०-शो भय छे? एवो अर्थ छे. अथवा. 'शे भिये' एम होय तो, शाने बीहि छे? एवो अर्थ थाय. चेटको-दास ( जयद्रथादि ). ( चेटक m slave-विलसन. ) ते चेटको नी चेतना ( ज्ञान-समजण ) छो चाली ( जती ) अर्थात तेओ भले अणसमजणा थइने तने लेई जता ! तारे बीहीवानुं कारण नथी. स्वातमां छं०-स्वातमां ( स्वांतमां-पोताना मनमां )वातमां-आ बाबतमां ( अथवा वात करतां ) धैर्य राखवुं. दृष्टांत बतावे छे के. मीन छं०-मीन होय ते जळथी हीन पण थाय छे ते तुं जो. अर्थात् मीन जेम जळथी हीन [रहित] थाय तेम तुं पण तारा पतिओथी हीन थयेली छे तथापि तारे ते वातमां-ते बाबत संबंधे स्वातमां-स्वांतमां धैर्य राखवुं. **दृष्टांतालंकार.** चेद्बिंबप्रतिबिंबत्वं दृष्टांतस्तदलंकृतिः " ( कु० का० ) तेजिता छं०- (तेजिता excited ). हे उश्केरायली ताराणि! ते दुष्ट ( जयद्रथ ) ताने तड्यो-तानथी तड्यो छे; पण डुंडु ( डेंडवुं ) डारे तेथी भुजंग (मोटो नाग) शुं छळे बीहे छे? अर्थात् नथीज बीहीतो. आ श्लोकमां दरेक चरणनो पेहेलो तथा तरमो अक्षर लेई वांचतां " तारा पांचे स्वामी तेडुं " एवो अंतर्लापिका नीकळे छे.

---

§ जे बाई पासेथी आ पुस्तक मळ्युं छे ते आ ग्रंथ पोताना पिता पासे भणेली छे. तेनुं केहेवुं एम छे के 'तार' शब्दनो अर्थ अहीं 'स्त्री' एवो थायछे. एटला उपरथी अमे पण एज अर्थ कायम राख्यो छे.

# કડવું ૧૬ મું.

## શ્લોક.

ભારતોદયતણે પરણવું છું,
રાય સુણ મુનિ કે' વરણવું છું;
દ્રૌપદી વિલપતી મન ધવને,
મૂકિ શું ન મૃગયા વન કવને. ૧

## રાગ મેવાડો.

મુનિ વદે સુણ તું જનમેજય, દ્રૌપદી રૂદતી લેઈ ગયોછે;
પાંડવનું પછિ શુંય થયું તહીં, રોષ અતિ વિકરાળ થયોછે. ૨
તેહ સુણાવું ધરો ધરણીપત ! ધ્યાન મને દૃઢતા અતિ ધારી;
જેહ ગયા મૃગયા વનમાં તવ, કૌતુક એક હતું બળપારી. ૩
ચાર દિશા દરશી તહીં ચારજ વાહન વાળી થયા સહુ જૂદા;
બાણ કુરંગ પરે ધરી ઝુકત, ચુકત ના કદી ચંતથી મુદા. ૪
બ્રાહ્મણ કાજ કરે મૃગયા, નહિ સ્વાદ કસે મન વાદ વદીને;
(વળી) ધર્મ ધરાપતિનો ઇક ધારિજ, જે હરણીપતિ પ્રાણ મૃદીને. ૫
પૂરવ આપ ગયા હર તાપજ, જેહ યુધિષ્ઠિર રાય કહાવે;
ગિરિ ગુફા વિચ તુરિ તહીં તહીં, કાંઈ જહીં રથ મૂળ ભરાવે. ૬

---

૧ શ્લોક—ચંદ્રવર્ત્મ છંદ ( र, न, भ, स. ) ભારતોદય ઈ૦—ભારતોદય તણે ( ભારતના ઉદય કરનાર અથવા ભારતના ઉદય રૂપ વ્યાસ) ચરણે- (અધ્યાહાર ) પરણવું–પરણમું ( નમું ) છું. ધવ–સ્વામી. એમ વિલપે છે કે, હજીસુધી પણ વનમાં અને કવનમાં ( ગિરિ ગરાડા અને ખાડ ખાબોચિયાં-વાળું વન ) શું મૃગયા કરવી નથી મૂકી–છોડી !

૨ રાગ મેવાડો—ઇંદ્રવિજય છંદ. ૩ ધરો ઈ૦–હે ધરણીપત ! ધ્યાન ધરો. બળપારી–અર્થાત્ અપાર બળવાળું. ૪ દરશી—જોઈ. કુરંગ–હરણ. મુદા—મુદ્દાની વસ્તુ ( કાલિયાર ).

૫ નહિ ઈ૦–સ્વાદના કસથી નહિ. ધર્મ ઈ૦–હરણીપતિ–મૃગનો પ્રાણ મૃદીને ( નાશ કરીને ) તેઓ જે મૃગયા કરતા હતા તે ધરાપતિનો ( રાજાનો) એક ધર્મ છે એમ ધારીનેજ ( ફક્ત ખોરાકને માટે હિંસા કરવાના હેતુથી નહિ).

૬ હર તાપજ—તાપને હરણ કરે એવા. તુરિ–ઘોડા. મૂળ ઈ૦–મૂળ સાથે રથ ભરાવે.

વારિવહે રથ તો જઈ ઝીકત, માત્ર ન એક નિશાન ચૂંકાવે;
લોક લહી નપ મત્તગયંદજ, હે હરિ ! આ કરિ પાર મૂંકાવે ! ૭
કષ્ટ કરે સભરે ભર, આગસ હે પૃથિવીપતિ ! આપ નિવારો;
વાડવ કાજ શિકાર કરો તિમ, લોકનું દુઃખ હૃદેજ વિચારો. ૮
વારૂ કહી વળિયા નરનાથજ, મત્તગયંદ પુઠે મદમાતા;
શૂર અડગ્ગ મહા બળિયો ગજ, આવી પડ્યો રથ ઉપર જાતાં. ૯
લાઘવતા કરી સારથિયે તવ, ફેરવી ફૂદડી રાય સજૂતાં;
હસ્તિની પૂઠ પડી નજરે નૃપ, બાણ ભરી ભટ તીર વગૂતાં. ૧૦
પૂછ પડ્યું પૃથિવી પટ પીલુજ, કે વિકરાળ હવો ગિરિ મોટો;
આવી કરિવર શુંડ ધરી રથ, દંતવડે જવ વાળત ગોટો. ૧૧
હેવિ ભરી શર બાણ ચિત્યે કટ, ધારી ધારાપતિ મારી મરોડ્યો;
શુંડ શડાપ કરિતણી કાપિય, પંચ શરે ગજરાજજ તોડ્યો. ૧૨

---

૭. વારિવહે–પાણીનો વાહ–વહેળો. લોક ઇ૦—નૃપને અને મત્તગયંદ ( હાથી ) ને લહી ( જોઈને ) તેને કહ્યું કે હે હરિ ! ( હે રાજન્ ! ) આ કરી ( હાથી ) અમારો પાર મૂકાવે છે !–નાશ કરે છે ! ( વનમાં કોઈ હાથી લોકોને નડતો હશે તેનો નાશ કરવાની પ્રાર્થના રાજાને લોકોએ કરી ). અથવા, નૃપરૂપી મત્તગયંદ ( હાથી ) ને જોઈને પોતાને નડનારા હાથીની લોકોને સ્મૃતિ થઇ આવી તેથી તેમણે રાજાની પ્રાર્થના કરી. એમ અર્થ લેઇએ તો **સ્મૃત્યલંકાર.** મત્તગયંદ એ ઇંદ્રવિજયછંદનું બીજું નામ છે તે અહીં મૂક્યું છે માટે **મુદ્રા.**

૮. કષ્ટ ઇ૦–આ હાથી અમને સભરે ભર–અત્યંત કષ્ટ કરેછે, માટે હે પૃથ્વીપતિ ! એ હાથીનું આગસ ( પાપ–અપરાધ ) તમે નિવારો.

૧૦ લાઘવતા–ચપળતા. રાય સજુતાં–રાજા સહિત. વગૂતાં–ચાલતાં કર્યાં. ( वग् to go, to begin moving )

૧૧ પીલુ–હાથી. હાથીનું પૂછ પટ લેઇને પૃથ્વી ઉપર પડ્યું કે તે મોટો વિકરાળ ગિરિ સરખો થયો ! કરિવર–મોટો હાથી.

૧૨ હેવિ ઇ૦– જેવામાં દાંતવડે તે ગોટો વાળેછે–રથના અને રથીના ચૂરેચૂરા કરી નાખેછે તેવામાં ધરાપતિ યુધિષ્ઠિરે તે હાથીને શર–પાંચ બાણ ભરીને (ધનુષ્યમાં જોડીને) કટ (ગંડસ્થળને) ધારીને–લક્ષ્યમાં લેઈને મારીને મરોડ્યો–વાંકો કર્યો. અર્થાત્ પાંચ બાણે કરીને હાથીના ગંડસ્થળમાં પ્રહાર કર્યો. અને એવી રીતે તેને મારીને મરોડ્યો (વાંકો કર્યો.) અર્થાત્ વેદના થવાથી તે લ-

સ્વસ્તિ ભણે પુરવાસી પળેપળ, પાર્થ પછે મૃગયા મિષ જાતો;
પશ્ચિમ દિશ વૃકોદર તો જઈ, વાઘ ધરે મુખ સારંગ ખાતો. ૧૩
પ્રાણ હરે નવ બાણ મુકી વન, હાથથકી હરણાં જઈ ઝાલે;
કાલિયરો પકડી પછી ભાળત, જાયજ જીવ ધરે ભલ વા'લે. ૧૪
એમ અનેક ધરે મૃગના ગણ, શસ્ત્ર વિના ક્ષત માર ચલાવે;
ક્ષેત્ર ભર્યાં વિચ જો મૃગ જાયજ, વાડ વઢાવી ન આપજ જાવે. ૧૫
હોય ભલે શત યોજન ઉચ્ચપણે, તદપિ કુદિ જાય જરૂરે;
ખેતરમાં મૃગ જો છૂપી પેસતું, તો અતિ કેર કરે વદું શુરે. ૧૬
વૃક્ષસમૂહ વિષે કદિ તે મૃગ, ગાઢ ગુફા ધરી ધાઈ લપે છે;
તોડી તરૂવર મોડી મહાવન, ઘીચ ભલે પણ હંસ ખપે છે. ૧૭

---

ગાર પાછો હઠ્યો. શુંડ ઈ૦– અને પછી તે ગજરાજને પાંચશર–બાણવડે તો-ડ્યો ( માર્યો ) તથા તેની શુંડ શડાપ લેઈને કાપી નાખી.

૧૩ પુરવાસી–વનના ગામના લોકો સ્વસ્તિ ભણે–તમારૂં કલ્યાણ થાઓ એમ બોલે. પાર્થ–યુધિષ્ઠિર. પછી યુધિષ્ઠિર મૃગયાને મિષે (બાહાને) ત્યાંથી ગયો. પશ્ચિમ ઈ૦–(ભીમનાં પરાક્રમ વર્ણવેછે.) વૃકોદર (ભીમ) પશ્ચિમ દિશા-માં જઈને મુખવડે સારંગ (હરણ) ને ખાતા વાઘને ધરે (પકડે).

૧૪ પ્રાણ ઈ૦– તે વનમાં જઈને બાણ મૂકીને પશુના પ્રાણ હરતો ન-હોતો પણ હાથવડે હરણાં ઝાલતો હતો. કાળિયર–કળિયાર. જાયજ ઈ૦– તે ભલે વા'લે– વાહાલથી ધરતો–પકડતો હોય તથાપિ તેમનો જીવતો જાયજ.

૧૫ શસ્ત્ર વિના ક્ષત–શસ્ત્રથી ક્ષત [ઘા] કર્યા વિના. ક્ષેત્ર ભર્યાં ઈ૦– જો ભરેલાં ક્ષેત્ર [ખેતર] ની વિચ [વચ્ચે] મૃગ [હરણ] જાય તો વાડ વઢાવીને પોતે જાય નહિ. ત્યારે શું કરે? તો,—

૧૬ હોય ઈ૦– ભલે ને શત યોજન ઉચ્ચપણે–ઊંચાઈ હોય તદપિ તે કુદી જાય. સો યોજન કૂદવું એ અયોગ છે ત્યાં કૂદવાના યોગનું વર્ણન કર્યુંછે માટે સંબંધાતિશયોક્તિ. "संबंधातिशयोक्तिःस्यादयोगेयोगकल्पनम्" ( કુ૦કા. ) [શિકારા ના કારણથી કેટલીક જગોએ હાલ જે રૈયતને પીડા આપવામાં આવેછે તે અસલના રાજા આપતા નહોતા, તેથી હાલના રાજાઓએ પણ રૈયતને તે કારણસર પીડા આપવી ન જોઈએ એમ આ ઉપરથી માલમ પડેછે.]

૧૭ વૃક્ષસમૂહ–વૃક્ષનો જથો. તે મૃગ–શિકારનો મૃગ. ગાઢ ઈ૦– જો તે મૃગ ગાઢ (અતિ સજડ) ગુફા [ઝાડની ગુફા] ને ધરી (આશ્રય લેઈને) લપે

જો અભવિષ્ય ચડ્યું મૃગ ડુંગર, તો દ્રુમ ખેંચી સમૂળગું તાડે;
તાલ તમાલ અશોક અપાર, ભલે સહકારજ રાયણ પાડે. ૧૮
પાદપ પાણિ કદી નવ આવતું, તો કરસાણ જુડી ભરી ભારે;
જો નવ તેહ વસે વૃક નિકટ, તોજ તલાવડો પથ્થર મારે. ૧૯
જો નવ તેહ જડે તવ વારિની, પોશ ભરી ભટ આપ ઉરાડે;
એકજ પોશ વિષે જળ પૂરણ, શુંય અગસ્ત્ય મુનિ નિધિ રાડે. ૨૦
શોષી કરી જ્યમ સાફ કરે ત્યમ, એક કુરંગ વિષે મન ધારે;
કાંઇ કદી કર પાસ ન આવત, તો ગરજી ઇક બૂમજ મારે. ૨૧
તે થકી યોજન આઠ સુધી જન, વનપશુ મલમૂત્ર કરીદે;
થાય અપાર બિગાડ વને પણ, બોલી શકે નહિ ચંતજ છીદે. ૨૨
યુક્તિ કરી પછી એક મને થઈ, લોક અશેષ વસે પુરમાં જે;

---

છે [ સંતાઇ રહેછે ] તો, તોડિ ઈ૦– ભીમ તે તરૂવર ( મોટાં વૃક્ષો ) ને તોડીને અને મહાવનને મોડી [ ભાગી ]ને, ભલે તે ધાય [ સજ્જડ ] હોય તથાપિ [ તે પ્રાણીઓના ] હંસ [ પ્રાણ ] ખપે છે [ ખપાવે છે ].

૧૮ અભવિષ્ય–ન બનવા કાળ [ હોય ને કદાપિ ચઢ્યું ]. અર્થાત્ ભીમના હાથમાંથી છટકાને મૃગ ડુંગરપર જાઇ તો ન શકે, પણ કદાચ અભવિષ્યે ચઢ્યું તો, દ્રુમ ઇ૦–દ્રુમ [ વૃક્ષ ] સમૂળગું ખેંચીને [ ઉપાડીને ] તાડે [ મારે ]. તાલ ઇ૦–ભલે જે અપાર તાલ [ તાડ ], તમાલવૃક્ષ, અશોક [ આસોપાલવ ] સહકાર [ આંબો ] કે રાયણ હોય તો પણ તેમને પાડે!

૧૯ પાદપ-વૃક્ષ. પાણિ–હાથ[ માં ]. કરસાણ-કર્પણ. જુડી–ભારો. વૃક–વૃકોદર [ ભીમ ]. તલાવડોપથ્થર–તલાવડીની પાળના પથ્થર.

૨૦ ભટ—જલદી [ અથવા ભટ—વીર ]. રાડે ઇ૦-શુંય [ જાણે ] અગસ્ત્ય મુનિ રાડે–[ રાઢે ] રીસથી નિધિ [ સમુદ્ર ]ને શોષી કરીને સાફ કરે તેમ ભીમ પણ એકજ પોશમાં તલાવડીનું પૂર્ણ જળ લેઇને તેને શોષી તે સાફ કરે અને એવી રીતે તે એક મૃગને મારવાની મનમાં ધારણા કરે.

૨૨ ચંત ઈ૦–લોકોનો બિગાડ થાય તેથી તેમનાં ચંત— ચિત્ત–હૃદય છીદે–છેદાય તથાપિ તેઓ [ ભીમના ભયથી ] બોલી-શકે નહિ.

મત્ત મહિષ વકારી કર્યું મન, સાલ સમૂળ ટળે શૂરમાં તે. ૨૩
એમ વિચારી વકારી મહિષજ, ભીમ ભણી લલકાર લુલાયા;
ક્રોધકરી વિકરાળ બનીજઈ, નાદ ભણી મહિષાજી પધાર્યા. ૨૪
ઘોર અઘોર રવે કરી રાડજ, પા'ડ કરાડ અપાર હલાવ્યા;
શૃંગ પછે ભીમ ઉપર માંડિય, ભેટી ભરી ભભકાર ભજાવ્યા. ૨૫
શ્વાન ભસે ગજરાજ ડરે કંઈ, ફાલુ રવે મૃગનો પતિ કંપે;
મંડૂક શબ્દથી મેઘ છળે કદી, મૂષકબિલ ગિરિ મન ચંપે. ૨૬
શૂદ્ર ભણે શત યોજન જેટલું, ના ભણિયો દ્વિજ તે થકી હારે;
લેખું વણિક કરે વસતું, જદપિ ઘનપાઠી ન કાંઇજ સારે. ૨૭

---

૨૩. યુક્તિ ઇ૦–પુરમાં (વનની પાસેના પુરમાં) જે લોક વસતા હતા તે અશેષ (સમગ્ર) એક મને–એક મતે થઈને પછી તેમણે યુક્તિ કરી અને મત્ત (તોફાની) મહિષ (પાડા)ને વકારીને તેમણે મન કર્યું (મનમાં ધાર્યું) કે શૂરમાં આ (પાડાનું અથવા પાડાના શૂરમાં આ શિકારીનું અથવા બન્નેનું) સાલ સુમૂળ ટળે! (ટાઢે પાણીએ ખસ જાય).

૨૪. એમ ઇ૦–લોકોએ એમ વિચારીને મહિષ (પાડાને) વકાર્યો અને તે લુલાય (પાડાને) ભીમ ભણી લલકાર (લલકાર્યો અથવા લલકાર કર્યો). નાદ ભણી–બરાડો પાડીને. મહિષાજી–પાડાજી.

૨૫. ઘોર ઇ૦–અઘોર (ભયંકર) રવે કરી (શબ્દે કરી) ઘોર (બિહામણી) રાડ (ચીસ) કરી અને અપાર પહાડ તથા કરાડ હલાવ્યા (ધ્રુજાવ્યા). પછે શૃંગ ઇ૦–પછી ભીમ ઉપર (ભીમ સામાં) શૃંગ (શીંગડાં) માંડિય (માંડીને) અને ભેટી ભરીને (ઓથરીને) ભભકાર ભજાવ્યા–ભભકો માર્યો–ક્રોધાવેશ બતાવ્યો.

૨૬. મૃગનો પતિ–સિંહ. મૂષક ઇ૦–ઉંદરના બિલ (દર) થી ગિરિ (પર્વત)નું મન શું ચંપે (દબાય)? અર્થાત્ આ ઉંદર દર ખોદેછે માટે મને પણ ખોદી નાખશે એમ શું પર્વત કદી ધારેછે?

૨૭. શત યોજન જેટલું–(મતલબકે) ઘણું. લેખું ઇ૦–લેખું તો વણિકના કર (હાથ) માંજ વસતું (રહેલું છે); જદપિ–જો કે ઘનપાઠી વેદિયો હોય તથાપિ તે કાંઇ સારે નહિ! (વેદ ભણવાના એક પ્રકારને ઘનપાઠ કહેછે).

ક્ષત્રિય એકવિશે સમયે કરી, નક્ષત્રિ વાડવમાં પરશુયે;
તોપણ રામથી લાજી ગયા જવ, ક્ષત્રિપણે રઘુનંદન રૂયે. ૨૮
તો વીર ભીમ ડરે મહિષે શુંય, જેહ ખરૂં ક્ષત્રિ નામજ ધારે;
જોઈ મહિષ મહા મદમત્તજ, ભીમ પછે મન માંહિ વિચારે. ૨૯
પાંખ સમીરવડે ગરૂડ દ્વિજ, જેમ ફણીધર જીવ તજાવે;
તેમ કરી રવ ભીમ મહાભડ, આપ મહિષજ નાક સજાવે. ૩૦
એ વિધિ શૂળનું મૂળ સમૂળગું, ભાંજિય ભીમ ભળે મૃગયાએ;
પાર્થ પરાક્રમ સાર્થ સમીપ હું, આજ સકાજ કથું ગુરૂ સાંચે. ૩૧
ઉત્તર ઉત્તમ દિશિ વિલોકિય, અર્જુન આપજ ચાપ ધરીને;
વાસવ શો વસતો વિવધે વીર, રે રથવેગ વદું શું ધરીને. ૩૨

---

૨૮ ક્ષત્રિય ઈ૦–વાડવ [બ્રાહ્મણ] માં ક્ષત્રિય [ક્ષત્રિય રૂપ પરશુરામે] એકવિશે સમયે [એકવીશ વાર] નક્ષત્રિ (નક્ષત્રિય પૃથ્વી) કરી; તોપણ ઈ૦–સ્પષ્ટછે. રૂયે–ક્રોધ કરે. રઘુનંદને જ્યારે ક્રોધ કર્યો ત્યારે. (रुष् to be angry) ૨૯ મહા મદમત્ત–મહા + મદમત્ત [મદથી મત્ત–ગાંડો થયેલો].

૩૦ પાંખ ઈ૦–પાંખના સમીર [વાયુ] વડે જેમ ગરૂડ દ્વિજ [પક્ષી] ફણીધર [સર્પ] નો જીવ તજાવેછે, તેમ મહા ભડ [ભટ–વીર] ભીમ પણ આપ [પોતે] ભીમ [ભયાનક] રવ [શબ્દ–ગર્જના] કરીને મહિષ [પાડાને] નાક [સ્વર્ગ] સજાવેછે–સ્વર્ગમાં મોકલી દેછે. અથવા કરીરવ [હાથીના જેવો શબ્દ કરનારો] ભીમ એમ પણ અર્થ થાય. એજ પ્રમાણે ભીમ [ભીમ યોધો–ભયાનક] શબ્દ પણ શ્લિષ્ટ હોવાથી એકજ વાક્યમાં બે અર્થે વપરાયો છે.

૩૧ એ ઈ૦– એ વિધિ (એ પ્રમાણે) શૂળનું (પાડા રૂપી દુઃખકારક પ્રાણીનું) મૂળ સમૂળગું ભાંગીને ભીમ મૃગયાએ (શિકાર કરવામાં) ભળે (પાછો સામેલ થાયછે). સાર્થ સમીપ–સઘળા સમુદાયની પાસે. સકાજ–હેતુ સહિત. **વૃત્યનુપ્રાસાલંકાર.**

૩૨ દિશિ–દિશામાં. ઉત્તમ એવી ઉત્તર દિશામાં વિલોકિય (જોઈએ) તો વીર અર્જુન પોતે ચાપ (ધનુષ્ય) ધરીને વાસવશો (ઈંદ્ર જેવો) વિવધે (રાજમાર્ગમાં) (विवध High way–વિલ્સન) વસતો (અર્થાત્ તે માર્ગમાં ગયે). રે! (અતિ આશ્ચર્યતા બતાવે છે.) હું તેના રથનો વેગ શું ધરીને (મનમાં શું ધારણ કરીને–કલ્પીને) વદું! અર્થાત્ એ વેગનું વર્ણન કરવાને બીજું ઉપમાનજ

**વાયુ વિમાન વિજવ્રજ વેગજ, ફાલ્ગુન ફોકટ ફંદ ફસાવે;**
**તોયનું પૂર ન શૂર રથે કદિ, મેં વદિ જાય બળે ક પ સાવે. ૩૩**
**ગાંડિવ ગર્વથી હસ્ત ધરે હરિ, દેવ દનુજ મનુજ ન જંપે;**
**રૂદ્ર રમાપતિ રાઢ તજે ઝટ, બાણ સુવેગ ગરૂડ ન ઝંપે. ૩૪**
**તો મૃગ માત્ર રવે તતડી જઈ, શુષ્ક વને વનહી શું ભજેછે;**
**વીર તણા વિકરાળ તીરે મૃગ, પ્રાણ તજી ઝટ કૃષ્ણ ભજેછે. ૩૫**

---

નથી અથવા કોઈ કલ્પનાજ નથી! અથવા,–રથના વેગને તથા તેની ધરીને (પૈડાની ધરીને) હું શું વદું!–શાની ઉપમા આપું! અથવા શું કહું!! અહીં રથનો વેગ લોક પ્રસિદ્ધ વેગ કરતાં અધિક ન છતાં તેનું લોકોત્તરપણે વર્ણન કર્યું માટે **ભેદકાતિશયોક્તિ અલંકાર** "भेदकातिशयोक्तिस्तुतस्यैवान्यत्ववर्णनम्" (કુ૦કા.). **વૃત્યનુપ્રાસ.**

૩૩ વાયુ ઈ૦–વાયુ, વિમાન, વીજવ્રજ (વીજળીનો સમુદાય, અથવા (व्रज–ગમન) વીજળીનું ગમન, અથવા वि (પક્ષી) નોજ સમુદાય અથવા ગમન, એ સર્વના વેગને ફાલ્ગુન (અર્જુન) ફોકટ ફંદમાં ફસાવેછે! અર્થાત્ અર્જુનના રથના વેગ આગળ એ સઘળાંનો વેગ બરાબરી કરી શકતો નથી–હારી જાયછે. તેમજ તોયનું (જળનું) પૂર પણ શૂર (અર્જુન) ના રથે (રથની સાથે) 'બરાબર થાય' એમ મેં વદી જાય નહિ–મારાથી કહ્યું જાય નહિ. **પ્રતીપ અલંકાર.** બળે ઈ૦–તેના રથનો વેગ બળે (પોતાના બળાવડે) ક (મન) અને પ (પવન) ને પણ સાંવે–પકડે. (क–the mind. प–wind. વિલસન.) **પ્રતીપ વૃત્યનુપ્રાસ,** તથા **પાદાંત યમક.**

૩૪ ગાંડિવ ઈ૦–હરિ (અર્જુન) જ્યારે ગર્વથી ગાંડિવ હસ્ત ધરે (હાથમાં લે) ત્યારે દેવ, દનુજ (દાનવ), મનુજ (માનવ), જંપે નહિ–શાંતિ ન પામે–અર્થાત્ ત્રાસી રહે. તેમજ રૂદ્ર અને રમાપતિ (વિષ્ણુ) પણ (તેણે હાથમાં ધનુષ્ય લીધું તે જોઈને) ઝટ રાઢ (યુદ્ધ) તજે–છોડીદે. હવે તેના બાણના વેગનું વર્ણન કરેછે: બાણ ઈ૦-- તેના બાણના સુવેગ (અત્યંત વેગ) આગળ ગરૂડ પણ ઝંપે–કૂદી પડે નહિ! અર્થાત્ ગરૂડના વેગ કરતાં પણ તેના બાણનો વેગ વધારેછે!

૩૫ તો ઈ૦–ગરૂડ પણ એ બાણના વેગ આગળ ઝંપલાવવા સમર્થ થતો નથી તો, જ્યારે તે બાણ તે શુષ્ક [સૂકા] વને (વનમાં) વનહી (વન્હિ–અગ્નિ-શું (સરખું) ભજેછે (પ્રકાશેછે અથવા રૂપ ધારણ કરેછે) ત્યારે મૃગ માત્ર (પ)

એમ મહાવન મધ્ય ગયો પણ ઝાડ ન પા'ડ કશું જ લહેછે;
આતપ આ તપ નો'ય તથાપિય, કાયજ કાય વિનાની લહેછે. ૩૬

---

શુમાત્ર ) તતડી જઈને ( ફફડી જઈને અથવા શેકાઈ જઈને ) રવે (છે)–(रु to sound) ચીસો નાખેછે. અથવા (रु to go, to move) નાસેછે. કૃષ્ણ ભજેછે–હરિ શરણ થાયછે–મરી જાયછે. લોકોક્તિ.

૩૬ ઝાડ ઈ૦–રથના વેગને લીધે અથવા મૃગને પકડવા રૂપ પરાક્રમ કરવાના જુસ્સાને લીધે અર્જુનની દૃષ્ટિએ ઝાડ કે પહાડ કશું આવતું નથી. આતપ ઈ૦–આતપ ( તડકો ) છે તથાપિ આતપ ( તડકો ) નો'ય. અર્થાત્ તાપ છે તથાપિ શિકારના ધ્યાનમાં તે તાપ જણાતો નથી. અને કાયજ ઈ૦–માર્ગમાં જે પ્રાણી આદિકની કાયાઓ ( દેહ ) આવેછે તેમને તે કાય વિનાની લહેછે–જાણેછે. અર્થાત્ તેમને તે દેહ જાણતો નથી. મતલબકે ટાઢ તાપને ગણવા શિવાય અને બીજું કાંઈ જોયા શિવાય ધારેલા મૃગની પાછળ તે વેગથી વહ્યો જાયછે. રથમા બેશીને વેગથી ગતિ કરનારને તાપ ન લાગે તથા તેના જોવામાં બીજું સ્પષ્ટ ન આવે એ સંભવિત છે. જુઓ અભિજ્ઞાન શાકુન્તલમાં દુષ્યન્તના રથનો વેગ વર્ણવતાં કાલિદાસ લખેછે કે, "यदालोकेसूक्ष्मंव्रजतिसहसातद्विपुलतांयदर्धेविच्छिन्नंभवतिकृतसंधानमिवतत्॥प्रकृत्यायद्वक्रंतदपिसमरेखंमनयनयोर्नमेदूरेकिंचित्क्षणमपिनपार्श्वेरथजवात्" અર્થ—દુષ્યંત કહેછે કે "રથના વેગને લીધે, પ્રથમ જે નાનું જોવામાં આવતું હોય તે એકાએક મોટું થઇ જાયછે, જે વચમાંથી કપાયલું જોવામાં આવતું હોય તે સંધાઇ ગયું હોય તેવું ( આખું ) જોવામાં આવેછે, જે સ્વભાવથી વાંકું હોયછે તે આંખે સીધું જણાયછે, અને રથના વેગને લીધે મને કાંઇ દૂર કે બાજુપર ભાસતું નથી." એજ વાકયનો બીજો અર્થ એમ પણ થઈ શકે છે કે, આતપ ઈ૦–આતપ (તડકો ) છે તથાપિ આ તપ ( કાયકલેશ ) ન હોય. ( તડકો તો વેઠે છે પણ તે શિકારને અર્થે હોવાથી તપનું ફળ તેથી મળવાનું નથી એ સિદ્ધ છે ). કાયજ ઈ૦–પાછળ પ્રમાણે અર્થ કરવો. ત્રીજો અર્થ–આતપ (તડકો ) છે તથાપિ આ તપ ( તપલોક ) ન હોય કે જ્યાં કાયા ( દેહ ), તે કાયવિનાની (સાધારણ પંચભૂતના બનેલા દેહ વિનાની–અર્થાત્ દિવ્ય ) લહેછે.

**સા'યક સાથ ન સાયક એકજ, સા'ય શું સાયજ થાય કદાજો;**
વાયજ વાય અપાર વિશાળ ખ, સુરજ સુરજ એક કદાજો. ૩૭
એ વિધિ તે વન પારથ આવી પડ્યો, મૃગ એક પૂઠે અતિ આયો;
ક્રોધ કરી ધનુ બાણ ભરી પછી, સિંહજ નાદ વદી ફરી પાછો. ૩૮
તાણી બળે ઇક બાણ મુકયો ઝટ, કે મૃગ નાશી ગુફા વિચ પેઠો;
ઓલથી નીકળિ ચૂલ પડે તિમ, તે મૃગલેજ દીઠો હરિ બેઠો. ૩૯
ફાલ્ગુન ચિત્ત વિચાર પડ્યો મૃગ, સાયકથીજ શકે બચિયો રે;
વાહનથી ઉઠી ખડ્ગ ધરી કર, આપ ગુફા વિચ તે પચિયો રે. ૪૦
સાયક હેવિ પડ્યો મૃગ ઉપર, પીઠથી પેટ ચીરી હરિ વિંધ્યો;
સિંહ તદા વકરાઈગયો અતિ, સાયક સાથ કૂદી સ્વર કીધો. ૪૧

---

૩૭. સા'યક ઈ૦–તેની સાથે એક (કોઇ પણ) સા'યક (મદદગાર) **નથી,** માત્ર તેના સાયક (બાણ) એજ સહાયક છે; જો કદાચિત્ સાય (સાયંકાળ) જ થાય તોપણ સા'ય શું ?–તેને સહાય શું કરવી હતી? અર્થાત્ રાત્રે પણ એવા વનમાં તે ડરે એવો નથી. (આ જગોએ રાત્રે ના ડરવા રૂપ કર્મથી **વ્યંજિત** થયેલો ધૈર્ય નામે ભાવ અર્જુનના શિકાર સંબંધી ઉત્સાહથી વ્યંજિત થતા વીરરસનું અંગ છે માટે '**પ્રેયાલંકાર.**' વાયજ ઈ૦–વિશાળ ખ (આકાશ) માં અપાર વાય(વાયુ)જ વાયછે અને તેથી સુરજ (સૂર્ય) અને **સુરજ** (અત્યંત ધૂળ) કદા (કોઈ વખત) એક (એક રૂપ થઈ જાયછે) તે તું **અહીં** જો. અર્થાત્ કોઈ વખત જે બારે વંટોળિયો થઈ આવેછે તેવું અહીં થયું છે। **અતિશયોક્તિ.**

૩૮. ધનુ ઇ૦–ધનુષ્યમાં બાણ ભરીને–ભરાવીને ફરી ઈ૦–ફરીને પાછો સિંહનાદ કરીને. ૩૯. તાણિ–પણછ તાણીને. ઓલ ઈ૦–જેમ ઓલામાંથી નીકળીને ચૂલામાં પડે તેમ તે મૃગલે તે ગુફામાં હરિ (સિંહ) બેઠેલો જોયો। ઓલામાંથી ચૂલામાં પડવા રૂપ લોકની કહેવતનો અનુવાદ કર્યો છે માટે **લોકોક્તિ અલંકાર.**

૪૦. ફાલ્ગુન ઈ૦–ફાલ્ગુન (અર્જુન) ચિત્ત (મનમાં) વિચારમાં પડ્યો કે મેં ધારેલો મૃગ શકે (રખેને) સાયકથી (બાણથી) બચી ગયો હોય! એમ ધારીને વાહનથી ઉઠી–રથથી ઉતરીને કરમાં (હાથમાં) ખડ્ગ ધરીને આપ (પોતે–અર્જુન) ગુફાવિચ (ગુફાની મધ્યે) પચિયો (પચ્યો–ગયો).

૪૧ પોતે ગુફામાં ગયો હેવી (એવામાં) મૃગના ઉપર સાયક (બાણ)

અર્જુન આપ અડગ્ગ મહામતિ, તે હરિથી અરિથી કંઇ કંપે;
ખડ્ગ ઝપાટ કરી હરિને ઝટ, ચૂકી શિરે પગમાં જઈ ઝંપે. ૪૨
તેથી કરિઅરિ કૂદિ પડ્યો પટ, પાણિતણી લપડાક લગાવી;
વાગી ઉરે બડભાગી મહાશૂર, ધાર રૂધિરની અંગ ફગાવી. ૪૩
ઘૂં કરી ગર્જન મારીજ થાપટ, તોય શક્યો નહિ શૂર ડગાવી;
સારથિ ઘોટ થયા તહિ કિંપચ, (શે) પાર્થતણી દૃઢતાજ ભગાવી. ૪૪
સારથિ મા'રથી રક્ષણને ઝટ, ધર્મ ધરી કરી પાસજ આવ્યો;
રે મમ ફાલ્ગુન ધીર ધરો મન, કાર્મુક બાણ ગ્રહો હું ય લાવ્યો. ૪૫
અર્જુન કે'નહિ કાંઇજ કારજ, આ ખડગે હરિ જાય વિડાર્યો;
એમ કહી હરિગ્રીવ ગ્રહી ઝટ, હા! કહિ હાથ અસિ કટિ માર્યો. ૪૬

---

પડ્યું અને તે બાણે તેનું પેટ ચીરીને તે ગુફામાં સુતેલા હરિ ( સિંહને ) વીધ્યો! સ્વર કીધો—ગર્જના કરી. અહીં બાણ પડવા રૂપ કાર્ય અને અર્જુનને ગુફામાં જવા રૂપ હેતુ સાથેજ વર્ણવ્યો છે માટે **અક્રમાતિશયોકિત.** ' अक्रमातिशयोक्तिःस्यात्सहत्वेहेतुकार्ययोः ” ( કુ૦ કા૦ ).

૪૨ હરિથી ઈ૦-તે હરિ ( સિંહ ) રૂપ અરિથી ( શત્રુથી ) કંઇ કંપે ( ધ્રુજે )! ખડ્ગ ઈ૦-તેણે સિંહને ઝટ ખડ્ગની ઝપાટ કરી-ઝપાટ લગાવી, પણ તે ઝપાટ શિરે ( માથે ) ચૂકી જઈને પગમાં જઈને ઝંપે ઝંપલાવે. અર્થાત્ ખડ્ગનો ઝપાટો સિંહના માથામાં વાગવાને બદલે તેના પગમાં વાગ્યો.

૪૩ કરિઅરિ-સિંહ. પાણિ-હાથ ( પંઝા ). વાગી ઈ૦-તે બડભાગી ( મોટા ભાગ્યવાળા ) અને મહાશૂર અર્જુનના ઉરે ( છાતીમાં ) વાગી અને તેથી તેના અંગમાંથી રૂધિરની ધાર ફગાવી—ફગફગ નીકળી.

૪૪ ઘોટ-ઘોડા. કિંપચ-કૃપણ. ( અર્થાત્ દીન ). સિંહનું આવું કૃત્ય જોઇને સારથી અને ઘોડા દીન થઇ ગયા. તેઓએ ધાર્યું કે સિંહે અર્જુનની દૃઢતા શે ભગાવી ! !

૪૫ સારથિ ઈ૦—સારથિ ( પ્રથમ તો સિંહથી ભય પામ્યો પણ પછી પોતાનો ધર્મ ધારી કરીને મહારથીના રક્ષણને કાજ ઝટ તેની પાસે આવ્યો ( એમ અન્વય ). રે મમ! ઇ૦—સારથિ અર્જુનને હિમ્મત આપેછે. ફાલ્ગુન—અર્જુન. કાર્મુક—ધનુષ્ય.

૪૬ હરિગ્રીવ-સિંહની ડોક. ગ્રહી—ઝાલી. હાથ ઇ૦—અસિ (તરવાર) નો હાથ ( અર્થાત્ દાવ ) સિંહની કટિમાં માર્યો.

ભાગ વિભાગ થયો તહિ સિંહજ, સિંહ જશો સ્વય નાદજ દીધો;
સિંહ અને મૃગ મારી પછે ગ્રહી, બેય સહિત પ્રયાણજ કીધો. ૪૭
દક્ષિણ દિશ ગયા ભઇ બે જણ, નામ નકુલ અને સહદેવા;
શ્રોત્રિય શૂદ્ર વણિક સુણો નૃપ, હાલજ તેહ તણા તહિ કેવા. ૪૮
વસ્તિ તજી વનમાંહિ ગયા જવ, પંક અગાધની વિચે પડ્યા તે;
પાણી અપાર અમાપ વહે જહિ, ત્યાં મૃગ એક લિધેજ તડ્યા તે. ૪૯
રે મૃગ જાય અરે મૃગ જાય શું, હાથથી આજ તપી ઇમિ બોલે;
લક્ષ્ય કરૂં દ્વય બંધુ મળી જવ, ઇંદ્ર કદી નવ તેહજ ડોલે. ૫૦
ક્રોધ કરી ઇમિ અગ્નિનું અસ્ત્રજ, નામ નકુલ તિણે ધરી માર્યું;
તોય અને સહુ પંક મટાડિય, માંરગ માંહિથી વિઘ્નજ વાર્યું. ૫૧
સારથિને વદિયા હરિ ધ્રોડવ, છોડવ નાહિ નિશાન ધર્યું જે;
તે મૃગ સુમન વાડિ વિષે જઈ, કંપિત કંપિત કાય ઠર્યું તે. ૫૨
છૂપિ ગયું ફૂલ ઝાડ વિચે ઝટ, મા'રથી તેહની પૂઠ પળાયા;
ચંદન કેતકિ માલતિ મોગર, વેલ ચમેલી અપાર ચુંથાયાં. ૫૩

---

૪૭ ભાગ ઈ૦—સિંહ ભાગ વિભાગ થયો—ટુકડે ટુકડા થયો. અને પછી સ્વય ( પોતે—અર્જુને ) સિંહ જશો—સિંહ જેવો નાદ કીધો. પ્રયાણ કીધો—પ્રયાણ કર્યું—ચાલ્યા.

૪૮ શ્રોત્રિય—વેદપાઠી બ્રાહ્મણ. હે શ્રોત્રિય ! હે શૂદ્ર ! હે વણિક ! હે નૃપ ! (ચારે વર્ણને સંબોધન કરી પ્રેમાનંદ કહેછે.) ૪૯ પંક—કાદવ, ત્યાં ઈ૦—ત્યાં એક મૃગને લીધેજ તેઓ તડ્યા—પાછળ દોડ્યા.

૫૦ ઇંદ્રિ ઈ૦- ભલે કદાપિ ઇંદ્રિ શે હોય નહિ. તે પણ ડોલે-કંપે. અથવા કદી ઇંદ્રિ હોય તો તે પણ ડોલે—હાલી ચાલી શકે નહિ.

૫૧ તોય—પાણી. નકુલ સહદેવને કાદવપાણીવાળું વન આવ્યું હતું, યુધિષ્ઠિરને પાહાડપર્વતવાળું વન આવ્યું હતું, એમ ચારે દિશાએ ચારે જણને ચાર જૂદા જૂદા પ્રકારના વનમાં મોકલીને, હર કોઈ પ્રકારના દેશમાં તેઓ પરાક્રમી છે એ સૂચવ્યું છે. તેમજ અનુક્રમે હાથી, પાડો, સિંહ અને વરાહ એવાં જૂદી જૂદી પ્રકૃતિનાં વિકાળ વન પશુઓનો શિકાર કરવાના પ્રસંગ પણ તેમને આણ્યા છે તે તેમનું ધૈર્ય અને શૌર્ય વ્યંજિત કરવા માટે છે.

૫૨ હરિ—ઘોડો. સુમન—ફૂલ. કંપિત—ધ્રૂજતી. ૫૩ મા'રથી—મહારથી—નકુળ અને સહદેવ.

માળીજ ભાળી રહ્યો નવ બોલત, બીક ઘણી મનમાંહીં વસેછે;
જાઇજે ભૂઈ કરેણ કપાઈ સહી, તદપિ તનુ બીક ધસેછે.　૫૪
તો વન મૂકી ગયું મૃગ આગળ, જ્યાં ઇક પારૂષ સૂકર રે'છે;
આવી પડ્યો રથ તે વન મધ્યજ, જ્યાં ભય લોક અમાપય કે'છે.　૫૫
હેવિ સુણ્યો રથનો ભણકાર ભલો, ભટ કે ઝટ સાવધ દંતો;
સન્મુખ આવી વરાહ વસ્યો રથ, દંત દબાવી કુલક્ષણવંતો.　૫૬
ચંત વિષે અતિ ચાનક જે મૃગ. જાય ન ધારણ જે મન મધ્યે;
શૂકર સન્મુખ તે ન મૂકાયજ, છે દ્વય ધારણ તો ખરી વધ્યે.　૫૭
એક નકુલ હવો રથ આરૂઢ, તેહ ગયો મૃગલાતણી પૂઠે;
જે સહદેવ રહ્યો અસિ ધારિય, શૂકર ઉપર તેહજ રૂઠે.　૫૮
હસ્ત કર્યો અસિ હાણ વિચારી, થશે પણ તેહ વૃથા અવલોક્યો;
ભૂંડપતિ ખીજવાઈ ગયો અતિ, સત્વર શૂરપરે જઈ પોક્યો.　૫૯

---

૫૪ તનુ ઈ૦—તોપણ શરીરમાં શિકારીઓની બીક લાગે છે. ૫૫ પારૂષ ( પરૂષ )—કઠોર. સૂકર—સુવર. જ્યાં ઇ૦—જ્યાં લોકો અમાપય (ઘણુંજ) ભય છે એમ કહેછે.

૫૬ દંતો—દાંતવાળો ( સુવર ). સન્મુખ ઈ૦—તે કુલક્ષણવંતો વરાહ રથની સન્મુખ આવી ( જમીનમાં ) દંત દબાવી વસ્યો ( ઉભો રહ્યો ).

૫૭ ચંત ઈ૦—નકુલ સહદેવના ચંત ( ચિત્ત ) વિષે અતિ ચાનક ( કાળજી ) હતી કે જે મૃગ મન મધ્યે ધારણ છે—જેને મનમાં ધાર્યો છે, તે જાય નહિ ( ચૂકાવીને છટકી જાય નહિ ). શૂકર ઈ૦ – સામો શૂકર – ભૂંડ આવ્યો તને પણ મૂકાય નહિ—જીવતો છોડાય નહિ: ( શત્રુ સન્મુખ આવ્યો તેને પડ્યો મૂકીને ક્ષત્રિય કેમ જાય ! ) એ દ્વય ( બંને )ના વધ્યે ( વધ કરવામાં ) ધારણ ( ધારણા ) તો ખરી છે. અર્થાત્ મૃગને મારવો અને આ સૂકરને પણ મારવો.

૫૮ અસિ ધારિય—તરવાર ધારણ કરીને, નકુલ રથમાં બેશીને મૃગની પછવાડે ગયો તથા સહદેવ સુવર સાથે યુદ્ધ કરવા રહ્યો. એ ભાવ છે.

૫૯ હસ્ત ઇ૦—તેણે સૂકરની હાણ વિચારીને ( મારવાના હેતુથી ) અસિ ( તરવારનો ) હસ્ત ( હાથ ) કર્યો, પણ તે [ ભૂંડના શરીર પર ] વૃથા થશે એમ અવલોકયો ( જોયો ) શૂર ( સહદેવ ). પોક્યો—પોહોચ્યો.

રાડ કરાડ વિડાર બરાડજ, પાડી કર્યો સનમુખ સડાકો;
તેથી ડરે સહદેવ મહાભડ? એક કીધો તરવાર તડાકો. ૬૦
તોય પીડા નવ હૂઇ વરાહજ. પાંડવઅંગ ઉમંગ મરોડ્યું;
પાંડવ તેથી થયો ભયઆતુર, નાશી શરીર નગે જઇ જોડ્યું.૬૧
ડુંગર ડુક્કર દંત ખણે શુંય, તે વિધ ખોદવું ખાંતથી માંડ્યું;
હેવિ સમે નકુલે મૃગ મારિય, બંધુ તણું દુઃખ તો સહુ છાંડ્યું ૬૨
રે ભઈ! આપ ધરો મન ધીરજ, વીરજ! આપ ચઢાવી વધેરો;
ના કર ના ફર ના ડર ના હર, નારક નાર ગયેજ ઉમેરો. ૬૩
ભાઈ! નિહાળી ગયો ભય ભાગિય, કાર્મુકમાં શર સત્વર સાંધ્યો;
એક શરે કરી દંત ઉખેડિય, અન્ય શરે કરી કાપીજ સાંધ્યો. ૬૪

---

૬૦ રાડ ઈ૦–રાડ [ રાઢ–લડાઈ ] કરવા માટે પર્વતના કરાડાને વિડારે એવી બરાડ પાડીને ભૂંડે સહદેવની સન્મુખ [ સામો ] સડાકો [ ધસારો–ઝપાટો ] કર્યો.

૬૧ વરાહજ—વરાહને. પાંડવ ઈ૦–પાંડવ [ સહદેવ ] ના અંગમાં જે ઉમંગ [ ઉત્સાહ ] હતો તેને મરોડ્યું–મરોડ્યો [ નમાવ્યો ] પાંડવ–સહદેવ. ભયઆતુર–ભયથી પીડિત. નગે ઈ૦–ભૂંડની પાસેથી નાશીને પર્વત સાથે શરીર જોડ્યું–પર્વત ઉપર ચઢી જઈને ભૂંડના સપાટામાંથી બચ્યો.

૬૨ ડુંગર ઈ૦–તે ડુક્કર [ ભૂંડ ] દાંતથી ડુંગરને ખોદતો હોયની શું? તે પ્રમાણે તેણે ખાંતથી ખોદવું આરંભ્યું. હેવિ સમે–એવે સમે. છાંડ્યું–છંડાવ્યું–મટાડ્યું.

૬૩ ના કર ઈ૦–નકુલ કહેછે કે હે સહદેવ! તું [ ભય ]ના કર અથવા એમ ના કર. તું [ પાછો ] ના ફર, તું ના ડર [ ડરીશ નહિ ], અને એ નાહર [ ભૂંડ ] નું નાર [ પાણી અર્થાત્ જીવ ] ગયે તેને નારક [ નરક ]માં ઉમેરો અથવા–એ નાહરથી ડરીશ નહિ: કેમકે તારૂં નાર [ પાણી ] ગયે તારો નારક [ નરક ]માં ઉમેરો થશે. ના અક્ષરની આવૃત્તિ છે માટે **વૃત્ત્યનુપ્રાસ**. કરના, ફરના, ડરના, હરના, મેરો, ઈત્યાદિ હિંદી ભાષાનો ભાસ થાયછે માટે **ભાષાચિત્ર.**

૬૪ કાર્મુક—ધનુષ્ય. શર–તીર. કાપીજ સાંધ્યો–શરીરના સાંધા [સંધિઓ] કાપી નાખ્યા.

વીર બની પછી ધીર ધરી મન, તીર કરે ગ્રહી હીર બતાવ્યો;
શૂકરને મૃગ મારી પછે પથ, રે રથ બેશી રથીજ ચલાવ્યો. ૯૫
ભીમ યુધિષ્ઠિર અર્જુન આદિક, આવી મળ્યા સહુ એક જગાએ,
ત્યાંહીં બન્યું શુંય તેહજ વર્ણવું, જેહ કર્યું મળી સર્વે સગાએ.૯૬

## શ્લોક.

પાંડવ પાંચ મળી ભજતા મન, દ્રૌપદી એક ચિતે તન ધ્યાની બની,
શે ગમશે પતિ પાખ સતી રતિ, રે મતિવંત ન ચિંતન જાયે ગણી;
જેહ વિયોગથી પાંડવ દુઃખીય, તેહ વિયોગથી સિંધુપતિ છે સુખી,
જે નજરે શિવ માર મરોડિય, તે નજરેજ વધારતી વિધુમુખી. ૯૭

---

૯૫ હીર–બળ ( પરાક્રમ ). પથ–માર્ગ. રથ ઇ૦–રથમાં બેશીને રથીએ ( નકુલ સહદેવે ) રથ પોતાના આશ્રમને માર્ગે ચલાવ્યો. અહીં વીર, ધીર, તીર, હીર, ઇત્યાદિ સ્વરવ્યંજનની આવૃત્તિ છે માટે **પદાંતાનુપ્રાસ.**

૯૭ શ્લોક ગુણમાળધરાછંદ ( भ, भ, भ, भ, भ, भ, भ, ૧ ल, ग ). પાંડવ ઇ૦–પાંચ પાંડવ મળીને એક દ્રૌપદીને ચિત્ત તથા તન (થી) ધ્યાની બનીને મનમાં ભજતા હતા. અથવા એક ચિત્ત તેના તનના [ શરીરના ] ધ્યાની બનીને પાંચ પાંડવો ( એકત્ર ) મળીને દ્રૌપદીને મનથી ભજતા હતા. એ અન્વય. શે ઇ૦–પતિ વિના તે સતીને રતિ ( લગાર પણ ) શે ગમશે ? ( શી રીતે ગમશે?) રે! [ ખેદ વાચક અવ્યય ] તે મતિવંત [ બુદ્ધિમાન ] પાંડવોનું ચિંતન [ ચિંતા ] ન ગણી જાયે [ ગણ્યું જાય એમ નથી ]! જેહ ઇ૦–જેના વિયોગથી પાંડવ દુઃખી છે? તેનાજ વિયોગથી [ વિ–વધારે + યોગથી અર્થાત્ સંયોગથી ] સિંધુપતિ [ જયદ્રથ ] સુખી છે! એકજ 'વિયોગ' શબ્દથી વિરૂદ્ધ કાર્ય કથન કર્યુંછે, માટે **વિરોધાભાસ અલંકાર** " आभासत्वेविरोधस्यविरोधाभासईष्यते " [ કુ૦ કા૦ ] " જે ઇ૦–જે નજર [ નેત્ર ] થી શિવે માર ( કામ ) ને મરોડયો ( નાશ કર્યો ) તેજ નજર ( નેત્ર ) થી આ વિધુમુખી ( ચંદ્રમુખી ) કામને વધારતી હતી. 'વિધુમુખી' શબ્દથી એના નેત્રની શીતળતા વ્યંગ્ય છે. અને શીતળતા છે માટે કામ નાશ ન પામતાં વૃદ્ધિ પામે એ સંભવિત છે. એ પ્રમાણે 'કામ વધારે છે' એ સૂચવવાના અભિપ્રાયથી 'વિધુમુખી' શબ્દ મૂકયો છે માટે **પરિકરાંકુરાલંકાર** " साभिप्रायेविशेष्येतुभवेत्परिकरांकुरः " ( કુ૦ કા૦ ) વળી એકજ નજરથી મારવું અને વધારવું એ વિપરીત કાર્ય બનતું વર્ણવ્યું છે માટે **વ્યાઘાત.** " स्याद्व्याघातोन्यथाकारीतथाकारीक्रियेतचेत् " ( કુ૦ કા૦ ).

## વલણ.

ક્રૂર નજરે કામ બાળિયો, સૌમ્ય દૃષ્ટિ રાખિયો રે;
પ્રેમાનંદ ન દોષ કોઇને, વિધિ બળે ક્રમ દાખિયો રે. ૬૮

## કડવું ૧૭ મું.

### શ્લોક.

હિ આ ચ ઓં ડ. હું ટ રે, થ વૈ ન ઊ ખ હે વ રે;
અ ગો ઠ હી જ્ઞ જ્યા ણ રે, વ મા વિ વૈ ઠ ની ઉ રે. ૧

---

૬૮. ક્રૂર ઈ૦—શિવે ક્રૂર દૃષ્ટિથી કામ બાળ્યો, અને દ્રૌપદીએ સૌમ્ય દૃષ્ટિથી તેને રાખ્યો—બચાવ્યો. અહીં શિવે જે નજરને કામનો નાશ કરવા રૂપ કાર્યના સાધન રૂપે વાપરી તે નજરને દ્રૌપદીએ કામને વધારવા રૂપ કાર્યના સાધનરૂપે વાપરી માટે **વ્યાઘાતાલંકાર.** "स्याद्व्याघातोऽन्यथाकारि तथाकारि क्रियेत चेत्" (કુ૦ કા૦) કામને બચાવવું સંભવિત થાય, એ અભિપ્રાયથી 'સૌમ્ય' વિશેષણ મૂક્યું છે માટે **પરિકરાલંકાર.** अलङ्कारः परिकरः साभिप्राये विशेषणे (કુ૦ કા૦) પ્રેમાનંદ ઈ૦—પ્રેમાનંદ કવિ કહેછે કે, એમાં કોઈને (શિવને કે દ્રૌપદીને] દોષ આપવા જેવું નથી; વિધિબળથીજ એવા ક્રમ દાખ્યો છે! અર્થાત દ્રૌપદી જયદ્રથનો કામ વધે એમ આચરે એવી નથી, માટે તેમાં એનો શો દોષ છે!

કડવું ૧૭ મું. ૧ શ્લોક.—નગસ્વરૂપિણી અથવા પ્રમાણિકાછંદ. (जगलग) (યુધિષ્ઠિર કહેછે.) ટ ઈ૦— ટ (સોગન્દ ખાઈ) **હિ** (નિશ્ચય) હું—(તર્ક કરી કહુંછું કે) च (ચોરની) ङ (કામવાસનાથી) **આ** (પીડા) **આમ્** (અંગીકાર કરવી પડશે.) હે ઈ૦—**હે** (સંબોધન કરીને ચારે ભાઈઓને કહેછે કે) **વૈ** (નિશ્ચય) **થ** (કલ્યાણ) **ન** (નથી), **ઉ** (પ્રશ્ન કરીને બીજા ભાઈને કહેછે કે) **ખ** (ઈંદ્રિય સંબંધી) **વ** (સમર્થ દુઃખ) છે. (બીજા ભાઈ કહેછે કે જો) **ગો** (પરલોકનો) **ઠ** (મૂર્તિમાન) **અ** (વિષ્ણુ) **જ્ઞ** (બુધ) **ણ** (દુષ્ટ) **વ** (વરૂણ) **મા** (દેવી) **વિ** (ગરૂડ) **ઠ** (સર્પ) **ની** (નક્ષત્ર) **ઉ** (ક્રોધ કરી) **વૈ** (નિશ્ચય) **હી** (દુઃખ દેવા આવશે તો) **જ્યા** (ધનુષ્યની દોરીથીજ માત્ર તેના પ્રાણ લેઈશું). સઘળે ઠેકાણે રે ખેદવાચક છે. *

---

*આ એકાક્ષરી શ્લોકનો અર્થ જે બાઈ પાસેથી આ પુસ્તક મળ્યુંછે તેની પાસે એક જૂદા કાગળઉપર લખેલો હતો તે ઉપરથી લખ્યોછે. સૌભરીકૃત એકાક્ષર કોશ પ્રમાણે એ શબ્દોના અર્થ મળતા આવે છે.

## રાગ પંચમ કાનડો.

ચિન્તાતૂરા ચિંતે પાંડવ અતિશય સુણી યુધિષ્ઠિર વાણી,
કાર્યાર્થે જો ગયા'તા તદપિ મન ઘણું લાગતું દુઃખ જાણી;
ભૂલ્યા પાંચે તને કષ્ટ ખમિયું, મનના દુઃખને કોણ લેખે,
બોલ્યા બંધુ પછે ચાર કયીંજ રીતથી જ્યેષ્ઠ! તું કષ્ટ પેખે. ૨
જો જો રે આ પશુ ત્રાડથકિ ઉચરીને દાખવે છે દિશાઓ,
થાયેછે બંધુ! માઠા અપશુકન અતિશે જણાયે વિશાઓ;
આ જો પ્રાચી જણાયે તરણિ, તપતી દિશા બની રક્ત ઝાઝી,
મોટો ઉદ્યોગ ધારો રવકરી સૂચવે પક્ષી તો ભાઈ બાઝી. ૩
શત્રુઓએ કરેલું પરણકુટિ વિષે નિશ્ચયે આજ કૂડું,
છે શબ્દો દ્વિજના મંદ મમ મન વિષે વૃંદ લાગે ન રૂડું;

---

૨. રાગ પંચમ કાનડો– સ્રગ્ધરાવૃત્ત (म, र, भ, न, य, य, य.) ચિન્તાતુરા ઇ૦–(તેઓ બધા વનમાં એક સ્થળમાં મળ્યા ત્યાં આગળ) યુધિષ્ઠિરની વાણી સાંભળીને મનમાં અતિશય ચિન્તાતુર બની ગયા. (ચિન્તાતુર બનવાનું કારણ કહેછે:) કાર્યાર્થે ઇ૦–જો કે બ્રાહ્મણોના કાર્યને અર્થે ગયા હતા (અને તે કાર્ય થયું તેથી મનમાં આનંદ થવો જોઈએ) તદપિ– તથાપિ યુધિષ્ઠિરના મનમાં ઘણું દુઃખ લાગતું હતું તે જાણીને (ચિંતાતુર બની ગયા). ભૂલ્યા ઇ૦–પાંચે પાંડવ તને (શરીરે) જે કષ્ટ ખમ્યું હતું તે ભૂલ્યા. અને મનના કષ્ટને તો કોણ લેખવે છે?— અર્થાત્ મનનું કષ્ટ પણ ભૂલ્યા. ચાર–યુધિષ્ઠિર વિનાના ચાર–ભીમાદિ.

૩. ત્રાડ–ચીસ. (યુધિષ્ઠિર કહેછે) થાયેછે ઇ૦–હે બંધુઓ! અતિશય માઠા અપશુકન થાયેછે એમ મારી વિશાઓ (વિષાઓ–બુદ્ધિઓ–બુદ્ધિની વૃત્તિઓ) જણાવે છે. આ ઇ૦–જો આ પ્રાચી (પૂર્વમાં) તરણિ (સૂર્ય) જણાય છે! તે સમયે સવાર નહોતું તથાપિ પૂર્વમાં સૂર્ય જણાતો હતો તે પ્રતિસૂર્ય, જે અપશુકન ગણાયછે તે હોવો જોઇએ. (જુઓ બૃહત્સંહિતા). તપતી ઇ૦–દિશાઓ ઘણી રક્ત (રાતી) બનીને તપે છે! બાઝી–વૃક્ષાદિકને બાઝીને અથવા પરસ્પર લડતાં બાઝીને અથવા આગ્રહ કરીને. રવ–શબ્દ.

કાનૂને કૂર કેંછે કલરવ ઉચ્ચરી શૂર વે'લા પધારો,
જે જે માર્યા વરાહો તિ ઝટપટ સહાઓ રખે એ વધારો. ૪

વિષ્ણુના વાહને સર્પ સરથકી લિધા શ્રી પછે સામ્યકે છે !
વા લક્ષ્મી હીણ રાજા ઉપવન નગરે તેમ તો કામ્યકે છે;
વારિનો કુંભ માથે ભરી જતી વનિતા હાથી શુંડે કરીને,
પાણી શાણી ઘડાનું કરિ કર પિવડાવે શું જોયે ફરીને. ૫

---

૪ દ્વિજ–પક્ષી. પક્ષીઓના શબ્દ મારા મનમાં મંદ લાગેછે અને મને તેમનું વૃંદ (ટોળું) રૂડું લાગતું નથીઃ અથવા દ્વિજ-બ્રાહ્મણોના શબ્દ મારા મનમાં મંદ (ધીમા) લાગે છે તથા તેમનું વૃંદ ઠીક લાગતું નથી. કાનૂને. ઈ૦–('કાનોને'એમ હોયતો) પક્ષીઓ કલરવ (અસ્પષ્ટ ધ્વનિ) ઉચરીને કાનને કૂર (શબ્દ) કહેછે–સંભળાવેછે! (એવા કે,) રે શૂર! (ઘેર) વેહેલા પધારો! અથવા, કાનૂન (કાનન–વન) માં ઈ૦–સ્પષ્ટ છે. તિ (તે). રખે એ વધારો–રખે એમાં વધારો કરવા રહી, વાર લગાડો!

૫ વિષ્ણુના ઈ૦–વિષ્ણુના વાહને (ગરૂડે) સરોવરમાંથી સર્પ લીધા પછી (સરોવરની) શ્રી (લક્ષ્મી) જેવી સામ્યકે (સમ્યક્‌પણામાં–રૂડી) છે, અર્થાત્‌ રૂડી નથી, (માછલાં જેમ સરોવરની શોભા છે તેમ સર્પ પણ સરોવરની શોભા છે). અથવા, વિષ્ણુના વાહને સરોવરમાંથી સર્પ લીધા પછી વિષ્ણુની સાથે ગરૂડ ઉપર બેઠેલી શ્રી તેને કાંઈ સામ્યક (રૂડું) કહેછે? અથવા–પછી શ્રી (શોભા–સ્થિતિ) જે સામ્ય (સમાનતા) કહેછે–બતાવેછે તે સામ્ય હમણાં કામ્યકમાં છે. અર્થાત્‌ કામ્યક પણ સર્પ વિનાના સરોવર જેવું શોભા રહિત થયું છે! વા (અથવા) લક્ષ્મી હીણ રાજા નગરના ઉપવનમાં (અથવા ઉપવનમાં અને નગરમાં) જેવો શોભે છે, (અધ્યાહાર), તેમ કામ્યકમાં છે–તેવા આપણે કામ્યકમાં શોભીએ છીએ. અર્થાત્‌, સર્પ વગરનું સરોવર જેમ લક્ષ્મી હીન થઈ જાયછે અને ધન હીન રાજા જેવો ઉપવન નગરમાં લક્ષ્મી હીન થયેલો છે, તેમ આપણે લક્ષ્મી હીન થયાછીએ. વારિનો ઈ૦–વારિનો (પાણીનો) કુંભ (ઘડો) વનિતા (સ્ત્રી) માથે ભરીને જતી હોય, અને (તેની પાછળથી આવીને) તે શાણી સ્ત્રીના ઘડાનું પાણી કર કરીને (હક છે એમ કહીને), અથવા કર કરીને (હાથે કરીને) અથવા (ઈશારત કરીને) હાથીની શુંડ

જે વિધે શોચતી વારિ વળી વળી મને તે વિધે દુઃખ નીતા,
તે રીતે સ્ત્રીરૂપી સંપતિ હરણ થઈ એ દુઃખે ભેય ભીતા;
એવી વાણી સુણીને હયવર ચલવ્યા જેહ સિંધૂજ કા'વ્યા,
શૂરા પૂરા ગતિ–ઉગ્ર ધરી મન વિષે અશ્વ ચાલ્યા, ન ફાવ્યા. ૬
એવે તેઓની ડાબી ભણી વળી સમીપે બેશીને એક પ્રાણી,
જે નામે તો શશો તે વિપુલ વિપિનમાં બોલિયો ક્રૂર વાણી;
રે રે! નિવૃત્તિ પામો કુચ કરો કરીને શે વૃથા ધાઈ જાઓ,
વાણી તેની સુણીને ધરમસૂનુ વદે ભીમ કિરીટી ! સાંઓઃ— ૭
શસ્ત્રો જે છે તમારાં વિધિવત પકડો રે ! શશો એમ બોલે,
સાન્નિધ્યે ડાબી બાજુ શશ જવ ઉચરે તો અરિ અંગ છોલે;
જો જો બંધુ ! વળી વાજી ગતિ અતિ ધીમા સારથી જોય તાડે,
રે રે ! તેઓ કરેછે મળ મુતર અતિશે, વૃથા ચીસ પાડે. ૮

---

કરીને પીવડાવે. તો તે સ્ત્રી ફરીને ઘડામાં શું જુએ ?–કાંઇ નહિ. (તેવીજ ગતિ આપણી છે,) એમ યુધિષ્ઠિર અપશુકન જોઈને સૂચન કરેછે.

૬ જે ઈ૦-જે વિધે (રીતે) પાછળ કહેલી સ્ત્રી વળી વળીને પોતાના ઘડાના વારિ (પાણી) ને મને (મનથી) શોચતી (શોચ કરેછે) તે વિધે (આપણને દુર્દૈવે) દુઃખ નીતા (દુઃખમાં આણેલા છે). અથવા, વિધે (વિધિએ) દુઃખ નીતા (દુઃખમાં આણેલી) તે જે વિધે (જે રીતે) મને (મનમાં) વળી વળી ( ફરી ફરીને ) વારિ (પાણી) શોચતી (શોક કરેછે). તે રીતે ઈ૦— તે રીતે આપણી સ્ત્રી રૂપી ઈ૦ — સ્પષ્ટ છે. ભેય ભીતા — ભયભીત થયેલા. સિંધૂજ — સિંધ દેશમાં ઉત્પન્ન થયેલા. નફાવ્યા — અશ્વ ચાલતાં ન ફાવ્યા. ( ઉતાવળા દોડી શક્યા નહિ ); અથવા પાંડવો ઉતાવળે ઘેર જવામાં ન ફાવ્યા– અશ્વની મંદ ગતિને લીધે.

૭ શશો ઈ ૦ — જે પ્રાણી નામે શશો (સસલો ) તે. વિપુલ — મોટું — વિશાળ વિપિન — વન. સસલો શું બોલ્યો તે કહેછે : રે રે ઈ ૦ — સ્પષ્ટ છે. કુચ કરીને — ચાલવા માંડીને. ધરમસૂનુ — યુધિષ્ઠિર. કિરીટી ! — હે અર્જુન !

૮ સાન્નિધ્યે — પડોશમાં — પાસે. પાસેજ ડાબી બાજુએ જો સસ-

રે ભ્રાતાઓ ! ઉલૂકો દિન કદી નવ જોતા અધુના કુધી છે,
રાત્રીનાં જે દ્વિજો ચીબડી વિ વગરનાં તે હજુ રે સુધી છે;
રે જો ! આ ગીધ આવી અપશુકન વદેછે રથારૂઢ પેખી,
કુરંગો જાય કૂડાં, ઇમિ અગણિત પંખી પશુનેજ દેખી:— ૯
થાયેછે મન મારૂં અતિ બળી બળી લાળા સુંવાળા ! શું ભાખું !
પશ્યે ! પશ્યે ! પણે તો નકુલ ઉરગને ચીરી નાખેય દાખું !!
ઉલ્કા તો ભાઈ મોટો ઘડિ ઘડિ પડિને શું દહે કાય મારી !
વે'લા ચાલો, વિલંબે નવ શુભ લહિયે, કે' મતિ એમ વારી. ૧૦
આલ્યા ઘોટો ઘરાડે તન મન વિલપે તેહ આવ્યા તડાગે,
છે પાસે આશ્રમ, ક્ષિણ્ણુ તદપિ નવ થાતું કહીંએ સડાગે;
આવ્યા ચાલ્યા પછે તો પરણકુટી સુધી જોઈ મ્લાની કુરંગી,
પાંચે બંધુ પછે ત્યાં ઉતરીપડી ઝટે શોધતા જેહ વ્યંગી. ૧૧

---

લો બોલે તો શત્રુઓ અંગ છોલે—તાડન કરે એમ જાણવું. બીજા અપશુકન બતાવે છે: જો જો ઈ૦—જો કે સારથી તાડે છે તથાપિ વાજી (ઘોડાઓ)ની ગતિ ધીમી છે।

૯ રે ઈ૦—હે ભ્રાતાઓ ! (ભાઈઓ !) ઉલૂકો (ઘૂડપક્ષીઓ) દિવસે કદી (આપણે) જોતા (દેખાતા) નહિ તે કુધી (નઠારી બુદ્ધિનાં પક્ષી) અધુના (હમણાં—દિવસે) છે (દેખાયછે). રાત્રીનાં ઈ૦—વિ [નેત્ર] વગરનાં ચીબડી [વગેરે] જે દ્વિજો [પક્ષીઓ] રાત્રીનાં છે તે હજુ સુધી છે [દિવસે પણ છે]. રથારૂઢ પેખી—રથ ઉપર બેઠેલા જોઈને. કુરંગો ઈ૦— કુરંગો [હરણાં] કૂડાં [અવળાં—અપશુકન થાય તેમ] જાયછે.

૧૦ લાળા—કોયલા. સુંવાળા ! — હે કોમળ ભાઈઓ ! પશ્યે ! પશ્યે ! [પશ્ય ! પશ્ય ! — જો ! જો ! ] પણે પેલી જગોએ. નકુલ — નોળ. ઉરગ — સર્પ. દાખું — દેખાડું. ઉલ્કા — બળતો પદાર્થ. વેલા ઈ૦ — તમે વેહેલા ચાલો, વિલંબે [વાર કરવાથી] શુભ નહિ લહિયે, એમ મતિ વારી [વારેવારે] કહેછે.

૧૧ ઘોટો — ઘોડા. ઘરાડે — ચીલે. તનમન ઈ૦ — તેમનું તન [શરીર] અને મન વિલપેછે. [એમ કરતાં] તેહ [તેઓ] તડાગે (તળાવના કાંઠા ઉપર) આવ્યા. છે ઈ૦ — ક્ષિણ્ણુ (નિરાકરણ કરાવનારો — જુઓ

ક્યાં છે ક્યાં છે કરંતા મુનિ સખિ મહિલા શેન કોઈજ દર્શે,
રે કુરૂ ધૌમ્ય! બોલો, સતી મતિવતી તું શે ન આવીજ સ્પર્શે;
એ વિધે પાંડવો પાંચ રવ કરી કરીને વદે દ્રૌપદીને,
બોલો બાળા! ન રૂચે વન વિચ કદી સંતાઈ જાવું મદીને. ૧૨
ખૂણે ખાંચેજ ખોળે મઠો મઠ પટમાં જ્યાં ન જોવું તહીં તો,
ના બાળા ના મુનિ કાંઈ નજર ચઢતાં તોય જલ્પે સહી તો;
જ્યાં ત્યાં પંખી પશુ ને વળી જડ જીવવાળાં ભલે હોય હીણાં,
તોએ આકાર તેનો દીન અતિ દરશે મ્લાન તેજેજ ક્ષીણાં. ૧૩
(એમ) ચાલ્યા આવ્યા, રથો રાખી ભવન નિકટે, તેહ ભાળી ન મા'લ્યા,
ખાળ્યા ઘોડા ઘણું તે હણુ હણુ કરીને ભૂ પડ્યા રે' ન ઝાલ્યા;
પાળ્યા પંપાળિયા તોય ન ગતિ કરતા રે શકે પ્રાણ ટાળ્યા!
હાલ્યા પાણી ન સિંચે અતિ અતિ ઉપચારે ઘણા પાય વાળ્યા! ૧૪

---

અમર) આશ્રમ પાસે છે તથાપિ ત્યાં કાંઈએ સડાગે (સટાકા ઉપરથી) શબ્દ પણ થતો નહોતો. મ્લાની ઈ૦ — કુરંગી — હરણી (આશ્રમની) મ્લાની (કરમાઈ ગયેલી) જોઈ. જેહ ઈ૦ — જે વ્યંગી (દ્રૌપદી) તેને શોધતા.

૧૨ મુનિ–ધૌમ્ય. સખિ — દાસી. મહિલા — સ્ત્રી — દ્રૌપદી દર્શે — દેખાય. સતી ઈ૦ — હે મતિવતી — (બુદ્ધિવાળી) સતી! તું આવીને કેમ સ્પર્શ કરતી નથી. રવ કરી કરીને — બૂમ પાડી પાડીને ન રૂચે ઈ૦ — તારે મદીને (ગાંડા થઈને — ગર્વ ધરીને — ખુશી થઈને) વનમાં સંતાઈ જવું ન રૂચે — પસંદ કરવા યોગ્ય નથી.

૧૩ મઠ — આશ્રમની અંદરના ભાગમાં (પટ — પડદો — આંતરો) જ્યાં ઈ૦ — જ્યાં ન જોવું ઘટે ત્યાં પણ જોયું, તોય ઈ૦ — તોય તે જલ્પે (બોલે) સહી–નિશ્ચય. હીણાં ઈ૦ — હીણાં — નાનાં ભલે હોય, તથાપિ તેમનો આકાર અતિ દીન દેખાતો હતો અને તેઓ મ્લાન તથા ક્ષીણ તેજવાળાં દેખાતાં હતાં, એ ભાવ છે.

૧૪. રથો ઈ૦–રથને પોતાના ભવન (આશ્રમ) પાસે રાખીને તેહ (આશ્રમને) ભાળીને તેઓ મા'લ્યા–ખુશી થયા નહિ. પ્રાણ ટાળ્યા–(ઘોડાઓએ પ્રાણ તજ્યા શું?) તેમને અતિ અતિ પાણી સીંચવાથી પણ તે હાલ્યા

મૂકી વાજી ગયા કુરૂકુળશિરમણિ આશ્રમે આપ ઢૂંકી,
ચૂકી બાળા કયમે આજ પૂજન કરવું આવતી શે ન ઢૂંકી;
ઝૂકી પેઠા મઢીમાં ઝટપટ પતિ પાંચે વદે વા'લી રૂકી,
મુકી મારે હૃદેમાં મનહરણ મહિલા! અરે! ધૂળભૂકી! ૧૫
બાળા બોલો હવે તો વર સતિ! સમ છે! દ્રૌપદી! પ્રિય કાલા!
માળા મોટી ગ્રહીને જપ જપું ધવ પાંચે વદો હો મરાલા!
કાલાવાલા કરાવો વદન વિકસિતે! તે ગમે? મોહશાલા!
કાળા! વા'લા તજો તો તન મન ધન આપું, મુખે મૂકું લાલા. ૧૬

---

નહિ; પછી ઘણા ઉપચારે તેમના પગ વાળ્યા. અથવા, પાણી સીંચવાથી, અતિ અતિ ઉપચાર કરવાથી અથવા ઘણા ઘણા પગ વાળવાથી પણ તે હાલ્યા નહિ. **આદ્યંત અનુપ્રાસ.**

૧૫ કુરૂકુળશિરમણિ ઈ૦– કુરૂકુળના શિરોમણિ એવા પાંડવો ઘોડાઓને પડયા મૂકીને આશ્રમમાં ગયા અને ત્યાં આપ (પોતે) ઢૂંકી (જોઈને) બોલ્યા કે (અધ્યાહાર,) ચૂકી ઇ૦–આજ બાળા (દ્રૌપદી) પૂજન કરવું (અમારૂં નિત્યની પેઠે પૂજન કરવું) કેમ ચૂકી? અને ઢૂંકી (પાસે) કેમ આવતી નથી? (ઢૂંકી શબ્દની આવૃત્તિ છે માટે **પાદાંત યમક**) રૂકી–કહીં બાહાર કે બીજે ઠેકાણે રોકાઇ રહી અથવા રૂકી–પીડાવાળી થઈ? (रुक् પીડા). ધૂળભૂકી ઈ૦–તું નથી માલમ પડતી તો અમે ધૂળભૂકી અમારૂં બગડયું! **આદ્યંત અનુપ્રાસ.**

૧૬ બાળા ઈ૦–હે બાળા! હે વર (ઉત્તમ) સતિ! હે દ્રૌપદી! હે પ્રિય કાલા (र અને ल સમાન ગણાય છે માટે)–પ્રિયકારા–પ્રિય કરનારી! ("रलयोर्डलयोश्चैवशसयोर्बवयोस्तथा। वदंत्येषांचसावर्ण्यमलंकारविदोजनाः" અર્થ "र અને ल, श અને स, ब અને व એ અક્ષરોને અલંકાર જાણનારા પુરૂષો સવર્ણ કહેછે") હવે તો બોલો, તમને સમ છે! માળા ઈ૦–અમે પાંચે ધવ (સ્વામીઓ) મોટી માળા લેઇને (તારા નામનો) જપ જપું (છઊં) જપીએછીએ, માટે હે મરાલા!–હે હંસી! તમે વદો (બોલો). કાલાવાલા ઈ૦–હે વદન વિકસિતે! (પ્રફુલ્લ મુખવાળી!) હે મોહશાલા!–મોહની શાળા (ધામ) રૂપ! તમે અમને કાલાવાલા કરાવો છો તે તમને ગમેછે? અથવા વદન વિકસિતે–પોહોળે મોઢે અમારી પાસે કાલાવાલા કરાવોછો તે તમને ગમેછે? કાળા! ઈ૦–હે કાળા!–શ્યામ સ્ત્રી! જો તમે તમારા વાહાલા (પતિઓને) તજો તો હું તન

## શ્લોક.

સતી ન પતિ જવ તો નિરખી, તવ તો વસિ છે મન વામવસુ;
વપુ ન પડે લપુ તું વનિતા, વદ ઘામ થયો વિણ વામવસુ;
દુઃખી દિન તો મુજ જાય પ્રિયા, સુખી થાય તું આપજ વામવસુ,
વકીજ નકી વિધુમુખી ભણું, ભલી ભામિની રે વદ વામવસુ. ૧૭

## વલણ.

ભવ વિભાવસુ શી ભામિની, વદો વદો દુઃખ જાય રે;
જન પ્રેમાનંદ વરણવે, વળી પાંચે દુઃખી થાય રે. ૧૮

---

અને ધન તે અર્થે આપીશ (અર્થાત્ તન વગેરેનો વ્યય થતાં પણ હું તમારો શોધ કરીશ.) હું મુખથી લાલા (લાલ અર્થાત્ નિઃશ્વાસ) મૂકું ? અથવા, જો તમે અમને તજો તો અમારા મુખમાં લાળા (અંગારા) મૂકીએ!

૧૭. શ્લોક—મલ્લિકા છંદ. (સાત જગણ લગ). સતી ઇ૦–તે પતિઓએ જ્યારે સતી (દ્રૌપદી) ને ન નિરખી (જોઇ) ત્યારે તેમના મનમાં તે વામવસુ (વસુ–મીઠી વામ–સ્ત્રી)–મધુર દ્રૌપદી વસી છે અર્થાત્ તેઓ વધારે ઉત્કંઠિત થયા. અથવા, તે વસુ (રત્નરૂપી દ્રૌપદી) વામ (ઉલટી) થઇ છે, એમ તેમના મનમાં વસ્યું. વપુ ઇ૦–હે વનિતા! વામવસુ (વામ–ઉત્તર દિશાનો વસુ–સૂર્ય) –ઉત્તરાયણના સૂર્ય વિણ (વગર) પણ અમને (તારા વિયોગ રૂપ પરિતાપથી-જ) જો ઘામ થાયછે તો, તું જો લપું (સંતાઇ રહે) તો પછી અમારૂં શરીર કેમ ન પડે! તે તું વદ–બોલ. દુઃખી ઇ૦– હે પ્રિયા! મારો દિવસ દુઃખી (દુઃખયુક્ત) જાયછે, પણ હે વામ! (હે સ્ત્રી!) તું વસુ (પ્રકાશનું કિરણ) આપ, એટલે તે સુખી (સુખવાળો) થશે. અથવા, હે વામ તું આપ (પોતે) જો અમારી પાસે વસુ (હમણાં આવીને રહું) તો સુખી થાય. અથવા, વામવસુ (વામ–કામ + વસુ–અગ્નિ)–કામ અને અગ્નિ જેવી (પ્રકાશિત), અથવા, વામવસુ–(વામ–ગૌરી, લક્ષ્મી કે સરસ્વતી + વસુ–રત્ન) ગૌરી આદિક જેવી અને રત્ન જેવી કદાચ (સંતાઈ રહેવાથી) તું સુખી થતી હશે તોપણ હે પ્રિયા! મારો દિવસ તો દુઃખમાં જાયછે! વકી ઇ૦—હે વિધુમુખિ! (ચંદ્રમુખિ!) હવે હું તને નક્કી વકી (વંકી અથવા વક્રી)–વાંકી કહું છું: (वक्र to be crooked –વિલસન) (કેમકે તું બોલતી નથી) માટે હે ભલી ભામિનિ!–હે ભલી સ્ત્રી! હે વામવસુ (વામ–મહાદેવ અને વસુ–સૂર્ય) મહાદેવ અને સૂર્ય જેવી! તું બોલ. અથવા, હે વામવસુ જેવી ભલી ભામિનિ! તું વદ, અને તેથી હે વિધુમુખિ! તું આપ સુખી થાય અને અમારો દુઃખી દિવસ જાય એવી નક્કી વકી છે. ('વા-

## કડવું ૧૮ મું.

### શ્લોક.

વેલા મૂકો હે વા'લી, વેલા જાયે છે બાળી;
વેલા મહિલા દિન કાલી, વેલા નાખો તે ટાળી. ૧

### શ્લોક.

ધર્મરાય, શૉકિત થાય, સુણો સરવ, મૂકી ગરવ. ૨

### રાગ મહિમ્નનો.

ન જોઈ જ્યારે દ્રુપદની તનયા આશ્રમ વિષી,
તદા શોચંતો ત્યાં ધરમસૂનુ સાચો જગ નિશી;
જદા શૂન્યે ભાળ્યો ઉજડ ખખ રેઠાણ ભૂપતિ,
સદા આનંદેલો ઉદવિગન હુઓ વરમતિ. ૩
પછે આંહીં ત્યાંહીં પરણકુટી ભાળી કર પિસે,
ગછે બોલાવેછે જીવન જીવ જાએ પ્રિય મિષે;
સજે સાદ સારે સુવદની અહીં તો લપી નથી!
ભજેછે ચોમેરે ભટકી ભટકા ભામિની કથી. ૪

---

મવસુ' શબ્દની આવૃત્તિ છે માટે **પાદાંતયમક.**) ૧૮ ભવ–મહાદેવ. વિભાવસુ–સૂર્ય.

૧. શ્લોક–હાકળી છંદ. ("જુગ જુગ જુગ કળ ગુરૂ અંતે, હાકળિ છંદ કહો સંતે" –દલપતરામ વેલા ઈ૦–હે વાહાલી! હવે તમે વેલા ( વાણી વેલા Speech–વિલસન.) મૂકો. અર્થાત્ તમે બોલો. ( કેમકે ) વેલા( વખત) ચાલી જાયછે. હે મહિલા! હે કાલી (કૃષ્ણા)! (તમે નહિ બોલો તો આ) વેલા દિન (અકસ્માત્ મૃત્યુનો દિવસ છે). (વેલા Sudden death–વિલસન). માટે તે વેલા (વિપત્તિ) ટાળી નાખો. ૨. છમાત્રાનો છંદ છે. ૧, ૪ માત્રા એતાળ.

૩. રાગ મહિમ્નનો–શિખરિણી. વિષી–વિષે. તદા ઈ૦–ત્યારે ત્યાં જગ (જગતમાં) નિશિ (નિશ્ચય) સાચો ધર્મસૂનુ (યુધિષ્ઠિર) શોચંતો ( શોક કરતો હવો). સદા ઈ૦–જે સદૈવ આનંદમાં રહેનારો હતો તે–યુધિષ્ઠિર. ઉદવિગન–ઉદ્વિગ્ન–ઉદાસ. વરમતિ–ઉત્તમ બુદ્ધિવાળો.

૪. કર પિસે–હાથ ઘસે. ગછે–જાયછે. જીવન ઈ૦–પ્રિય (વાહાલી) દ્રૌપદી-

અરે હેમંતે શું કમલિનીની શોભા જતી રહી !
ખરે પર્ણશાળા થઈ! ગઈ હવે દ્રૌપદી સહી ! !
ધરે વૃક્ષો ધ્યાને પવન થકી કંપી રવ કરી,
ભરે આંખે પાણી સુસુમનસ રૂં રૂં ધ્વનિ ધરી. ૫
પશુ પક્ષી પુષ્પો કરમઈ ગયાં કાનન કને,
અસુ નિઃસત્વે શું હરણ શશ આદિ સહુ વને;
વસુ વિના વન્હિ વર મરણ પામી પડિ રહ્યાં,
વસું હું શે વાસે, પ્રિય મન ધરી, એ (વું) હવિ કહ્યાં. ૬

ના નિમિત્તથી મારૂં જીવન અને જીવ બન્ને જાયછે. [અહીં, જાયછે, બોલાવેછે વગેરે અનેક ક્રિયાઓનું એકજ સમયમાં કથન કર્યું છે માટે **સમુચ્ચયાલંકાર**, "बहूनांयुगपद्भावभाजांगुंफः समुच्चयः" (કુ० કા०) સજે ઇ०–સારા સાદથી સજે [બોલે] કે સુવદની (સારા વદન વાળી–દ્રૌપદી) અહીં તો લપી (સંતાઈ) નથી! ભજેછે ઇ०–ચારે એમ ભટકી ભટકીને "હે ભામિનિ !" એમ કહી તેને ભજેછે [જપેછે].

૫ અરે ઈ०–અરે! હેમંત કાળમાં જેમ કમલિની (કમળ યુક્ત તલાવડી) ની શોભા જતી રહે છે તેમ શું આ થયુંછે!! (દ્રૌપદી વિના) હવે પર્ણશાળા તે ખરે પર્ણશાળા (પાંદડાંની ઝૂંપડી)જ થઈ છે! હવે દ્રૌપદી નક્કી ગઈ! મતલબ કે દ્રૌપદી રૂપી શોભા જવાથી આ પર્ણશાળા શોભા રહિત થઈ છે! ધરે ઇ०–(આ મારૂં બોલવું) વૃક્ષો પણ પવનથી કંપી ધ્વનિ કરીને ધ્યાનમાં ધરે છે તથા સુસુમનસ (સારાં પુષ્પ) પણ (તેમાંના ભ્રમર દ્વારા) રૂં રૂં એવો ધ્વનિ કરીને (મકરંદ મિષે) આંખે પાણી ભરે છે!

૬ કાનન–વન. અસુ ઈ०–વનમાં હરણ, શશ (સસલા) આદિ સર્વે નિઃસત્વ થયાં છે તો તેમનામાં અસુ (પ્રાણ) શું?–ક્યાંથી હોય; વસુ ઈ०–વસુ (સૂર્ય) અને વન્હિ (અગ્નિ) વિના (પણ) વર (ઉત્તમ) મરણ પામીને પડી રહ્યાં છે! અથવા વસુ (સૂર્ય) અને અગ્નિ વિના પણ વર (ચકલાં वर a sparrow-વિલસન.) મરણ પામીને પડી રહ્યાં છે. અથવા, અગ્નિ વિના પણ વર (ઉત્તમ) વસુ (વૃક્ષો. वसु a tree in general–વિલસન) મરણ પામીને પડી રહ્યાં–હાલતાં ચાલતાં નથી. વસું હું ઇ०–પ્રિય (દ્રૌપદીને) મનમાં ધારીને હું હવે શે (શા માટે) વાસે (વાસમાં) વસું? એવું હવિ (હવે) કહ્યાં (ક્યાં?) અર્થાત્ દ્રૌપદી યુક્ત સ્થાન હવે ક્યાં છે? અથવા પ્રિયાને મનમાં ધરીને હું શે–હોંસથી હું વાસમાં વસું એવું હવે ક્યાં છે?

અહો શ્યામા મારી, ભગ ભગવતે તું થકિ મળ્યાં,
કહો વાડીદેવા ભગ ભગવતી ક્યાંહિક કળ્યાં;
લહો કષ્ટે સેવા ભગભગ, ભગે તો અમિ છળ્યાં.
વહો સંસારાબ્ધિ, ભગ ભગવત્વે ભામિની ભળ્યાં. ૭

જુઓ આ સૌ બંધુ! મૃગચરમ વેરાઈ પડિયાં,
લુઓ નેત્રે વારી, મુનિ દરભ જોજોજ ખરિયા;
ખુઓ ખાંતે વેં'મો, શયન તણી તો સાદડી દિસે,
હુઓ હું તો ઘે'લો, તન મન કચવાએ ભરી રિસે! ૮

હવે ભેટે ક્યારે? હરણ કરી કોઈ લઈ ગયું!
કવે કામિનીને મરણપણું આવીજ વળગ્યું!!
નવે રૂપે નારી નવતમ કુસુમો જઇ વીણે,
જવે ના તે દીસે ભક્ષણ કરી કોઇકિજ હીણે!! ૯

---

૭ અહો ઈ૦—હે મારી શ્યામા! હે ભગવતે (ભાગ્યવાળી સ્ત્રી)! તારાથી અમને સૌ ભગ (આબાદી) મળ્યાં—પ્રાપ્ત થયાં છે. અથવા ભગ મોટાઈ અને ભગવતે (ભગવાન પણ) તારાથી મળ્યાં છે. કહો ઈ૦—હે વાડીદેવા! (વનદેવો!) તમે ક્યાંહિક (કહીંપણ) અમારાં ભગ (કીર્તિ) રૂપ ભગવતી (દેવી–દ્રૌપદી) કળ્યાં–જોયાં? લહો ઇ૦—આપણે હવે કષ્ટે કરીને ભગ (સૂર્ય) કે ભગ (શિવ) ની સેવા લહો (અર્થાત્ કરો) કેમકે ભગે (નશીબે) તો અમિ (અમને) છળ્યા (છેતર્યા) છે! હવે સંસારાબ્ધિ (સંસાર રૂપી સમુદ્રમાં) વહો (વહ્યા જાઓ) મતલબ કે દુનિયામાં રખડો. કેમકે, ભગ ઈ૦—ભામિની (દ્રૌપદી) તો ભગ (મુક્તિ) રૂપ ભગવત્વ (ભગવાનપણું–ભગવાનના મહિમા) માં ભળ્યાં છે!—અર્થાત્ તેનો નાશ થયો છે!

૮ (દ્રૌપદીનું હરણ થયું છે તેના અનુમાનનાં સાહિત્ય બતાવેછે) જુઓ ઈ૦—સ્પષ્ટ છે. હુઓ ઇ૦—હું તો આ સઘળું જોઈને ઘેલોજ થઇ ગયો છું. અને રીસથી ભરાઇને તન તથા મન કચવાય છે. (આ લીટીમાં સાતથી તે બાર સુધી જે લઘુ અક્ષરો છે તેમાં એક વધારે પડતો છે).

૯ કવે–(યુધિષ્ઠિર) કહે છે કે, કામિનીને ઇ૦—સ્પષ્ટ છે. નવે રૂપે ઇ૦—તે સ્ત્રી નવે રૂપે–નવીન રૂપ ધારણ કરીને (અર્થાત્ મનહર રૂપે) નવતમ (નવાં ખીલેલાં) કુસુમો (ફૂલો) જઇને વીણે (વીણતી હોય) પણ જવે–(જવ–જ્યારે) તે ના દીસે (નથી દેખાતી) ત્યારે કોઈ હીણા (અધમ) પ્રાણીએ તેને ભક્ષ કરી હોય!!

વદી વા'લે રાજા દ્રુપદતનયા શોધી વળિયો,
મદી મુખે ભાખે ગઈ ગઈ સુનારી હું પળિયો!
નદી મૂકી બાળા તદપિ નવ વા'લી મળી મને!!
ખદી ખુંદી ખાંતે વઇભિવ તજાવ્યા ભીરૂ તને!! ૧૦

પડ્યા શોકાગ્નિના કરદમ વિષે તો નૃપમણિ,
વડ્યા છે સુખોથી વિલપી વિલપીને દીન બણી;
ચડ્યા છે કેકાણે દુખ દુખજ સે'વા કુરૂધણી,
ખડ્યા ગર્તે મોટે સુખ સુખજ એવું નહિ શણી. ૧૧
યુધિષ્ઠિરે પૂછ્યું ઉનમત થઈ પ્રાય ધરીને,
અરે જાણોછો પાદપ! અતિ સતી પંચવરીને;
અહો હે કાદંબે નિરખી મમ હંસા મતિવરે,
પ્રિયે કાદંબો છે અતિ મન તને તો રતિવરે! ૧૨

---

૧૦ વદી ઈ૦—રાજા એ પ્રમાણે વા'લે (વાહાલથી) વદી (બોલીને) દ્રુપદતનયાને શોધી વળ્યો. (અને તે ન જડી ત્યારે) મદી (મદ પામીને—ગાંડો થઈને) તે મુખથી ભાખે છે કે સુનારી (સારી સ્ત્રી) ગઇ ગઇ! (અને તેથી) હું પણ પળિયો! (સંસાર તજીને ચાલ્યો જાઉં છું.) નદી ઈ૦—મેં (આશ્રમ નજીકની) નદી (પણ પછવાડે) મૂકી. (અર્થાત્ નદી સુધી હું શોધી વળ્યો) તથાપિ તે વાહાલી બાળા મને મળી નહિ! ખદી ઈ૦—હે ભીરૂ! મેં ખાંતે ખદી ખુંદીને (ઉત્ક્રાંત કરીને) તને વૈભવ તજાવ્યો છે!! (જુગાર રમીને રાજ્ય તજાવ્યું તે.)

૧૧ કરદમ (કર્દમ)—કાદવ. વડ્યા છે ઈ૦—સુખની સાથે વઢ્યા છે. કેકાણ—ઘોડો. કુરૂના ધણી પાંડવ માત્ર દુઃખ સહેવાનેજ ઘોડે ચઢ્યા છે (દુઃખને ઘોડે સ્વાર થયા છે). ગર્ત—ખાડો. શણી (સુણી)—સાંભળીને.

૧૨ પ્રાય ધરીને—(પ્રાય—સંસારિક સકળ કર્મ તજીને મરવાને માટે ઉપવાસ કરવા રૂપ ધર્મ) દ્રૌપદી ન મળે તો ઉપવાસ કરીને પ્રાણ ત્યાગ કરવા રૂપ ધર્મ ધરીને. પાદપ!—હે વૃક્ષો! સતી પંચવરીને—પાંચ ભર્તાર વરેલી સતીને. હે કાદંબે!—હે કદંબ વૃક્ષો! હંસા—દ્રૌપદી. મતિવરે—ઉત્તમ મતિવાળી. પ્રિયે ઈ૦—હે રતિવરે! તને મનમાં કદંબ વૃક્ષો તો અતિ પ્રિય છે! અર્થાત્ કદંબ તેને પ્રિય છે માટે કદંબ કદાચ એની ખબર અંતર જાણતાં હોય એવા હેતુથી રાજા કદંબને પૂછે છે.

અહો બીલી બાઈ! તુજ ફળ સમાં કુચ ધરતી-
નિહાળી છે તે ક્યાં ? મમ મનસમોહા શુભ રતિ;
નવાંકુરો તારાં નહિજ સુકુમારી જીતી શકે,
ધર્યું જો છે કૈશેય પીતવરણું પ્યારી સુતકે. ૧૩

વદો રક્તા રંગે નહિ ભૂલું કરેણી તુજ ગુણો,
ભરાયે જો ક્રોધે નયનરથ તો તું સમ સુણો;
અરે જાણે જંબિર ઉરથળ તારાજ સરખું,
લતા પત્રો એવાં વળી કુસુમ આદિક પરખું. ૧૪

અરે જંબિરા તું સરસ સહુ વૃક્ષે નકી થયો,
ઘટા તારી મધ્યે ભમર ભમતો સુસુખ સંચ્યો;

---

૧૩ બીલી બાઇ!-હે બીલીના વૃક્ષ! કુચ ધરતી-તારા ફળ સરખાં સ્તનવાળી ( દ્રૌપદી ). નિહાળી ઈ૦-તેં જોઇ છે તે ક્યાં છે? મનસમોહા—મનને મોહ પમાડનારી. શુભરતિ-શુભ પ્રીતિવાળી. નવાંકુરો ઈ૦-હે બીલી! જો મારી સુકુમારી ( અતિ કોમળ ) અને પ્યારીએ સુતકે ( સારે સમયે ) પીતવરણું ( પીળા રંગનું ) કૈશેય ( હીરાગળ વસ્ત્ર ) ધર્યું છે તો તેને તારાં નવાંકુરો ( નવા અને તેથીપીળા તથા કોમળ અંકુર ) જીતી શકશે નહિ. નવાંકુર અને સુકુમારી એ બે સાભિપ્રાય વિશેષ્ય અને વિશેષણ છે માટે **પરિકરાંકુર અને પરિકરાલંકાર** છે.

૧૪ વદો ઈ૦- હે રંગે રક્તા ( રાતી ) કરેણી ( કરેણવૃક્ષ ) ! તમે વદો ( બોલો- દ્રૌપદીની ભાળ બતાવો ); હું તારા ગુણ નહિ ભૂલું. અહીં ' વદો ' ક્રિયાપદ બહુવચનમાં મૂકીને પછી ' તારા ગુણ ' એકવચન વાપર્યું છે તે યુધિષ્ઠિરની મદ અવસ્થાનું સૂચન કરવા માટે છે, માટે દોષ નથી.) ભરાયે ઈ૦-તે જો ક્રોધે ભરાય તો તેનાં નેત્રરથ—નેત્ર અંગ. (રથ-અંગ.) તારા સમ (રક્ત) થાય છે, તે તમે સાંભળો. જંબીર-એ નામનો છોડ. ઉરથળ ( ઉરસ્થળ-છાતી). કાંચળી પેહેરેલી છાતીને જંબીર છોડ સાથે સરખાવેછે. તારાજ ઈ૦-સ્પષ્ટ છે. લતા ઈ૦--જેમ તારામાં લતા ( વેલ ), પત્ર અને કુસુમ છે તેમ તે કાંચળી ઉપર પણ છે, એવો ભાવ છે.

જદા બોલ્યો ના તે તવ કમળનેત્રા કુરૂકુળી,
વિચારે અન્ય દ્રુમ મન ભરમે રાયજ ભૂલી. ૧૫
લહો દ્રુમો સારાં તલ તિલક પ્રિયા મમ સતી,
જદા તે ના બોલ્યાં તવ તન તપ્યા શ્રેષ્ઠજ મતિ;
પછે પૂછે શોકે, નહિ કદી વધા દીન બનીને,
કહે લોકો તુંને ફૂલી વિણુ અશોક દ્રુમણિને. ૧૬
તદા કીજે ભ્રાતા તું સમ ગુણુ નામે સત ધરી,
અહો તાલ દ્રુમો ગગન સુધી ઉચ્ચાંજ પસરી;
લહો મારી પ્રિયા તમ ફૂળ સમી કુંચજવતી,
કહો જાંબુડાઓ તન–વરણુ જાંબૂનદવતી. ૧૭
અરે પારિંગા–પાદપ! વદ સુપુષ્પે ધીંચ થયો,
અતિ છે પારિંગાં પ્રિય વરમતિને (હું) દુખ સહ્યો;

---

૧૫ ઘટા ઇ૦–તારી ઘટા મધ્યે સુસુખ સહ્યો (અત્યંત સુખ સહેનારો–અર્થાત્ અત્યંત સુખી) ભમરો ભમતો (ભમેછે). દ્રૌપદીની કાંચળીની ઘટામાં રહેલા સ્તનના કાળા અગ્રભાગ (ડીંટડીઓ) નું સૂચન કરનારી આ કલ્પના છે. જદા ઈ૦-જદા (જ્યારે) તે ના બોલ્યો ત્યારે રાય મન ભરમે (મનના ભરમાઇ જવાથી) કુરૂકુળી કમળનેત્રા (કુરૂકુળની કમળ સમાન નેત્રવાળી દ્રૌપદી) વિષે તે અન્ય દ્રુમ (બીજા વૃક્ષને) વિચારે છે (પૂછી જુએ છે). અથવા, કુરૂકુળી કમળનેત્રા અન્ય દ્રુમ પાછળ હશે એમ વિચારે છે.

૧૬ તલ તિલક–હે તલ અને તિલક વૃક્ષો! (તિલક–એક જાતનું વૃક્ષ) અથવા, હે તલનાં સારાં વૃક્ષો! તિલક પ્રિયા (તિલક—ચાંલ્લો ઈત્યાદિ) જેને પ્રિય છે એવી મમ સતી (મારી સ્ત્રી) તમો લહો (જાણોછો). શ્રેષ્ઠજ મતિ–શ્રેષ્ઠ બુદ્ધિવાળા–યુધિષ્ઠિર. પછે ઈ૦–જે કદી દીન બનીને વધા નથી તે યુધિષ્ઠિર પછી શોક (શોકથી) પૂછે છે કે હે અશોક વૃક્ષ! તું ફળી વિણુ (ફૂળવાળો ન છતાં પણ) લોકો તુંને અશોક દ્રુમણિ (અશોક નામે વૃક્ષમાં મણિરૂપ) કહે છે.

૧૭ તું સમ ગુણુ ઈ૦– તારૂં નામ સત્ય (સાચું) ધરીને (કહીને) મને તારા સમાન ગુણવાળો–અર્થાત્ અશોક કર. તનવરણુ–શરીરનો વર્ણ. જાંબૂનદવતી-સોનાના જેવી.

પછે આંબા સાલો કુરર બકુલો ચંદન જહીં,
પૂછ્યું સર્વેને તો નવ વધ્યું તહીં કોઇક કહીં. ૧૮
જવારે નિર્જીવો ન વધ્યાં વનકેરાં મથીમુઆ,
તવારે પૂછે છે સજીવ પશુઓ જે દુખી હુઆં;
હશે મારી પ્રિયા મૃગનયની બાળા હરિણીમાં,
જઇ જોઉં ત્યાંહી સુખી મન થશે તે હરિણીમાં. ૧૯
પૂછે તેને જોઇ દરશી મમ વા'લી સમગુણી?
ઇભો ભાળી ઉભો નૃપમણિ તહીં તો સુખઋણી;
અરે શુંડા-દંડા સમ જઘન વાળી મમ પ્રિયા,
દીઠી છે રે વા'લા! સુમુનિગજ નોળી કર ક્રિયા. ૨૦

---

૧૮ પારિંગા પાદપ!-હે પારિંગા નામે વૃક્ષ! તું સુપુષ્પે (સારાં પુષ્પથી) નીચ (સજડ) થયો છે; મારી વરમતિને (દ્રૌપદીને) પણ પારિગાં બહુ પ્રિય છે. (અને તેના વિના) હું દુઃખ સહ્યો છું-મેં દુઃખ વેઠ્યું છે-દુઃખ સહુ છું. તાત્પર્ય કે પારિગાં એને પ્રિય છે અને તું પારિંગો છે તથા સર્જડ ફૂલની ઘટાવાળો છે માટે તારી ઘટામાં દ્રૌપદી સંતાઈ રહેવાનું અનુમાન થાય છે. પણ તેના વિના હું દુઃખી છું માટે તે મને વદ (કહે-બતાવ). સાલો-સાલ વૃક્ષો. કુરર (કુરવ?)- એક જાતનું ઝાડ. બકુલ-બોરસરી. કહીં-કંઈ પણ.

૧૯ જવારે ઈ૦-જવારે (જે વારે) યુધિષ્ઠિર મથિ મુઆ (યત્ન કરી કરીને થાકી ગયા) તથાપિ વન કેરાં નિર્જીવો (જીવ રહિત વૃક્ષો વગેરે) ન વધ્યાં (ન બોલ્યાં) તવારે (તેવારે-ત્યારે) દ્રૌપદીના વિયોગથી જે દુઃખી થયાં હતાં તે સજીવ પશુઓને યુધિષ્ઠિર પૂછે છે. હરિણીમાં-હરિણીના ટોળામાં (ત્યાં હોવાનું કારણ કલ્પે છે કે) તે મારી પ્રિયા મૃગનયની છે. સુખી ઈ૦-તે હરિણીમાં (ચિત્રિણી જાતની સ્ત્રીમાં-સ્ત્રીને જોઈને) મારૂં મન સુખી થશે. (પદ્મિની, હસ્તિની, ચિત્રિણી, શંખિની, એવી ચાર જાતો વાત્સ્યાયને સ્ત્રીઓની કહી છે તેમાંની "ચિત્રિણી" નો પર્યાય "હરિણી" શબ્દ છે. જુઓ વિલસન કોશ.) બીજી લીટીનો નવમો અક્ષર લઘુ જોઈએ.

૨૦ દરશી-જોઇ. સમગુણી-તારા સરખા નેત્રવાળી, અથવા તારા સરખી ગરીબ. ઇભો-હાથીઓ. સુખઋણી-સુખનું જેને દેવું છે-અર્થાત્ સુખ રહિત. શુંડા દંડા-શુંડ રૂપી દંડ. જઘન-જાંઘ. સુમુનિ ઈ૦-કર (શુંડ) વડે નોળીક્રિયા કરનાર હે ગજરૂપી સુમુનિ-સારા મુનિ! (નાકવડે પાણી પીવાની ક્રિયાને નોળીક્રિયા કહે છે અને તે યોગીઓ કરે છે માટે ગજને મુનિનું રૂપ આપ્યું છે).

વદા વ્યાઘ્રો! પંચાનન સમ કટિ વાળી સુસતી,
કદા ભક્ષી હોયે, ન ભય મન લાવો મૃગપતિ!
જદા તે ના બોલ્યા મન ભરમ વાધ્યો વળિ વળી,
ફરે આંહી ત્યાંહી પ્રિય વિરહ આતુર સુબળી. ૨૧

પ્રિયે શું દોડે છે કમળ સરખાં નેત્રથી લહી!
અરે મેં દીઠી છે! લપી ગઈ ગુણાળી અહીં તહીં!!
વસે વૃક્ષો વાંસે કિમ નવ વદે રે જઈ છૂપી?
ગુણજ્ઞા રે' ઉભી મન વિચ દયા કાંઇક ખૂંપી! ૨૨

નથી નારી શું તું શિયળધર હાસ્યે અતિશયે?
તજે છે શા માટે તુજ પતિ શુ પાંચે સુખ ભયે?
વદી રાજા ભૂમિ ઉપર પડી તો ત્યાંહિજ ગયો,
ઉઠાડ્યો બંધુએ તદપિ સુખી જાતે નવ થયો. ૨૩

## શ્લોક.

વક્તા ભાખે, શ્રોતા! દાખે, ભીમ શ્રેષ્ઠા, કલેશો નેષ્ટા. ૨૪

---

૨૧ પંચાનન–સિંહ. સુસતી–સારી સતી–દ્રૌપદી. મૃગપતિ–સિંહ. પ્રિય–વિરહ આતુર–પ્રિયાના વિરહથી આતુર (પીડાયલો). સુબળી–અતિ બળવાન (યુધિષ્ઠિર).

૨૨ પ્રિયે ઇ૦-હે પ્રિયે! તારાં કમળ સરખાં નેત્રવડે અમને જોઈને શું દોડે છે! ગુણજ્ઞા–ગુણને જાણનારી. મન ઈ૦- તારા મનમાં કંઈ દયાને ખૂંપી (ખૂંપાવી) ને. અર્થાત્ મનમાં દયા ધારણ કરીને.

૨૩ નથી ઈ૦–હે નારી શું તું અતિશય હાસ્યે (હાસ્ય કરવામાં) શિયળધર (શીલવ્રત પાળનારી–નિયમિત) નથી? અર્થાત્ છે તો તારે હાસ્ય ન કરવું જોઈએ. એ અભિપ્રાય છે. તજે છે ઈ૦–તું તારા પાંચે પતિને શા માટે તજે છે? શું સુખ ભયે? (સુખ નથી એ ભયથી?) વદી ઈ૦–રાજા એવું વદીને તે ત્યાં આગળજ ભૂમિ ઉપર પડી ગયો.

૨૪. कन्या छंद (मागा कन्या) વક્તા ઈ૦–આ કાવ્યનો વક્તા ભાખેછે કે હે શ્રોતા! હવે કલેશો નેષ્ટા–કલેશો જેને ઈષ્ટ (વાહાલા) નથી એવો શ્રેષ્ઠ (શ્રેષ્ઠ) ભીમ (આ નીચેનાં વાક્ય) દાખે છે.

## રાગ નર્મદાષ્ટકનો.

અહો પ્રિયાજ ભીમ ભાળ, કષ્ટ ટાળ રે ભીરે,
કરો ક્રિયા ન આમ વામ કામ કૂડું રે હિરે;
થશે બિયાજ બારૂ ધારૂં, વારૂં વા'લી રે ધીરે,
હસે હિયા વિશે વસે થશો સુખીજ રે વીરે. ૨૫

સુદ્રૌપદી વદી કદી, મદી ન બોલી બાળ રે,
જદા તદા સદા વસો કદા ન કષ્ટ કાળ રે;
હસો તમે દુઃખી અમે, સહો કયમેજ સાલ રે,
અમો લહો રહો કયમે કહો ન કાંઈ ભાળ રે. ૨૬

---

૨૫. રાગ નર્મદાષ્ટકનો—નારાચ છંદ. (જ ર જ ર જ ગ એ માપ). રે ભીરે!—હે ભીરૂ (બીહીકણ સ્ત્રી!) આમ ઈ૦—હે વામ! (હે સ્ત્રી) આમ (આવી) ક્રિયા ન કરો, હે હિરે! (હિરા—લક્ષ્મી.)—હે લક્ષ્મી! આ કામ કૂડું છે! અથવા, હે હિરે! આમ વામ (ઉલટી) ક્રિયા અને કૂડું કામ ન કરો! (એમ કરવાથી શું થશે તો કહેછે કે,) થશે ઈ૦-બીયા બારૂ (બે બાર નો યોગ) થશે એમ હું ધારૂંછું અને તેથી હે ધિરે! (ધીર સ્ત્રી!) હે વાહાલી! હું તને એમ કરતાં —કરતાં છૂપાઇ રહેતાં વારૂંછું—ના કહુંછું—અટકાવું છું (નામની રાશિની ગણત્રી ઉપરથી કોણ કોની પાસે કેટલા વશા માગેછે તે ટીપણાં જોનારા કહેછે, એ પ્રસિદ્ધ છે. તેમાં એક જણ બે વશા માગે અને બીજો બાર વશા માગે એવો યોગ હોય તો તે બેને બને નહિ એમ કહેછે.) હસે ઈ૦—તું હિયા (હૈયામાં) હસે છે તો રે વીરે! (હે પુત્રવતી! વીરા—પુત્રવતી સ્ત્રી) તેથી શું તું વીશે વશે (વીશ વશા—અર્થાત્ સંપૂર્ણ) સુખી થઇશ? અથવા—તું હિયા (હિયાં—અહિયાં) હસે (હશે) કવિતામાં श स નો ભેદ ગણો તો નથી. તો રે વીરે! તું વીશે વશા સુખી થશે.

૨૬ સુદ્રૌપદી ઈ૦— સારી દ્રૌપદી જો કદી વદી (બોલી હશે) તો તે બાળ (બાળા) મદી (મદ—ગર્વ ધરીને તો) નથીજ બોલી. જદા ઈ૦— તમે જદા તદા (જ્યારે ત્યારે) સદા વસો (સુખમાં વસો છો) અને તમને કદા (કોઈ વખત) કષ્ટ કાળ (દુઃખનો વખત) અમે આણ્યો નથી. અથવા—તમે જ્યારે ત્યારે હમેશાં અમારી સાથે રહોછો તેથી અમને દુઃખનો સમય કોઈ વખત આવ્યો નથી. અર્થાત્ તમે નિરંતર સુખમાં અને આનંદમાં છો તો તમારે આમ સંતાવાનું કે દુભાવાનું કારણ નથી, અથવા,— તમારાથી અમને

દુખી અમે સુખી તમે ! વિધુમુખી મરાળ રે,
જુઓ જુઓ હુઓ જુઓ અહીંજ ધર્મબાળ રે;
હું ભીમ દુઃખસીમ ઠંડ હીમ શો તું બાળ રે,
વદું શું વાર વાર નાર ! પાર પામ્ય બાળ રે. ૨૭

અરે ખરેજ જીવ જાય, શિવ ચિત્ત ધાર રે,
તજો ભજો સજો હઠો, પતિ ગુણોજ નાર રે;
લપે છપે ખપે સતી ન, બુદ્ધિ ઉંધી વાર રે,
થયું બહુ સહુ કહું હવે મને વિચાર રે. ૨૮

હસે અરિ ખસે ધરીજ ધીર વીર જેહ રે,
સુંવાળી વા'લી ! કાળી બાળી ! મા'લીએ ન એહ રે;

---

કોઈ વખત કષ્ટ ઉપજ્યુ નથી તો આ વખતે આમ સંતાઈને અમને કષ્ટ આપવું ઉચિત નથી. હસો ઈ૦– તમે સંતાઇને હસોછો પણ અમે તમારા અદર્શનથી દુઃખી છીએઃ અમારૂં એ સાલ ( દુઃખ રૂપી સાલ ) તમે કેમ સહન કરી શકોછો ? અમો ઈ૦– તમે સંતાયાં છતાં અમોને જહોછો–દેખોછો તો તમે કેમ રહી શકોછો ?– અમારૂં દુઃખ જોઈને તમારાથી કેમ રહેવાયછે ! અને તમારી કાંઈ ભાળ અમને કેમ કહેતાં નથી ?

૨૭ દુખી ઇ૦– હે વિધુમુખિ ! હે મરાળ ! ( હંસ– હંસગમની ! ) અમે દુઃખી છીએ તો તેથી તમે સુખી છો શું ? જુઓ ઇ૦– જુઓ જુઓ– અહીંઆં. ધર્મબાળ ( યુધિષ્ઠિર ) જુઓ ( જૂદો-દેહથી જાદો ) થયો !! અને હું પણ તેવોજ થયો છું: હું ઈ૦–સ્પષ્ટ છે. દુઃખસીમ–દુઃખનો અંત આણનાર. પાર પામ્ય –અમારા દુઃખના અંત પામ્ય. અર્થાત્ અમને મળ્ય એટલે અમારૂં દુઃખ નાશ પામશે.

૨૮ શિવ ઇ૦–તારા ચિત્તમાં અમારૂં શિવ ( રૂડું ) ધાર. તજો ઇ૦-હઠો તજો, પતિ ભજો અને ગુણો સજો. અહીં હઠ, પતિ અને ગુણને અનુક્રમે તજો, ભજો અને સજો એમ અનુક્રમે કથન કર્યું છે. માટે યથા સંખ્યા લંકાર લપે ઈ૦–લપ દઈ સંતાઈ જાય તે સતીમાં ખપે નહિ અથવા જે સતી હોય તે ખપે (જરૂર હોય ત્યારે) લપે છપે નહિ. માટે તારી આ સંતાવા રૂપ ઉંધી બુદ્ધિને વાર (અટકાવ). થયું ઈ૦–જે માટે કહેવાનું હતું તે સહું હું કહું છું કે હવે મને (મન વડે)વિચાર કર.

કુકંટકે ભમે ગમે ન તું દમે શું દેહ રે,
વરાંગના! વપું સુરંગ ભંગ થાય તેહ રે. ૨૯

શશિરૂપા! અનૂપ ભૂપ કૂપ નાખી માર રે,
વરી હરિ કરી પરા ધરી હૃદય સાર રે;
સુકર્ણ શર્ણ ધર્ણ પર્ણ વર્ણ પૂછી નાર રે,
સભા વિષેજ રાય કાય સા'ય મૂકી વા'ર રે. ૩૦

ભીખારી વેષ શેષ મેષ જે ગણ્યા સુધામ રે,
તજે તવે ન તારૂણી તમાલ તાલ (તાર) ધામ (કામ) રે;
કહું શું વાર વાર, બોલ્ય, તોલ્ય તોલ શ્યામ રે!
સહુ અપાર દુઃખ ધાર, માળ જાપું નામ રે. ૩૧

---

૨૯ અરિ-શત્રુ. ખસે ઇ૦— અમો વીર પુરૂષોએ જે ધીર અત્યાર સુધી ધરીછે તે હવે ખસે છે-હવે અમારી ધીરજ રહેતી નથી. માંલી એ ઇ૦-ખેહ (ધૂળ) માં ન માહાલીએ! કુકંટકે ઇ૦-તું કુકટકે નઠારા કાંટામાં (ઝેરી, વાંકા, તીવ્ર કાંટામાં) ભમે છે તે અમને ન ગમે. તું દેહને શું દમે છે? (શું કરવા દમે છે? વરાંગના-ઉત્તમ સ્ત્રી! વપુ-શરીર. સુરંગ--સારા રંગવાળું. ભંગ ઇ૦—તે બગડે છે!

૩૦ શશિ રૂપા ઇ૦— ચંદ્રસમાન રૂપવાળી! તું અનુપમ ભૂપોને મારકૂપમાં નાખીને (કામ રૂપી કૂવામાં-મોહકૂપમાં નાખીને), અથવા,-અનુપ ભૂપોને તથા માર(કામદેવ) ને પણ કૂપમાં નાખીને (તેમની અવગણના કરીને) તેમજ હરિ (કૃષ્ણ) ને પણ પરા (દૂર) કરીને હૃદયમાં સાર ધરીને અમને વરી. સુકર્ણ ઇ૦-હે નાર! તેં તારા સ્વયંવર વખતે કર્ણને તેની વર્ણ (જાત) પૂછીને ધર્ણ શર્ણ (પૃથ્વીને શરણ-ભોંયમાં મુખ ઘાલેલું એવો) અને પર્ણ (પાંદડા તુલ્ય-હલકો) કર્યો. સભા ઇ૦-સભા (સ્વયંવર સભા) વિષે રાજાઓની (સુંદર) કાયાઓ તજીને, તેમની સહાય તજીને અને તેમની વા'ર તજીને અથવા તેમની કાય અને સહાયને વાર (જળ) માં વેહતી મૂકીને, 'અમને વરી'. એમ પાછલી બીજી લીટી સાથે અન્વય કરવો.

૩૧ ભીખારી ઇ૦-જે અમને, ભીખારી જેવા વેષવાળા અને મેષ (મેશ) જેમના ઉપર શેષ (બાકીછે) એવાને સારા ધામ (તેજ) વાળા ગણ્યા, અઅથવા જેમનો ભીખારી જેવો વેષ માત્ર શેષ રહેલો છે એવાને મેશ (લક્ષ્મીના

કુધાન માન્ય તેં કર્યું સુવાન ! ખાનપાન રે,
ન માત તાત ભ્રાત કેરી વાત ધારી ધ્યાન રે ;
ખરેજ હાથ સાથ ખ્યાત વાત રાખી માથ રે,
હવી જવી નવીન ગાથ કેમ સાહ્ય બાથ રે. ૩૨

પછે સ્વભુજ ઉચ્ચ તો ધરી કરી પુકાર રે,
નકુલ હા ! સ'દેવ હા ! કરે ઇમે ઉચાર રે ;
વિશાળવેણી ! સુખદાણી! ક્યાં ગઇ સુનાર રે !
અરે મૃગો રમે તું સાથ વાત વે'મ વાર રે :- ૩૩

રડે તું વિણ તેહ આજ સાજ સુખતાજ રે !
જશે હવે અસુજ પંચના પ્રમાણ આજ રે ;
થશે સુનાક માંહિ હાંસિ ચૌદ વર્ષ માટ રે,
સુસોગનો ધરી ફરી ગયાજ સાચ સાટ રે.— ૩૪

---

ધણી–ધનવાન,) અને સુધામ (સારા તેજવાળા) ગણ્યા. તવે (ત્યારે તો) તમાલ અને તાલ વૃક્ષના જેવા ધામ(તેજ) વાળી–અર્થાત્ શ્યામ વર્ણની હે તારૂણી! અમને તજો નહિ. શ્યામરે!–હે શ્યામા! સહુ ઈ૦-હું અપાર દુઃખ સહુંછું એમ તું ધાર. અથવા, હું અપાર દુઃખ (રૂપી શસ્ત્રની) ધાર સહુછું; અને તારા નામની માળા જપુંછું.

૩૨ કુધાન ઇ૦–હે સુવાન! (સારા વાન–વર્ણવાળી!) ખાનપાનને અર્થે તેં કુધાન (હલકું ભોજન) માન્ય કર્યું અને તારાં માત, તાત, ભ્રાત, એમની (અમારી સાથે લગ્ન ન કરવા રૂપ) વાત તેં ધ્યાનમાં ધારી નહિ. ખરેજ તેં તારો હાથ (અમને આપવાની) સાથે (દ્રૌપદી પાંચ પાંડવોને વરી) એ પ્રખ્યાત (પ્રસિદ્ધ) વાત પણ માથે રાખી–પાંચને વરવા રૂપ અપવાદ પણ માથે ગ્રહણ કર્યો. હવી જવી (એમ છતાં પણ હવે જ્યારે) આ નવીન ગાથ (અમને તજવા રૂપી નવીન વાત છે) ત્યારે તે તું બાથમાં કેમ સહાય છે? અર્થાત્ આટલું કરીને અમને વર્યા પછી–ખ્યાત વાતને તજીને નવીન વાત (એવી કે દ્રૌપદીએ પાંડવોને તજ્યા) શું કરવા ઉભી કરે છે !!

૩૩ ભુજ–હાથ. ઉચ્ચ-ઉંચો. વાત વે'મ વાર રે–એ વાતમાં વેહેમ ન રાખીશ.

૩૪ રડે ઈ૦–જે મૃગો તારી સાથે રમતા હતા તે આજે સુખનો સાજ

તિ પાળતાં પળ્યા નહીં, થયા અમેજ નષ્ટ રે,
વિધુમુખી ! કિધા તમો અતોતતોજ ભ્રષ્ટ રે;
ગુણજ્ઞ ગૌરી વિવશાવતા થયા તું ભાળ રે,
કળો છળો વિપે નિમોધરા તિ નીમ પાળ રે. ૩૫
સુકીર્ત્તિ જેમ ત્યાગતી પુરૂષને કુકાળ રે,—
તજો વને વરાંગના કયમે ઘટેજ બાળ રે !
વદી ઇમે સુવંન ધંન શોધતો સ્વભીમ રે,
તિ દીસતો કુપંકમાં કરિ કળ્યો સુહીમ રે. ૩૬.

---

તાજ (ત્યાગ) કરીને તારા જવાથી રડેછે અથવા સાજ ઇ૦—હે સુખના સાજ અને તાજ રૂપ દ્રૌપદી (અહીં મૃગ શબ્દવડે પાંડવોનું પણ સૂચન થાય છે માટે ગૂઢોક્તિ. અસુ–પ્રાણ. થશે ઇ૦—અમારા પાંચના પ્રાણ જશે તેની તો અમને ફિકર નથી પણ, અમારી સુનાક (સારૂં સ્વર્ગ) માં હાંસી થશે તેની ફિકર છે–કેવી હાંસી થશે તે કહે છે. ચાદઇ૦—ચૌદ વર્ષ (વનવાસ) માટે સુસોગ-નો ધરીને સાચને સાટે (બદલે) ફરી ગયા! અસત્ય વાદી થયા! અર્થાત્ ચૌદ વર્ષ વનમાં પૂરાં ન કરાયાં માટે પ્રાણ તજવાને બાહાને મૃત્યુલોક તજીને સ્વર્ગમાં ગયા!!

૩૫ તિ-તે (સોગનો). અતોતતોજ ભ્રષ્ટ રે-( अतोभ्रष्टस्ततोभ्रष्टः ) આ લોકમાંથી અને પરલોકમાંથી ભ્રષ્ટ કર્યા! લોકોક્તિ અલંકાર. ગુણજ્ઞ–ગુણ જાણનારી ગૌરી–સ્ત્રી–દ્રૌપદી. વિવશાવતા–વિવશ (પરસ્વાધીન)–પરસ્વાધીન ચિત્ત વાળા (?) અથવા વશા–વશમાં રહેનારી સ્ત્રી. વશાવતા વશમાં રહેનારી સ્ત્રીવાળા. વિવશાવતા– વશમાં રહેનારી સ્ત્રી વિનાના. કળો ઇ૦—કળ અને છળ (ન) કરવા વિષે નિમોધરા! (નિયમ ધારણ કરનારી સ્ત્રી!) તું હવે તે નીમ (નિયમ) પાળ. મતલબ કે સંતાઇ રહેવું એ છળ છે માટે તેમ કરવાથી તારા નિયમનો ભંગ થાય છે. માટે તે ન થવા દેઇ પ્રકટ થા.

૩૬ સુકીર્તિ ઇ૦— જેમ દુકાળમાં (દુર્દશામાં) પુરૂષને સુકીર્ત્તિ તજીને જાય તેમ હે વરાંગના! (શ્રેષ્ઠ સ્ત્રી! હે બાળા! તમે અમને વનમાં તજીને જાઓ છો તે કેમજ ઘટે? સુવંન (સુવન)–સારૂં–મોટું વન. ધંન (ધન)—સજડ–ધીચ. સ્વ–પોતે. તિ ઇ૦– તે (ભીમ) જે કુપંકમાં (પૃથ્વીના કાદવમાં અથવા નઠારા કાદવમાં ) સુહીમ–હિમગિરિ જેવો મોટો અથવા અત્યંત ઠંડો (નિરાશાથી ઠંડો થઇ ગયેલો) અથવા બરફ જેવો ઉજળો અથવા હેમંત ઋતુમાં] કરિ (હાથીઓ) કળ્યો હોય તેવો દેખાતો હતો (આ જગોએ ધાડું વન-

દુર્વિધ તો થયો તથાપિ શોધી જાગ સર્વ રે,
વિકાસિતા તલાવડી નગે ભમી સગર્વ રે;
કુકંદરા ઝરા ઘણા મણા ન રાખી કાંઈ રે,
તથાપિ તારૂણી મળી ન જોઇ આંહિ ત્યાંહિ રે. ૩૭
પછે થયાજ કર્ષિતાય દીન શોકધાર રે,
મુહૂર્ત કાંઈ વિહ્વળાજ જ્ઞાનશૂન્ય સાર રે;
ન કાંતિ શાંતિ, ભ્રાંતિ એક ક્યાં વસે સુવામ રે?
શિથિલ દેહ શૂરગેહ તેહ ભીમ આમ રે. ૩૮
અસુર સુર ભૂર ભૂરિ માપિયા અમાપ રે,
ન શસ્ત્ર અસ્ત્ર દસ્ત્ર દાટી કાપિયાજ તાપ રે;
ન કાંઈ કીધ સાદ દીધ લીધ જીવ કુત્ર રે,
સુહસ્ત મસ્ત અસ્ત કીધ વસ્ત લીધ સૂત્ર રે. ૩૯

---

એ કાદવ, અને ગૌરવર્ણનો ભીમ એ સુહિમ કરિ, અને તેનો વનમાં પ્રવેશ એ કાદવમાં કળવું, એમ સંબંધ ઘટાવવો).

૩૭ દુર્વિધ ઇ૦—એ વિધિ ( પ્રમાણે ) દુઃખી તો થયો ઇ૦ સ્પષ્ટ છે. જાગ–જગા. વિકાસિતા ( વિકસિતા )—કમળનાં ફૂલથી ખીલેલી. નગે–પર્વતમાં. કુકંદરા—પૃથ્વીની ગુફાઓ.

૩૮ કર્ષિતા–દૂબળા. દીન ઇ૦–શોકની ધારાથી દીન. મુહૂર્ત ઇ૦–કાંઈ (કેટલાક) મુહૂર્ત લગી તે વિહવળ અને સાર ( સારી રીતે ) જ્ઞાનશૂન્ય રહ્યો. ન કાંતિ ઇ૦–તેના શરીરપર કાંતિ–તેજ નહોતું તેમ તેના મનમાં શાંતિ પણ નહોતી; માત્ર સુવામ ( સારી સ્ત્રી ) કયાં વસે છે તેજ એક ભ્રાંતિ ( ભ્રમણા ) તેના મનમાં લાગેલી હતી. શિથિલ ઇ૦–શૂરનું ગેહ ( ધામ ) એવો ભીમ તે આમ શિથિલ ( નરમ ) દેહવાળો થયો છે.

૩૯ ભૂર–ભરકૂશ–નિર્બળ માણસોનો સમુદાય. ભૂરિ–ઘણા. અમાપ–( અસુર વગેરેનું વિશેષણ ). માપિયા—તેમનું બળ આટલું છે એમ જાણી લીધું— હરાવ્યા. ન શસ્ત્ર ઇ૦—શસ્ત્ર કે અસ્ત્ર વિના પણ ( તેમના ) દસ્ત્ર (ગર્વ) દાટીને ( પોતાના અથવા પ્રજાના ) તાપ કાપ્યા. ન કાંઇ ઇ૦—કુત્ર (ક્યાંઇક તો) કાંઇ ( પ્રહાર વગેરે ) પણ કર્યું નહિ અને ફક્ત સાદજ દીધો (ગર્જના કરી) અને શત્રુઓના જીવ લીધા. સુહસ્ત ઇ૦—પોતાના સુહસ્તવડે મસ્ત પુરૂષોને અસ્ત કીધા અને ( પોતાને જોઈતી) વસ્ત (વસ્તુ) સૂત્ર ( સેહેલથી ) લીધી.

અરે તિ ભટ્ટ જટ્ટશોાજ ઝટ્ટ ઝટ્ટ રોય રે,
નફ્ફટ કાળ! ફટ્ટ તુંજ ઘટ્ટ પટ્ટ સોય રે;
કવિ કથે ઉચ્ચારી એમ ભટ્ટ ભીમ કટ્ટ રેઃ—
પડે, તડે, ચડે અરિથી તેહ ત્યાંહીં ભટ્ટ રે. ૪૦

## શ્લોક.

પાર્થ આપ, પાણિચાપ, દુઃખી જેમ, ભાખું તેમ. ૪૧

## રાગ રામવિરહાષ્ટકનો.

અરરર! શું પ્રિયા માહરી નથી! ચરરર! ચિત્ત તો લાગશે કથી;
ખરરર! ખાખ તો હું થઇ ગયો, ઝરરર! ઝાટકો છાતીમાં સંચો. ૪૨
ફરરર! ફાટતું શે નથી હૃદ્દ, ચરરર! ચાટકો શું ખમું મુદ્દ?
હરંર! હો હરિ લાજ રાખરે, ધરરર! ધ્રાશકો વા'લી પાખ રે! ૪૩

---

૪૦ ભટ્ટ—વીર. જટ્ટશો—જટ્ટ જેવો કઠણ હૃદયનો. ઘટ્ટ પટ્ટ સોય રે—ઘડામાં અને પટ ( વસ્ત્ર )માં તું શોભે છે. અર્થાત્ [ નાના મોટાનો કે સારા માઠાનો વિચાર કર્યા શિવાય ) ઘટ, પટ, આદિ સર્વમાં એક સરખી રીતે લાગુ પડનારા નફ્ફટ કાળ! તને ફટ છે!! ( કેમકે ભીમ સરખો વીર જે ઝટઝટ રૂએ તે તારૂંજ બળ છે!) કવિ ઈ૦—નફ્ફટ ઈત્યાદિ શબ્દો બોલીને પછી કવિ કહેછે કે,ભટ્ટ ભીમ કટ્ટ ( તરતજ—કટ્ટ દેઈને ) પડે—પડયો. તડે ઈ૦—જે ભીમ ભટ્ટ શત્રુઓની સામે તડે અને ચઢે તેહ ( તેજ ) ત્યાંહિ ( ત્યાં આગળ ) પડયો!

૪૧. શ્લોક—વાર છંદ. ( वार राल. ) પાર્થ— અર્જુન ( પૃથા— કુંતીનો-પુત્ર ). પાણિ ચાપ—જેના પાણિ ( હાથ ) માં ચાપ (ધનુષ્ય ) છે તે— દુઃખી ઈ૦—તે જેમ [ જેવી રીતે ] દુઃખી થયો તેમ [ તે રીત ] ભાખું છું.

૪૨ રાગ રામવિરહાષ્ટકનો—લલિત છંદ (नररलग ). નથી!—આ સ્થળમાં શું નથી! કથી ઈ૦—'મારી પ્રિયા અહીં નથી' એ વચન કથીને—કહીને બોલીને ચિત્ત ચરરર! લાગશે—સળગશે. ( 'અરરર!' વ રે સઘળા અનુકરણ વાચક શબ્દો છે. જે ક્રિયા બને છે તેની કૃતિ, રીતિ કે સ્થિતિ, એ શબ્દો સૂચવે છે. ઘણું કરીને વેહેલા મોડા બધાજ વ્યંજનોનો એમાં ઉપયોગ કર્યો જણાય છે!)

૪૩ ચાટકો—ચટકો. મુદ્દ—હર્ષથી. હરંર—હરહર! વા'લી પાખરે!—વાહાલી વિના.

કરરર! કાપશે હર્ણું તાહરૂં, ગરરર! ગોથું તો ખાઇને મરૂં;
ઘરરર! ઘંટશો ચૈડકો પડે, છરરર! છાતી તો છુંદવા તડે. ૪૪
જરરર! જાપઠે જીવનો ઝરો, ડરરર! ડૂમડો જામિયો ખરો;
ઢરરર! ઢાંકણું કાંઈ ના મળે, તરરર! તર્ફડી પ્રાણ તો પળે. ૪૫
થરરર! થાય છે અંગ તો સહુ, દરરર! દાટી જે વાત શું કહું!
નરરર! નામ શું માહરૂં જશે, ભરરર! ભાગો તો વીરતા જશે. ૪૬
બરરર! બાંગ કો આવી ઝાલશે, મરરર! મોત તો શોકમાં વસે;
યરરર! યાતના આવિયો વૃથા, રરરર! રોખ તો ગૂમની વ્યથા. ૪૭
લરરર! લીઢ જે ધાન્ય હું જમ્યો, વરરર! વંધ્ય રે સૂનુ તો ભમ્યો;
શરરર! શૂલ રે શૂરનાં અડે, ષરરર! ષંઢમાં છાપ તો પડે. ૪૮

---

૪૪ કરરર! ઇ૦—તારૂં હરણ મને 'કરરર!' એવા અવાજ સહિત કાપશે. ગોથું ખાઇને— ગુલાંટા ખાઈને—પૃથ્વી ઉપર આળોટીને—તરફડીને. ઘંટશો—ઘંટીના અવાજ જેવો. ચૈડકો —ફાળ. તડે—તારો વિયોગ છાતી છુંદવા તડે.

૪૫ જીવનો ઝરો—જીવરૂપી ઝરણ. અથવા મારા જીવના ઝરારૂપી તું. ડૂમડો—ડૂમો—ડૂમો. ઢાંકણું ઇ૦—મારા પ્રાણ તર્ફડીને (દેહમાંથી) પળે—જાય છે તેને રોકવાને હવે કાંઈ ઢાંકણું ના મળે—નથી. અર્થાત્ તુંજ અમારાપ્રાણને દેહમાં રાખવાનું સાધન છે.

૪૬ થરરર! થાય છે—કંપે છે. દાટી ઇ૦—જે વાત દાટી છે—ગુપ્ત છે તે શું કહું?—શું પ્રગટ કરૂં? અર્થાત્ મારા મનની ગુપ્ત વાતો હું તારા વિના કોને કહીશ? અથવા તેં જે વાત દાટી છે તે શું હું પ્રકટ કરૂં (પોતાને ષંઢ થવાનો ઉર્વશીનો શાપ લાગ્યો હતો તેને ઉદ્દેશીને આ કથન હશે). નામ ઇ૦—દ્રૌપદીનું રક્ષણ ન થયું માટે શું મારૂં નામ—સત્કીર્ત્તિ જશે! મારૂં નામ પણ હવે જશે! અને વીરતા—વીરપણું પણ ભાગી જશે—નાશ પામશે!

૪૭. મોત ઇ૦—આ શોકમાં અમારૂં મોત વસે છે! દ્રૌપદીના વિયોગનો શોક મોત ઉપજાવે એવો છે. યાતના—ભોગ. મનુષ્ય દેહરૂપી ભોગ ભોગવવાને હું વૃથા આવ્યો—જન્મ્યો! રોખ ઇ૦—ગૂમની (દ્રૌપદી ગૂમ થયાની) વ્યથા (પીડા) તો રોખ [રોકડી] છે!

૪૮ લરરર! ઇ.—હું જે ધાન્ય જમ્યો તે જમ્યો નથી, પણ લરરર! લીઢ [ચાટેલું] છે! અર્થાત્ જો મારાથી દ્રૌપદીનું રક્ષણ ન થયું તો તે કૂતરાની પેઠે ચાટેલુંજ છે! વરરર! ઇ૦—હું જે અરણ્યમાં ભમ્યો તે વંધ્યસૂનુ—વંધ્યા-

**સરરર!** સુંસરા ઘા અડે ઘણા, **ક્ષરરર!** ક્ષોભ તો થાય ના મણા;
**ણરરર!** ણીવ જો બાલુડી થયું, **ટરરર!** ટંકનું શૂર સૌ ગયું. ૪૯

**નગદ** કાય તો થાય તાહરી, **ન ગદ** કાંઈ જો વાત જાહરી;
**નગદ** દાનમાં તેંજ આપિયા, **ન ગદ** જોઇએ, તાપ કાપિયા. ૫૦

**ન અક** તુંજને મેં કદા કર્યું, **ન અક** નામ તો મેં સદા ધર્યું;
**ન અક** બાળિયા જેથી દુઃખમાં, **ન અક** કાઢિયાં મેંજ સુખમાં. ૫૧

---

પૂત્રના જેવું થયું ? અર્થાત્ નિરર્થક થયું. અથવા, જે સૂનું સ્થળ હું ભમ્યો તે વંધ્ય (નિષ્ફળ) થયું. શરરર! ઈ૦-મને ભલે શૂર પુરૂષોનાં શૂલ (ભાલા) અડે (ઘોચાય), પણ રખેને મારી છાપ પંઢ (નામર્દ) માં પડે! અર્થાત્ શૂરના ભાલા સારા પણ નપુંસકપણું ખોટું.

૪૯. ક્ષોભ-મનમાં ક્ષોભ થાય. ણરરર! ઇ.-હે બાલુડી! (બાળા) જો ણીવ (णी સ્વર્ગ+इ જવું+इव જેવું=સ્વર્ગ ગમન જેવું) થયું તો અમારા ટંક (તરવાર રૂપ શસ્ત્ર) નું બધું શૂર ગયું! અર્થાત્ તું મૃત્યુ પામી હોઈશ તો અમારૂં તરવારનું બળ નિરર્થક છે! અથવા (ण्+इव=णिव હોય તો) ણિવ (અસદ્ગુણી જેવું) કાંઈ જો થયું તો અમારા ટંક [મગરૂરી-pride] નું બધું શૂર ગયું જાણવું.

૫૦ નગદ ઇ૦-જો કાંઇ ગદવાત [લોકમાં ચાલતી વાત અથવા ઉડતી વાત] જાહરી [જાહેર] ન થઇ હોય, અર્થાત્ તને કોઈ લેઇ ગયું છે એમ વાત જો જાહેરમાં પસરી ન હોય તો, તારી કાયા નગદ [નિર્મળ] થાય. [નગદ-રોકડું, એ ઉપરથી લાક્ષણિક અર્થ-ચોખ્ખું.] નગદ દાનમાં ઇ.-તેંજ દાનમાં નગદ [રોકડા] આપ્યા છે. અર્થાત્ તું દાન કરનારી [પુણ્યશાળી] છે તો, અમને આ દુઃખ રૂપી ગદ [રોગ] ન જોઇએ; પણ અમારા તાપ કાપ્યા જોઇએ.

૫૧ ન અક ઇ૦—મેં તને કદા અક (દુઃખ) કર્યું નથી, તેમ મેં ન અક (अक—પાપ)—'નિષ્પાપ' એવું નામ સદા ધારણ કર્યું છે. તેમજ મેં અગ (પર્વત) બાળ્યા નથી કે જેથી હું આ દુઃખમાં પડયો છું. વળી સુખમાં રહીને મેં અગ [વૃક્ષો] કાપ્યાં નથી. તાત્પર્ય કે મારા સરખા નિર્દોષ અને નિષ્પાપને તારા વિયોગનું અસહ્ય દુઃખ ક્યાંથી ?

ન અઘ મારતાં હું જ ઓસર્યો, ન અઘ અંગમાં આવતે ફર્યો;
ન અઘ લાગી છે જો સ્વ કારણે, ન અઘ માંહી તો લાગુ ધારણે. ૫૨
ન અણિ કાઢીને પાડિયા રથો, ન અણિ અસ્ત્રથી છેદિયા રથો;
ન અણિ લીધી રાજા હણી કરી, ન અણિ ચૂકી નારી અરે ફરી. ૫૩
ન અજ આવર્યો અંગમાં કદા, ન અજ ભૂલી હું તો ગયો જદા;
ન અજ થીજ રે હારિયો પ્રિયા, ન અજ દેવની ભૂલું હું ક્રિયા. ૫૪
ન અતિ માનમાં ધ્યાનમાં ધરૂં, ન અતિ પૂજ્યનું હું જ તો કરૂં;
ન અતિ માહરી જાતથી ભણું, ન અતિ ગુણ તો કોઇથી ગણું, ૫૫

---

૫૨ ન અઘ ૯૦—હું અઘ [મનોવિકાર] ને મારતાં ઓસર્યો નથી, અંગમાં અઘ [દુઃખ] આવતાં પણ હું ફર્યો [બદલાયો] નથી, જોકે મને સ્વ કારણે [મારા પોતાના કારણથી] અઘ [નિંદા— अघ् to censure ઉપરથી] લાગી નથી, તેમજ અઘ [પાપ] માં હું ધારણે લાગુ નહિ—તેના ઘેનમાં દબાઉં નહિ.

૫૩ ન અણિ ૯૦—મેં અણિ [પૈડું ન નીકળી જાય માટે ધરીમાં ખોસેલી ખીલી] કાઢીને [કાઢી નાખીને] રથો પાડ્યા નથી—એવું અટકચાળું નિરર્થક કર્યું નથી. અથવા અસ્ત્ર [હથિયાર] ની અણિથી [ધારથી] મેં રથ [શરીરના અવયવ કાપ્યા નથી] [अणि edge of a sharp weapon–વિલ્સન.] મેં રાજાને હણી કરીને તેની અણી [હદ—સીમા] લીધી નથી—હદ દબાવી નથી. એમ છતાં પણ અરે નારી! ફરીને તું અણી ચૂકી નહિ! અર્થાત્ અમે તને એકલી છોડીને ન ગયા એ અણી [દાવ] તેં જવા દીધી નહિ અને તું અલોપ થઇ ગઇ!

૫૪ ન અજ ૯૦—મેં અંગમાં (શરીરમાં) કદા (ક્યારે પણ) અજ (કામદેવ) આવર્યો (ઢાંક્યો)નથી. અર્થાત્ હું ગુપ્ત પણે કામી થયો નથી. અને જદા [જે સમયે] હું અજ [વિષ્ણુને] ભૂલી ગયો નથી. મતલબ કે વિષ્ણુનું સ્મરણ કરીને કામ છૂપાવવાથી નિર્મુક્ત છું. [અથવા બીજી કડીનો સંબંધ એમ પેહેલી સાથે ન કરતાં ત્રીજી સાથે કરી એતો,] જ્યારે હું અજ [વિષ્ણુને] ભૂલી ન ગયો ત્યારેજ હે પ્રિયા હું અજ [શિવ] થી હાર્યો નહિ. એમ છતાં પણ મને તારો વિયોગ થયો છે માટે, એ ન અજ દેવની ૯૦— અજ દેવ [બ્રહ્મદેવ] ની ક્રિયા છે, તે હું ભૂલીશ નહિ. અર્થાત્ એ વિધાતાનુ કર્મ છે.

૫૫ ન અતિ ૯૦— હું માનમાં રહીને અતિ [અતિસ્તુતિ] ધ્યાનમાં

**ન ઇતિ દુઃખની કેમ થાય રે, ન ઇતિ ઉલટી આવી સા'ય રે;**
**ન ઇતિ જાણિયે કષ્ટકાર કો, ન ઇતિ ભાળતો સુખ ફાળકો. ૫૬**
**ન કર ભાગિયા તું ગઈ સતી, ન કર ઝાંખતો સૂર્ય શે અતિ;**
**ન કરવાર શે દુઃખની પડે, ન કર રાયનો આવીને અડે. ૫૭**
લગત લાકડું સાંકડું મળ્યું, વગત વાતથી વિશ્વમાં ભળ્યું;
જગતમાં થયું જાણ સર્વને, ભગત ભામિની છોડ ગર્વને. ૫૮

---

ધરતો નથી. તથા હું કોઈ પૂજ્યનું અતિ (અતિક્રમણ–ઉલ્લંઘન) કરતો નથી. હું મારી જાતથી (પોતાની મેળે અતિ (અતિ બડાઈ) ભણતો નથી. તેમજ બીજા કોઈનાથી મારામાં અતિ ગુણ છે એમ હું ગણતો નથી.

૫૬ ન ઇતિ ઇ૦–એમ છતાં પણ, દુઃખની ઇતિ (સંપૂર્ણતા) કેમ થાય નહિ (થતી નથી)! અને ઉલટી ન ઇતિ (દુઃખની અસંપૂર્ણતા) આવીને કેમ સા'ય છે–પકડે છે? અથવા ન ઇતિ (ઇતિ-વ્યવસ્થા)-અવ્યવસ્થા ઉલટી આવીને મને સાંય છે–પકડે છે. અર્થાત્ અમારાં દુઃખનો છેડો આવતો નથી પણ ઉલટી અવ્યવસ્થા વધે છે! વળી, અમને કષ્ટકાર (કષ્ટ કરનાર) કો (કોણ) છે, ઇતિ (એ પ્રમાણે) અમે જાણિયે નહિ–જાણુતા નથી. અને ઇતિ (એવીજ રીતે) સુખનો ફાળકો હું દેખતો નથી. અર્થાત્, સુખ દુઃખ રૂપી ફાળકાના ભ્રમણમાં દુઃખનોજ ફાળકો ઉત્તરોત્તર અમે અનુભવીએ છીએ પણ સુખનો ફાળકો જોવામાં આવતો નથી.

૫૭ ન કર ઇ૦–હે સતી! તું ગઇ અને અમારા હાથ પણ ભાગ્યા નહિ! અર્થાત્ તારૂં રક્ષણ ન થયું તો એ હાથ શા કામના છે? તેમજ તારા જવાથી સૂર્ય પોતાના કર (કિરણને) અતિ ઝાંખતો શે નથી–ઝાંખા કેમ કરતો નથી? અર્થાત્ તારા જેવી સતીના જવાથી સૂર્ય પ્રકાશિત ન રહેવો જોઇએ! તું ગઇ તેના કરતાં તો દુઃખની કરવાર (કરવાલ–તરવાર) શે ન પડે અથવા કોઈ રાયનો કર (tax) આવીને શે ન અડે?! અર્થાત્ તે અમે સહન કરીશું પણ તારો વિયોગ સહન થશે નહિ.

૫૮ લગત ઇ૦-તારે અને મારે લગત (સંબંધનું) સાંકડું લાકડું મળ્યું છે. અર્થાત્ બીજા પાંડવો કરતાં મારી સાથે તારો વધારો સંબંધ છે. અને તે વગત વાતથી (વિગતવાર વાતથી–ચોકસ વાતથી) વિશ્વમાં ભળ્યું–મળી ગયું. અને તે જગતમાં સર્વને જાણ થયું, માટે ભગત રૂપ ભામિનિ! (સાધ્વી સ્ત્રી!) તારો ગર્વ છોડી દે (અને અમને દર્શન આપ).

નયનમાંથકી પાણી પાર્થને, પડતું ત્યાં વદી શોક સાર્થને.
(શુ) અમળતા ગઈ કુરૂકુળની, કમળચક્ષથી દીનતો બની. ૫૯
વિલપતોજ કામે કરી ઘણો, ગદગદે રવે પાર્થ દામણો;
નવ વધું સુણે પાર્થનું તહીં, દીન થઇ વદે જે તહીં જહીં. ૬૦
પ્રિય અશોક વૃક્ષે લતા લપે, સુમન શી પ્રિયા તું કયમે છપે!
કદલી વેષ્ટિતા કાનને ગઈ, કદલીઝંઘ તો મેં પ્રિયા લહી. ૬૧
કરણિકારના રે સમૂહમાં, લપી ગઇ પ્રિયા નીલ રૂહમાં;
અતિ થયું હવે હાસ્ય રે સતી, બગડશે કહું સ્નેહની રતિ. ૬૨
સહિત શા મળી લેઇ નિકળ્યો, રહિત જાઉં શે તું થી વિકળો;
કિરીટી નામ તો વ્યર્થ રે જશે, મૂછ ધારી અમે પૂછ થૈ જશે. ૬૩
ભી તુજ કારણે રે સુયોધને, કરમ આ કર્યાં કાઢિયા વને;
ગઇજ રે હવે હાથથી સતી, મુદ મનો થશે કુરૂનો પતિ. ૬૪

---

૫૯ નયન ઈ૦– ત્યાં (તે સ્થળમાં) શોકના સાર્થને (સમુદાયને) વદી (બોલીને) પાર્થને (અર્જુનના) નયનમાંથી પાણી પડતું હતું. તે પોતાનાં કમળ સમાન ચક્ષ (ચક્ષુ) થી બોલ્યો કે, શું દીન બનીને કુરૂકુળની અમળતા (નિર્મળતા) ગઈ!! (**વિતર્ક** તથા **ગ્લાનિ** ભાવ). ૬૦ રવ–શબ્દ. દામણો–દીન. જે–યુધિષ્ઠિર, ભીમ, વગેરે.

૬૧ પ્રિય ઇ૦– (દ્રૌપદીને સંતાઈ ગએલી જાણીને અર્જુન કહેછે.) હે પ્રિયા અશોક વૃક્ષમાં જે લતા છે તેમાં તું લપે (સંતાય છે) પણ સુમન (પુષ્પ સરખી) તું કેમ કરીને છપે! (છૂપી રહી શકે!) મતલબ કે મેં તને દીઠી છે માટે પ્રકટ થા. કદલી ઈ૦–કદળી(કેળ)થી વેષ્ટિતા (વીંટાયલી) કાનન (વાડી) માં તું ગઈ છે. પણ કદળી જેવી જંઘાવાળી પ્રિયાને–તને મેં લહી છે.

૬૨ કર્ણિકાર– કરેણુ. નીલ રૂહ–લીલું ઘાસ. અથવા (નીલ પંકેરૂહ) માનીએ તો કાળાં કમળ. રતિ–પ્રીતિ.

૬૩ સહિત ઈ૦--શામળીને (કૃષ્ણા–દ્રૌપદીને) હું સહિત (સાથે) લેઈને નિકળ્યો છું અને હવે હું તારાથી રહિત અને તેથી વિકળ (અંગહીન–ઘેલો) થઈને કેમ જાઉં? કિરીટી–મુકુટવાળો (અર્જુન).

૬૪ ભી ઈ૦– તારેજ માટે અમને ભય હતો; કેમકે તારેજ માટે સુયોધને (દુર્યોધને) આ કરમ કર્યાં અને વનમાં કાઢ્યા છે. તે સતી જવે (જ્યારે)

સુવનિતા વિના મંદિ રે વસું, દ્રુપદરાયને ભેઠોં કૌ' કશું;
નિરદયો થયો વીર્ય સૌ ગયું, વણિક પેઠ વિયોગને સહું. ૬૫

જનક ધન્ય જે નાકમાં વશ્યા, જનની દુઃખમાં આવીને ફશ્યાં;
અરિનીં પાળીં જે પુરી રે પ્રિયા, તું વિણ શું કરૂં સુખની ક્રિયા. ૬૬

હૃદય ભંજના તું ગઈ જદા, હૃદય ભંજ તો હું કરૂં તદા;
વદીં મુખે હૃદે મુષ્ટિ મારતો, પડી ગયો કુમાં બધું ડારતો. ૬૭

## શ્લોક.

નકુલ દુઃખી, સંદેવ દુઃખી, ન કોઇ સુખી, સુરાજરૂખી. ૬૮

## શ્લોક.

નકુલ ને સહદેવ, વિલપતા તે ઘણા ઘણા;
રડતા કૂટતા કર્મ, રે ધન જન દામણા. ૬૯

તદપિ રાખીંને ધીર, બંધુ બે મળીં વારતા;
પડિયા ત્રણ જે ભોમ, આપતા તેહ ધારતા. ૭૦

---

હાથથી ગઇ, ત્યારે કુરૂદેશનો પતિ દુર્યોધન મુદમનો (મનમાં મુદ-હર્ષ) પામેલો થશે! (**અસૂયા** નામે ભાવ). ૬૫ સુવનિતા ઇ૦- (**દૈન્ય** નામે ભાવ).

૬૬ જનક ઇ૦-અમારા પિતા પાંડુ જે નાક(સ્વર્ગ)માં વશ્યા-મૃત્યુ પામ્યા તેમને ધન્ય છે, ( કેમકે તેમને આ દુઃખ જોવું ન પડયું ) અને અમારાં જનની ( માતા-કુંતી ) દુઃખમાં આવીને ફશ્યાં છે. અરિની ઇ૦-હે પ્રિયા! અરિ ( દુર્યોધન)ની પાળેલી ( રક્ષેલી ) જે પુરી ( નગરી-હસ્તિનાપુર ) તેને જીતી લીધા પછી પણ તેમાં હું તારા વગર સુખની ક્રિયા શું કરૂં! ( **નિર્વેદ** નામે ભાવ ).

૬૭ કુ-પૃથ્વી. બંધુ ડારતો-રખેને મરી ગયો કે શું એમ તેના ભાઇઓને ભય ઉત્પન્ન કરતો. ( **મોહ.** ) ૬૮ શ્લોક-વિલાસ છંદ. સંદેવ-સહદેવ. સુરાજરૂખી-સારા રાજર્ષિ ( પાંડવો ).

૬૯ શ્લોક-અનુષ્ટુપ્. રે ઇ૦-અરે અમે ધન ( રાજ્યાદિ ) અને જન ( દ્રૌપદી ) બન્નેથી દામણા-દીન થયા છીએ.

૭૦ વારતા-શોક કરતાં અટકાવતા. ધારતા-ધારણા-ધીરજ.

રે ધીર વીર શું આમ, સીદાઇ શીદને મરો,
શોધો વન ઉપવન, તો દુઃખ દરિયો તરો. ૭૧
ભીમની પાસ નકુલ, જાઇ શાંતવન કરે;
અતિ રૂડા વદી બોલ, શોક સંમૂળગો હરે. ૭૨
હે મહાબળ! હે ભીમ! તું સરખો કુમાં પડે;
શું કરશે સહુ સાથ, આમ રાયજી તું રડે. ૭૩
રાક્ષસ આદિ અસુર, જોઈ ભાઈ તુને હસે;
ન શોધે વનિતા ભૂર, શોકાગ્નિમાં સુખ હશે? ૭૪
ભક્ષી ગયું કદી કોઈ, પ્રાણી પક્ષી વળી પશુ;
ચીરી ઉદર સંમૂળ, હે વીર! લે તિના અસુ. ૭૫
મહાપરાક્રમી છું તું, લોકો બલિષ્ટ તો લહે;
તે બળ દાખી શત્રુને, દ્રૌપદી લાવિયો કહે. ૭૬
જો વિચારી અરે બંધુ, અગ્નિ સ્પર્શે ન પ્રાણીને;
તે પેઠે આપત્તિ મૂકે, તેવો દાખો સુજાણીને. ૭૭

---

૭૧ સીદાઇ ઈ૦–શિથિલ થઈને–હામહારીને. ૭૨ સંમૂળગો–સંમૂળ–બિલકુલ. ૭૩ કુ–પૃથ્વિ, રાયજી–યુધિષ્ઠિર. ૭૫ અસુ–પ્રાણ.

૭૬ લોકો ઇ૦–લોકો તેને બલિષ્ટ ( સર્વથી બળવાન ) લહે ( જાણે છે ). તે તારૂં બળ શત્રુને દાખીને ( જણાવીને ) 'હું દ્રૌપદી લાવ્યો' એમ તું કહે. અર્થાત્ પરાક્રમ કરી બતાવ.

૭૭ જો ઈ૦–અરે બંધુ! તું વિચારીને જો કે, જો અગ્નિ કોઇ પ્રાણીને સ્પર્શે નહિ ( બાળે નહિ ) તો, તે પેઠે ( તે અગ્નિની પેઠે ) આપત્તિ પણ ( કોઇ પ્રાણીને ) મૂકે–છોડી દે; પણ સુજાણીને ( સારી રીતે જાણીને–શોધ કરીને ) જો તેવો કોઈ હોય તો દાખો ( બતાવો ). અર્થાત્ અગ્નિ જેમ કોઈ પ્રાણીને સ્પર્શ કર્યા વગર ( બાળ્યા વગર ) રહેતો નથી તેમ આપત્તિ પણ કોઈને સ્પર્શ કર્યા વગર રહેતી નથી–જેને માથે આપત્તિ નહિ આવી હોય તેવો કોઈ છેજ નહિ. નીતિશાસ્ત્રમાં પણ કહે છે કે "कस्यदोषःकुलेनास्तिव्याधिना-केनपीडिताः? व्यसनंकेननप्राप्तंकस्यसौख्यंनिरंतरम्–કોના કુળમાં કલંક નથી? રોગથી કોણ પીડાયો નથી? કોને સંકટ પ્રાપ્ત થયું નથી? અને કોનું સુખ નિરંતર છે?–અર્થાત્ કોઈનું નહિ".

અગ્નિની બાળે સર્વ તેમ, આપત્તિ આવીને અડે;
શાણા તે કુલટાને તો, ભોગવે ના ભ્રમે પડે. ૭૮
ક્ષણે જાયે ક્ષણે આવે, તો શોક શીદને કરો;
કૃષ્ણા આણી હતી જેમ, ગઈ પાછી તિને ધરો. ૭૯
સુખનો અંત તે દુઃખ, દુઃખનો અંત છે સુખે;
છે ઘટમાળ એ મોટો,( તો ) ગ્લાનિ આણવી શે મુખે. ૮૦
પછી અજાતશત્રુને, વારતો તે વળી વળી;
ઇંદ્રિયજીત ! રે ભાઇ ! શે જાઓ શોકમાં મળી ૮૧
ઉઠો ખોળો સુનારીને, જ્યેષ્ઠત્વ મનમાં ધરી;
નેતા ! જો પડશો આમ, તો હસે તમને હરિ. ૮૨
શોભા શશિ વિષે જેમ, પ્રકાશ અર્કમાં વસે;
ગતિને વાયુ તો ધારે, રે ક્ષમા ક્ષિતિ ઉલ્લસે. ૮૩
એ ચારે બંધું ! છે તુમાં, અધિકો યશ ઉજ્વળો;
તો શે ભૂમાં પડી રોય, દુઃખસહ્યો દુખે બળ્યો. ૮૪

---

૭૮ ઉપર કહેલી વાતની સ્પષ્ટતા કરે છે: અગ્નિ ઈ૦—સ્પષ્ટ છે. જે પુરૂપ હોય છે તે, તે આપત્તિ રૂપી કુલટા-વ્યભિચારિણીને ( પ્રત્યેક પુરૂષોનો સ્પર્શ કરે છે માટે આપત્તિને વ્યભિચારિણીનું રૂપ આપ્યું છે ) ભોગવેછે અને ભ્રમમાં પડતા નથી.

૭૯. કૃષ્ણા ઈ૦—જેમ કૃષ્ણા ( દ્રૌપદીને ) પરાક્રમ કરીને આણી હતી તેમ તે પાછી ગઈ તેને પણ ધરો ( પરાક્રમથી ) પકડી લાવો.

૮૧ અજાતશત્રુ—જેનો કોઇ શત્રુ જન્મ્યો નથી એવો—યુધિષ્ઠિર. ઇંદ્રિય જિત ઈ૦— હે ઇંદ્રિયજિત ! ( હેતુગર્ભિત વિશેષણ—તમે ઇંદ્રિયજિત છો ત્યારે તમારે શોક શાનો? ) તમે શોકમાં શે મળી જાઓ છો?

૮૨ જ્યેષ્ઠત્વ—મોટાપણું. નેતા—નાયક—અગ્રેસર. હરિ—કૃષ્ણ. ૮૩ અર્ક—સૂર્ય. રે ક્ષમા ઈ૦—ક્ષિતિ ( પૃથ્વી ) ક્ષમા કરવામાં ઉલ્લસે ( શોભે છે ).

૮૪ એ ચારે ઈ૦—હે બંધુ ! તારામાં એ ચારે ! ( ચંદ્ર જેવી શોભા, સૂર્ય જેવો પ્રકાશ—પ્રતાપ, વાયુ જેવી ગતિ—વેગ, અને પૃથ્વી જેવી ક્ષમા ) છે, અને ઉજ્વળ યશ એ તારામાં અધિક છે. દુઃખ—સહ્યો ઈ૦—દુઃખ સહી રહેનારો અને દુઃખથી બળેલો થઈને શામાટે પૃથ્વી પર પડી રૂએછે?

રે નપુંસકને મોહે, મોહી નારી તજી તમે;
હવે પુરૂષને સ્પર્શો, તો ખોશો નારી કૈ' અમે. ૮૫
એમ વાર્યા દ્વયે બંધુ, નકુલે તહીં તો તદા;
સહદેવ હવે વારે, મૂકો કિરીટી! આપદા. ૮૬
પત્નીવ્રત રઘુનાથ! પાળિયે એમ કો કહે;
કૃષ્ણને જ્ઞાનની ગોષ્ટ, કરવા ચિત્ત કો ચહે. ૮૭
પરશુધ્ધર! શૂરા હો, એમ શું કથવું પડે;
* * * * ૮૮
બલિ! દાનેશ્વરી થાઓ, યાચક શું ઇમે ભણે;
રચવી સૃષ્ટિ તે બ્રહ્મા, (શું) ભૂલે નારી નર કો ગણે. ૮૯
દશાનન તું થા ક્રોધી, મહાદેવજી જ્ઞાની રે;
મેં પાર્થ એમ તુંને તો, શીખ દેવીજ માની રે. ૯૦

---

૮૫ રે ઇ૦– દ્યૂત (જુગટું) રૂપી નપુંસકના મોહથી મોહીને રાજ્યધાની રૂપી નારી તજી છે; હવે જો મોહ રૂપી પુરૂષને સ્પર્શો છો તો તમે નારી (દ્રૌપદી) પણ ખોશો એમ અમે કહું (કહીએ છીએ).

૮૬ દ્વયે–બે (ભીમ અને યુધિષ્ઠિર). વારે–અર્થાત્ શાંત કરે. કિરીટી!–અર્જુન! ૮૭ ગોષ્ટ–વાત.

૮૮ પરશુધર ઇ૦–હે પરશુધર! તમે શૂરા થાઓ, એમ કથવું પડશે શું! (આ શ્લોકમાં એક લીટી–અરધો શ્લોક ખૂટે છે. મૂળ પ્રતમાં તે લીટી નાશ પામેલી છે. દૃષ્ટાંત માટે રામ, કૃષ્ણ અને પરશુરામ એ છેલ્લા અવતાર કવિએ પસંદ કર્યા છે ત્યારે તેની સાથે વિરાટ્ સ્વરૂપ વામનનું દૃષ્ટાંતના આપ્યું હોય એમ સંભવે છે. અથવા તેની પછીના 'બલિના' દૃષ્ટાંનના સંબંધથી રાજ્યનીતિમાં પ્રવીણ શુક્રનું દૃષ્ટાંત હોવાનો સંભવ છે. જો એમ હોયતો "વિરાટ્ને વ્યાપવા માટે શીખ દેનાર કો જડે" અથવા "શુક્રને રાજનીતિની શીખ દેનાર કો જડે" એવું કોઇ પદ હોઇ શકે.)

૮૯ રચવી ઇ૦–બ્રહ્મા સૃષ્ટિ રચવી ભૂલે—એમ કોઇ નર કે નારી ગણે છે શું?

૯૦ દશાનન ઇ૦–હે દશાનન! (રાવણ!) તું ક્રોધી થા, હે મહાદેવજી! તું જ્ઞાની થા, એમ શીખામણ દેવી પડે છે શું! હે પાર્થ! તને શીખ દેવી તે મેં એવીજ માની છે.

રે પાશુપત પામ્યો તું, પાર્વતીપતિની કને;
વરૂણ યમનાં અસ્ત્ર, પામીઓ તું ખરે મને. ૯૧
વાસવે આપિયાં તુને, વજ્રાદિક મહાબળી;
તેના બળથકી વીરા, (શું) ગઈ દ્રૌપદી ના મળી! ૯૨
જો કષ્ટથકી હારો તો, કો પ્રાકૃત કષ્ટ શું સહે;
નહુષ ને યયાતિ જો, સ્વર્ગથી પડિયા કહે. ૯૩
યત્ને તે તો ગયા પાછા, તેવા ધૈર્યે તું તો રહે;
જો આ જગતી મા'માતા, ચલાયનપણું ગ્રહે. ૯૪
સર્વનાં નયનો સૂર્ય, અને ચંદ્ર નભે વસે;
રાહુનું દુઃખ છે તેને, તો કહો સુખી કો હશે. ૯૫
મોટાને કર્મ ના છોડે, શું છોટા ત્યાં કહો કરે;
કદા કૃષ્ણા થઈ નાસ? તોપણ તું વિલ્પે અરે! ૯૬

---

૯૧ પાર્વતીપતિ–શિવ.કને–કનેથી (પાસેથી). પાશુપત–એ નામનું અસ્ત્ર ખરે મને–ખરા મનથી. તેમણે તને ખરા મનથી આપ્યાં છે.

૯૨ વાસવ–ઈંદ્ર. મહાબળી–મોટા બળવાળાં. ના મળી!–નહિ મળશે શું?

૯૩ જો ઇ૦–જો તમે કષ્ટથી હારશો તો કોઇ પ્રાકૃત (સાધારણ) મનુષ્ય તે આવું કષ્ટ શું સહે (સહન) કરે? કષ્ટ સહન કરનારાનાં ઉદાહરણ આપે છે. નહુષ ઈ૦–સ્પષ્ટ છે. કહે–(લોકો–પુરાણ કર્તાઓ કહે).

૯૪ યત્ને—યત્ન કરવાથી. જો આ ઈ૦—જો કે આ જગતી (પૃથ્વી) રૂપી માંમાતા (મહામાતા) પણ ચલાયનપણું (ચલિત થવા પણું) ગ્રહેછે (ધારણ કરે છે)—પૃથ્વી પણ કંપે છે! અર્થાત્ દુઃખ સર્વને આવે છે એમ સમજી ધૈર્ય રાખવું.

૯૫ સર્વનાં ઇ૦—સર્વનાં નયનો (નયન–નેત્ર રૂપ) સૂર્ય અને ચંદ્ર જે નભે (આકાશમાં—મતલબ કે નિર્ભય સ્થાનમાં) વસે છે તેને પણ રાહુનું દુઃખ છે. તો પછી સુખી કોણ હોય?

૯૬ દષ્ટાંતો કહીને ઉપસંહાર કરે છે: મોટાને ઇ૦—સ્પષ્ટ છે. કદા ઈ૦–કૃષ્ણા (દ્રૌપદી) કદા (ક્યારે) નાશ થઇ છે (મૃત્યુ પામી છે)? નથી પામી તોપણ તું, અરે! વિલ્પે છે (વિલાપ કરે છે એ ખેદ કારક છે)!

બુદ્ધિમાનોનું છે કાર્ય, યોગ્યાયોગ્ય ઈ આચરે ;
લાગી કર્મની જે ટાંક, ભાગી ભાગે ન આખરે. ૯૭
ભોગવે છૂટશો ભાઈ! જોગવે જુગતી કશી ;
ન ભોગદારી બીજો છે ન ભોગદારી ભૂખ શી. ૯૮
પ્રજ્ઞાવાળા મહાબંધુ ! તમને બોધી હું શકું ?
બૃહસ્પતિ ભૂલે ભાઇ ! કિંતુ શોકિત છો બકું. ૯૯
ઉઠો ઉઠો કરો યત્ન, શત્રુ લાવોજ સાણસે ;
નહિતો મેળવ્યાં અસ્ત્ર, તેને કો' કોણ માણશે. ૧૦૦
એમ બંને મળી વારે, તેથી સાવધ થાય રે ;
હરનારા પરે ક્રોધે, ભરી સન્મુખ જાય રે. ૧૦૧
પડે તડે અડે ઉભા, તોય વાટ તણાય રે ;
એ વિધિ દુઃખી પાંડુનંદન કુઅંક હર્ખાય રે. ૧૦૨

---

૯૭ બુદ્ધિમાનોનું ઈ૦—બુદ્ધિમાન પુરૂષોનું કાર્ય છે કે યોગ્યાયોગ્ય જોઇને તે પ્રમાણે આચરે છે.

૯૮ ભોગવે—ભોગવ્યે. ભોગવે ઈ૦—ત્યાં શી જુક્તિ જોગવે ( કરે ) ? ન ભોગદારી ઈ૦—કરેલાં કર્મનો ભોગદારી ( ભોગવનાર ) બીજો નથી; અને જો ભોગદારી ( ભોગવવાપણું ) ન હોય તો ભૂખ શી છે ( તૃષ્ણા શી છે ) ? અર્થાત્ જો કર્મ ભોગવવાપણું ન હોય તો-પછી તેને બીજી શી વસ્તુની ગરજ છે ?-ત્યારે તેને શોક પણ શી વસ્તુનો થાય ? એ **ભાવ** છે.

૯૯ પ્રજ્ઞાવાળા ઈ૦—હે પ્રજ્ઞા ( બુદ્ધિ ) વાળા મહા ( મોટા ) બંધુ ! હું તમને બોધી શકું ? ( હું તમને બોધ કરવાને શું યોગ્ય છું ? ) તમને બોધ કરતાં બૃહસ્પતિ પણ ભૂલે એમ છે; કિંતુ ( પણ ) તમે શોકિત ( શોકગ્રસ્ત ) છો માટે હું તમને બકું ( જેવું તેવું કહું છું ).

૧૦૦ સાણસે-કબજામાં. માણશે-ભોગવશે.

૧૦૧ બંને—નકુલ અને સહદેવ. હરનારા ઈ૦—દ્રૌપદીને હરનારાની ઉપર ક્રોધે ભરી ( ભરાઇ ) ને તેની સન્મુખ ( સામે ) જાય .

૧૦૨ પડે-( પૃથ્વી ઉપર ). તડે-( શત્રુની સામે ). અડે ઈ૦—ઉભા રહીને અડે અટકી રહે ). તોય ઈ૦—તોય વાટે તણાયા જાય. કુઅંક ઈ૦—કુ ( પૃથ્વી ) ઉપરનાં અંક ( ચિન્હ )થી પાંડુનંદનો હરખાય છે. અર્થાત્ જયદ્રથ દ્રૌપદીને લેઈ જતો હતો તે વારે દ્રૌપદીએ પૃથ્વી ઉપર જે વસ્તુઓ નાખી દીધેલી તે જોઈને તેઓ તેનો માર્ગ જડવાથી હરખાતા હતા.

## શ્લોક.

**અંકથી હરખાય** પાંડવ જેહ દ્રૌપદી નાખિયાં,
**અંકથી હરખાય** પાંડવ, એહ દ્રૌપદી રાખિયાં;
**અંકથી હરખાય** ખાયજ તેહ અંક પરે પુજ્ય;
**અંકથી હરખાય** ના હરખાય નેહ ધરે પૂજ્ય. ૧૦૩

## વલણ.

કુઅંક જોઈ ખુશી થતા, સુઅંકમાં બેસાડતા રે;
અંક નિધિથી હરખતા, તે અંકે સુખ પાડતા રે. ૧૦૪

---

૧૦૩ શ્લોક—ચર્ચરી અથવા વિબુધપ્રિયા છંદ. ( રસજજભર ) અંક-થી ૪૦—દ્રૌપદીએ રસ્તામાં જે અંક ( ચિન્હ—ચિન્હદર્શક વસ્ત્રાભૂષણ ) નાખ્યાં હતાં તે અંકથી પાંડવો હરખાય ( હરખાતા હતા ). તેમજ પાંડવો તેજ અંકથી ( ખોળાથી ) હરખાતા હતા. ( એવી રીતે કે ) એહ ( એજ અંક—ખોળા ઉપર ) દ્રૌપદી રાખિયાં—દ્રૌપદીને બેસાડયાં હતાં. (આ શ્લોકમાં અને પછીના વલણમાં 'અંક' શબ્દ તો તેનો તેજ પણ જૂદે જૂદે અર્થે લેઇને કવિએ શ્લેષથી બનતા ચમત્કાર દર્શાવ્યા છે ). વળી જે અંક ( નવ સંખ્યા—નવ નિધિ—અર્થાત્ સંપત્તિ )થી પાંડવો હરખાય અને ખાય ( ભોજનાદિ પામે ) તે અંક ( નિધિ ) ઉપર પુજ્ય ( મીંડું વળી ગયું —અર્થાત્ તે નવ નિધિ રૂપ સંપત્તિ દ્રૌપદી જવાથી નાશ પામી ). પાંડવોને સૂર્યે અક્ષય્યપાત્ર આપ્યું હતું, તેમાંથી દ્રૌપદીએ ભોજન ન કર્યું હોય ત્યાં સુધી અન્ન અક્ષય રહેતું, એવી ભારતમાં કથા છે. માટે એ અક્ષય્યપાત્ર રૂપ નિધિનું ખરૂં અવલંબન દ્રૌપદી હતી, તેના જવાથી પાંડવોનો હર્ષ અને ભોજન બન્ને ગયાં એમ કહેવાનો કવિનો અભિપ્રાય છે. વળી પૂજ્ય પાંડવો દ્રૌપદીએ રસ્તામાં નાખેલાં ચિન્હથી હરખાય તો ખરા, પણ પ્રત્યક્ષ દ્રૌપદી તેમના ઉપર જે નેહ ધરે તેથી જેવા હરખાય, તેવા, તેનાં નાખેલાં અંક માત્ર જોઇને હરખાય નહિ. કવિ આ પદથી એમ સૂચવે છે કે, ' પાંડવ હરખાય ' એમ જે મેં કાવ્યમાં કહ્યું છે તે ઉપરથી એમ ન સમજવું કે પાંડવોના મનમાંથી હવે કલેશ જતો રહ્યો, કેમકે તેનાં ચિન્હ જોઈને પણ તેની પ્રાપ્તિની આશાથીજ તે હરખાતા હતા; ખરેખરા તો તેના નેહથીજ હરખાતા હતા. અહીં અંક શબ્દની જૂદે જૂદે અર્થે આવૃત્તિ છે માટે **યમકાલંકાર**. દ્રૌપદીની ભાળ રૂપ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થવાથી પાંડવોના મનની પ્રસન્નતા વર્ણી છે. તે હર્ષ નામે વ્યભિચારી ભાવછે.

૧૦૪ કુઅંક ૪૦—દ્રૌપદીને જેઓ પોતાના સુઅંકમાં (સારા ખોળામાં)

## કડવું ૧૯ મું.

### શ્લોક.

**સુપાંડુતનો દુઃખ ધારી કરી, વિલપે પથ માંહીં સુપાંડુ બની,**
**બની વિલપે દીન આખડી અન્ન વળી અંબ નીવિ લપેય મની;**
**મનિત તજ્યા યમ નિયમને, ઇકિ નારીનું નામ નિતેજ ભણી,**
**ભણી ભજને ગઈ જે, પથમાં ધન નાજ ભણી ભજમાન ગણી. ૧**

---

બેસાડતા તે પાંડવો કુઅંક (પૃથ્વી ઉપર પડેલાં તેનાં વસ્ત્રાલંકારાદિ ચિન્હ જોઇને ખુશી થતા. તેમજ જેઓ અંક (નવ) નિધિથી—નવ નિધિ રૂપ દ્રૌપદીથી હરખતા તે પાંડવો (આજ હવે) અંકે (તેણે નાખેલાં નિશાની રૂપ વસ્ત્રોવડે (પોતાના મનમાં) સુખ પાડતા (સુખનો પ્રવેશ કરાવતા). મતલબકે તેમને તેનાં વસ્ત્રાદિ જોઈને ખુશી થવા વારો આવ્યો! અથવા,—જે અંક (નવ નિધિ રૂપ દ્રૌપદી)થી તેઓ હરખતા તે અંકે (અંક વડે—પૃથ્વી—પર નાખેલા વસ્ત્રાદિનાં ચિન્હવડે પાંડવો પોતાના સુખને પાડતા (નાશ કરતા). જેથી હરખવું તેથી સુખનો નાશ થવો એ વિરોધ જેવું જણાય છે માટે **વિરોધાભાસ અલંકાર** "आभासत्वेविरोधस्यविरोधाभासइष्यते" (કુ૦ કા૦)

૧ શ્લોક—મલ્લિકા છંદ (૭ જગણુ ૧ લઘુ અને ગુરૂ). સુપાંડુ ઇ૦— પાંડુના સારા પુત્રો દુઃખને ધારી કરીને (સંપૂર્ણ દુઃખી થઈને) પથ માંહી (માર્ગમાં) સુપાંડુ (અતિશય પાંડુર—ધોળા—ફીક્કાવર્ણના) બનીને વિલપે છે. બની ઈ૦—તેઓ દીન બનીને વિલપે છે. (કેમકે) તેમણે અન્ન તથા અંબ (અંબુ—જળ)ની આખડી લીધી છે. તેમના મની (મનમાં) નીવિ (થાપણ—દ્રૌપદી રૂપી થાપણ કે ભંડોળ) લપેય (છાનો રહેલો છે). મતલબકે તેમના મનમાં જે દ્રૌપદીનું ચિંતવન છે તેથી પણ તેઓ દીન બની ગયા છે. મનિત ઈ૦—તેમણે નિતે (નિત્ય—નિરંતર) નારીનુંજ એક નામ ભણીને (જપીને) મનિત (વિચારેલા—જાણેલા) યમ (અહિંસા વગેરે) અને નિયમ (શૌચ વગેરે) તજ્યા. ભણી ઈ૦—તેમણે દ્રૌપદીને ભજમાન (પોતાની સેવા કરવાને તત્પર—પોતાના ઉપર પ્રીતિ રાખનારી) ગણીને, પથમાં (માર્ગમાં) જે ધન (નાસતી સેનાનું પડી ગયેલું કે બીજું) મળ્યું તેને નાજ ભણી (દ્રવ્ય લોભથી લેવાની ના કહી, અથવા નહિ ભણી-લેઈને), જે ગઇ હતી (જેનું હરણ થયું હતું) તે દ્રૌપદીને ભજનવડે ભણી (તેના નામનો જપ કર્યો). આ છંદમાં દરેક પદના છેવટના

## ચાલ છંદની.

ધરે ના મને તો પડ્યું ધંન જાતા,
ધરે એક નારી સુધ્યાની ભજાતાં;
લહે ના લહે પાદપો સૃષ્ટિ શોભા,
નિહાળે પડ્યાં પાદ જે જંન ખોભા. ૨

ગઈ રે ગઈ એમ મુખેથી ભાખે,
નહીં અન્ય જલ્પે અતિ દુઃખ દાખે;
અહો હે વિભુ! શાં કર્યા ગૂઢ પાપો,
ગયાં રાજ રાણી હવે કષ્ટ માપો. ૩

નહિ ભાળ લાગે સહી ચિત્ત લાગે,
કહીં બાળ લાધે તહીં જાઉં આગે;
પડ્યાં પાદ દર્શે ન આવીજ સ્પર્શે,
સતી કોણ હર્શે પૂંષા તોય ખર્શે. ૪

---

એ અક્ષરો તેની પછીના પદની આરંભમાં આવે છે માટે **સિંહાવલોકન.** છંદમાં જે અક્ષરો મોટા છાપેલા છે તેની વારંવાર આવૃત્તિ છે માટે **યમક.**

૨ ચાલ છંદની—ભુજંગી છંદ. ધરે ઈ૦—(રસ્તે) જાતાં જે ધન પડ્યું હોય તે મનમાં ધરે નહિ, પણ તે સુધ્યાની (સારા ધ્યાનવાળા પાંડવો) એક (માત્ર) નારીને ભજાતાં (ભજતાં—નારીનું ભજન કરતાં કરતાં) તેનેજ મનમાં ધરે. લહે ઈ૦—તેમની આજુ બાજુ સૃષ્ટિની શોભા રૂપ જે પાદપો (વૃક્ષો) હોય તેને તેઓ ના લહે (એ જુકે નહિ પણ જુએ, અથવા જુએ તે નહિ જોયા બરાબર જુએ), પણ ત્યાં થઈને ગયેલા જનના ખોભા (ખોભણો) રૂપ જે પાદ (પગલાં) પડ્યાં હોય તેને નિહાળે છે. ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ ન થવાથી કાળ ક્ષેપનું સહન ન કરી શકવું વગેરે વર્ણવ્યું છે માટે **ઔત્સુક્ય** નામે વ્યભિચારી ભાવ.

૩ જલ્પે—બોલે. ગૂઢ—છાનાં. ગયાં ઈ૦—રાજ્ય અને રાણી બન્ને ગયાં; હવે તમે અમારૂં કષ્ટ માપો (માપ કરો) કે અમે કેટલું બધું ભોગવ્યું છે!!—અર્થાત્ અમાપ છે તે માપમાં લાવો—કમી કરો.

૪ નહિ ઈ૦—પાંડવ કહે છે કે, દ્રૌપદીની ભાળ લાગે નહિ (લાગતી નથી) તેથી સહી (નિશ્ચય) ચિત્ત લાગે (મન સળગે છે) અર્થાત્ દિલ બળે છે,

કરેછે વિલાપો તનુ સાહિ તાપો,
જડચા કર્ણકાપો સુમોતીની છાપો;
ધરી હસ્ત માંહી નિહાળી નિહાળી,
જુવે ને રૂવે છે ગઈ ક્યાંહીં કાળી! ૫

અરે કાપ તારા અમો કાજ નાખ્યા!
અરે કાપ કાપો હૃદે દાબી ભાખ્યા;
અહો નારી શું કર્ણ છે તુંજ શૂન્યે!
કર્યા જેહ મૂર્ખે હર્યું સવ પુણ્યે! ૬

---

જે કહીં ( કોઈ જગાએ ) પણ બાળ ( બાળા–સ્ત્રી ) લાધે–જડે તો અહીંથી આગે ( આગળ ) તહીં ( ત્યાં ) પણ જાઉં. તેનાં પડેલાં પાદ ( પગલાં ) દેખાયછે પણ તે આવીને સ્પર્શ કરતી નથી! ( આમ કલ્પના કર્યા પછી તેને કોણે હરણ કરી હશે તેનો નિશ્ચય ન થવાથી તર્ક કરે છે કે, ) સતી ઈ૦—એ સતીને કોણ હરશે? જો કદી તે હરણ કરનાર પૂષા ( સૂર્ય ) હશે તોપણ તે ખરશે ( નાશ પામશે ). **વિતર્ક** નામે વ્યભિચારી ભાવ.

૫ તનુ ઈ૦—તનુ ( શરીરે ) તાપો સાહિ ( સહન કરીને ) તે વિલાપો કરે છે, ( એવામાં રસ્તામાંથી યુધિષ્ઠિરને દ્રૌપદીના ) કર્ણકાપો—કાનના કાપ ( એક જાતનું કાને પેહેરવાનું ઘરેણું ) જેને સારાં મોતીની છાપો જડી હતી તે જડચા. કાળી ( કૃષ્ણા–દ્રૌપદી ). અલંકારથી દ્રૌપદીનું સ્મરણ વર્ણવ્યું છે માટે **સ્મૃતિ** નામે વ્યભિચારી ભાવ.

૬ કાપને જોઇને યુધિષ્ઠિર બોલે છે: અરે ઈ૦—અરે દ્રૌપદી! તેં તારા કાપ અમારે કાજે ( અમને તારા માર્ગનું ભાન થવા માટે ) નાખ્યા છે!! પછી તેણે તે કાપને હૃદે ( છાતીએ ) દાબીને કહ્યું કે અરે કાપ! તમે ( મારા હૃદયને ) કાપો! વળી કાપને જોઈને તેને દ્રૌપદીના કાનની સ્મૃતિ થાય છે. એટલે બોલે છે. અહો ઈ૦—અહો નારી! શું તારા કાન શૂન્ય ( અલંકાર રહિત ) છે? અથવા શું અમારો વિલાપ સાંભળતી નથી માટે શૂન્ય ( બેહેરા ) છે? કર્યા ઈ૦—જે મૂર્ખે તારા કર્ણ શૂન્ય કર્યા છે ( તારૂં હરણ કરી તારા કર્ણ શૂન્ય થવાનો પ્રસંગ આણ્યો છે ) તેણે પોતાનું સર્વ પુણ્ય હર્યું છે ( નાશ કર્યું છે )! આ શ્લોકનાં ચાર ચરણમાં અનુક્રમે **વિતર્ક, મોહ, સ્મૃતિ, અને અમર્ષ** નામે વ્યભિચારી ભાવ વર્ણવ્યા છે.

વદી એમ યુધિષ્ઠિરે કાપ લીધા,
નિહાળીજ અશ્રુથી ભીંજાવીં દીધા ;
વધ્યા આગળે પંચ બંધુ ઉમંગી,
તદા ત્યાં જડ્યો હાર નાખ્યોજ વ્યંગી. ૭
ધરી હાર હાથે વદે ભીમ બંકો,
ગજાવ્યો જિણે જીતનો જગતડંકો ;
અરે હાર તારો ઉતાર્યો ભૂમધ્યે,
ખરે આર તેનો ઉતારૂં અવધ્યે. ૮
ગદા ક્યાં ગદા ક્યાં ગદા લાવ મારી,
પ્રિયાહાર પાડ્યો ધરૂં હાર મારી ;
પ્રિયાનેજ આ હાર પેરાવું ધોળો,
મજ્જા માંસનો અંગ પેરૂં હું ઓળો. ૯
નહીં રામ આ ભીમ પાજોજ બાંધે,
પડ્યો હાર જોતાં કરી હાર સાંધે ;
ન અસ્ત્રો ન શસ્ત્રો રથો સેન જોયે,
પીંશી હસ્ત એમાં કરૂં ખાખ રોયે. ૧૦

---

૭ વ્યંગી—દ્રૌપદી. જડ્યો—( દ્રૌપદીએ જે નાખ્યો હતો તે હાર ).

૮ બંકો—વાંકો. આર—અક્કડપણું. અવધ્યે—અવધિ પ્રાપ્ત થયે. (અથવા ' અવંધ્યે ' હોય તો—નિષ્ફળ ન થાય તેવી રીતે-જરૂર ). **અમર્ષ.**

૯ પ્રિયા હા૦—જેણે મારી પ્રિયાનો હાર ( ભૂમિ ઉપર ) પાડ્યો છે તેને મારીને તેને વિષે હું હાર ( હારવાપણું ) ધરૂં અર્થાત્ તેને મારીને હરાવું. અને આ ધોળો હાર પ્રિયાને પહેરાવું તથા મજ્જા અને માંસનો ઓહોળો (વિસ્તારવાળો અર્થાત્ મોટો ) હાર હું મારે અંગે પેહેરૂં અર્થાત્ શત્રુઓનો સંહાર કરૂં. અહીં યુદ્ધ કાર્યના આરંભમાં ભીમનો સ્થિર ઉમંગ વર્ણવ્યો છે માટે **ઉત્સાહ સ્થાયિભાવ**ની વ્યંજના છે.

૧૦ નહિ ઈ૦—આ રામ ન હોય કે જે સમુદ્રમાં પાજો ( સેતુઓ ) બાંધે. આ તો ભીમ છે ! અથવા, આ ભીમ કાંઇ રામ [ જેવો ] નથી કે જે સ્ત્રીનું હરણ થયું જાણીને પાજો બાંધવા બેસે પણ આ ભીમ તો પડેલો હાર જોતાં શત્રૂઓની હાર કરીને તેમને સાંધી લે-તેમનો હાર બનાવી દે. અ-

ભલે ઇંદ્ર બ્રહ્મા ત્રિપુરારિ મોટો,
ગદા લાવ મારી કરી નાખું રોટો;
બકી એમ બોળું ગદા હાથ લીધી,
નકુલે જઈ પાસ ત્યાં શીખ દીધી. ૧૧

નહીં શત્રુ આંહી વૃથા વંન નાશો,
ગદા મૂકજો વા'લી જે ઠામ ભાસે;
સુણી શીખ સારી વદે ભીમ દેવા,
રચો લાવ્ય ભાઈ હરૂં ગર્વ દેવા. ૧૨

કહી એમ ત્યાં હાર છાતીશુ દાબ્યો,
કદા શત્રુ આવે હૃદે સાથ દાબ્યો;
ધરે એવું ધ્યાને વળે તેજ વાટે,
બીલીએ સુકૌશેય નાખ્યુંજ ઘાટે. ૧૩

અરે આ લપીને કરે હાવ ભાવો,
વદે પાર્થ ભાઇ! અરે આંહી આવો;

---

પવા હાર કરીને ( હરાવીને ) સાંધે—એકઠા બાંધે—અથવા, પડેલો હાર જોતાંજ શત્રુઓના હાથીઓની હારને સાંધે—મળે-પકડી પાડે. ન અસ્ત્રો ઇ૦—અસ્ત્ર વગેરે મારે કાંઈ જોઇએ નહિ; પણ મારા એ હાથમાં શત્રુને પીશીને ( દબાવીને ) તેમની ખાખ કરૂં કે જેથી તે રોયે—રૂવે. ગર્વ નામે ભાવની વ્યંજના.

૧૧ કરી નાખું રોટો—રોટો કરી નાખું—કચરી નાખું. બોહોળું-ઘણું.

૧૨ વંન-વનમાં. જે ઠામ ભાસે ઇ૦-જે જગોએ યોગ્ય જણાય તે જગાએ તમારી વાહાલી ગદા મૂકજો ( મારજો ). અથવા જે ઠેકાણે વા'લી (દ્રૌપદી) માલમ પડે ત્યાં (શત્રુ ઉપર) ગદા મૂકજો.

૧૩ કદા ઇ૦-(હાર છાતી સાથે દાબતાં ભીમ ઇચ્છે છે કે આવીજ રીતે) શત્રુ પણ હૃદે (છાતી) સાથે દાબ્યો—દબાયલી સ્થિતિમાં ક્યારે આવે (ક્યારે પ્રાપ્ત થાય)? ધરે ઇ૦-એમ ભીમ ધ્યાનમાં ધરે છે-વિચારે છે અને તેજ વાટે (આભૂષણ જડવાથી માલમ પડેલે રસ્તે ) વળે ( જાયછે). બીલીએ ઇ૦-દ્રૌપદીએ સારૂં કૌશેય (હીરાગળ વસ્ત્ર) ઘાટે (ઘાટથી-પાંડવો જોઇ શકે અને ઓળખી શકે તેમ) બીલી વૃક્ષ પર નાખ્યું હતું. (બીલી કાંટાવાળું વૃક્ષ હોવાથી તે ઉપર ભરાઇ રહેશે એવા ઘાટથી બીલી ઉપર નાખેલું સમજવું.)

ઉતારો વિધુમુખી કો દુષ્ટ લાવ્યો,
સુણી સત્વરા આવિયા સાદ ભાવ્યો. ૧૪
નહીં નારી કૌશેય દીઠું જ ત્યારે,
પ્રિયાનું જ એ તો નકી નિરધારે;
કિરીટી તદા બાણધારી કરે તો,
સુકૌશેય ડાળે સહિતે હરે તો. ૧૫
નિહાળી સુકૌશેયને દુઃખ ધારે,
હૃદે સાથ દાબી પણો તો ઉચ્ચારે;
ઉતાર્યું જિણે અંગથી વસ્ત્ર આ જે,
હરૂં સર્વ તો તેની વસ્તુજ આજે. ૧૬
કરૂં પ્રાણ પૂરા ન શંકા કશી છે,
ધરૂં એજ ચેષ્ટા મને કાકશી છે;

---

૧૪ અરે ઇ૦–(કૌશેયને જોઇને તેને દ્રૌપદી જાણીને) અર્જુન કહે છે કે, અરે ભાઇ! આંહી આવો, આ દ્રૌપદી લપીને (સંતાઇને) હાવ ભાવ કરે છે! (અહીં વૃક્ષ ઉપર દ્રૌપદી ક્યાંથી? એમ શંકા થાય નહિ તે માટે તે ફરી કહે છે:) ઉતારો ઇ૦–કોઇ દુષ્ટ વિધુમુખી (ચંદ્રવદની–દ્રૌપદીને) અહીં લાવ્યો છે? તેની એવી વાણી સાંભળીને સર્વે (ભાઇઓ) સત્વરા (ત્વરા સહિત) ત્યાં આવ્યા; કેમકે તેમને અર્જુનનો તે સાદ ભાવ્યો–'દ્રૌપદી જડી' એવી ખુશ ખબર આપનારૂં વચન પ્રિય લાગ્યું! **મોહ** નામે વ્યભિચારી ભાવ, અને **ભ્રાંતિઅલંકાર**. છેલ્લા પદમાં 'ભાવ્યો' શબ્દવડે **હર્ષ** નામે વ્યભિચારી ભાવની વ્યંજના થાય છે.

૧૫ નકી ઇ૦–એતો નક્કી પ્રિયાનું જ છે એમ નિરધારે છે—નિશ્ચય કરે છે. કિરીટી ઇ૦–કિરીટી (અર્જુન) પછી કરે (હાથમાં) બાણ ધારીને ડાળ સહિત સુકૌશેયને હરે છે (તો—બન્ને જગોએ પાદપૂરણાર્થ.)

૧૬ નિહાળી ઇ૦—અર્જુન તે સારા કૌશેયને નિહાળીને મનમાં દુઃખ ધારે છે તથા તેને હૃદય સાથે દાબીને પછી શત્રુનો નાશ કરવા સંબંધી પણો (પ્રતિજ્ઞાઓ) ઉચ્ચારે છે. ઉતાર્યું ઇ૦–આ જે આ વસ્ત્ર જેણે દ્રૌપદીના અંગથી ઉતાર્યું છે [ઉતારવાની જરૂર પાડી છે] તેની સર્વ વસ્તુ આજેજ હું હરૂં–[હરણ કરીશ] ૧૬ થી ૨૪ સુધી તથા ૨૮–૨૯ મા છંદમાં સર્વત્ર **પાદાંત યમક છે.**

વરૂં યુદ્ધમાં હું હરૂં આપ ધારી,
રણે આજ નિશ્ચે અમે તો પધારી.
અરે શ્વાન શું સિંહનો ભાગ લેશે!
હિમાદ્રિ ચઢે કો પગે ભાગલે શે? ૧૭
અમો પંચને કો જીતે બાણધારી,
પડી પીડ તેને શિરે તો નધારી. ૧૮
કહી એમ રૂદ્રાસ્ત્ર લીધું સુનામી,
રખે અગ્નિનું પાત્ર એ દ શું નામી;
ધરી ધ્યાનમાં ત્રિપુરારિજ પુરા,
થવા જાપ આજે પુરારિ જપુ રા. ૧૯

---

૧૭ ધરૂં ઇ૦–શત્રુઓની એ ચેષ્ટા [દ્રૌપદી હરણ રૂપ] કાકરી [કાગડા જેવી ચેષ્ટા] છે મતલબ કે તેમણે યોગ્યાયોગ્ય વિચાર્યા વગર આ અળવીતરૂં કર્યું છે, એમ હું મને [મનમાં] ધરૂં છું. અથવા તેના પ્રાણ હરવા એ તો મારે મન કાક ચેષ્ટાવત છે. વરૂં ઇ૦–આજ અમો સર્વે ભાઇઓ નિશ્ચય રણે [રણમાં–સંગ્રામમાં] પધારી [જઇને] તે સર્વમાંથી હું તે કૈરોય ઉતરાવનાર શત્રુને યુદ્ધમાં વરૂં [પસંદ કરૂં અથવા લડવા સામો બોલાવું], અને ધારીને [જાણીને] તેનું આપ [પાણી] હરૂં.

૧૮ હિમાદ્રિ ઇ૦–હિમાલય પર્વત ઉપર ભાગલે પગે કોઇ શી રીતે ચઢે [ચઢીશકે]? [એ જેમ અશક્ય છે તેમ દ્રૌપદી હરીને જય મેળવવો પણ અશક્ય છે.]. દૃષ્ટાંતાલંકાર. અમો ઇ૦–અમો પંચને [પાંચ ભાઇઓને] જે કોઇ બાણધારી જીતે [જીતવા આવે] તો તેને શિરે [માથે] નધારી [અણધારી] પીડા પડી [એમ જાણવું). અહીં શત્રુની અવજ્ઞા પૂર્વક પોતાનો ઉત્કર્ષ બતાવ્યો છે માટે ગર્વ નામે વ્યભિચારી ભાવની વ્યંજના.

૧૯ રૂદ્રાસ્ત્ર–શત્રુને બાળી મૂકે એવું શિવે અર્જુનને આપેલું એક અગ્ન્યસ્ત્ર. સુનામી-સારા નામવાળા (સારી કીર્તિવાળા) અર્જુને. રખે ઇ૦–રખેને એ અર્જુન રૂદ્રાસ્ત્રને [બાણને] અગ્નિનું પાત્ર નામી દે [ઢાલવી દે]! 'બાણને' પદ અધ્યાહૃત માનીએ તો 'કૈતવાપન્હુતિ', નહિ તો ઉત્પ્રેક્ષા. ધરી ઇ૦–[અર્જુન બોલે છે.] આજે પુરારિ [અરિનાં પુર] અને રા [સમૃદ્ધિ] અથવા પુર [શત્રુનાં નગર] અરિ [શત્રુ] અને રા [તેમની લક્ષ્મી] એ સર્વે પૂરા થવા માટે [એ સર્વેનો અંત આણવા માટે] ત્રિપુરારિ (મહા-

વદી એવું મુખે ધર્યું ચાપ પાણે,
અરિને શકે ધારી મારેજ પા'ણે;
સુરામે હણ્યો જે વિધે લંકરાણો,
કરૂં એક બાણે અરિલંક રાણો. ૨૦

પ્રતિજ્ઞા ધરી એવી યોજે સુતીર,
સુરો, સર્વ કંપ્યા ગઈ સુખ તીર;
ન વેરી વડો તે પરે બાણ સાધે,
વળે વિશ્વ ઉંધું રખે બાણ સાધે. ૨૧

વિચારીજ વે'લા વળાવ્યા મુનિને,
અસુરારિ આદિ ભણાવી મુનિને!

---

દેવ) ને ધ્યાનમાં ધરીને જાપ જપું ( રૂદ્રાસ્ત્રને યોજવાનો મંત્ર ભણું ). અથવા, આજે પુરારિ ( પુરા + અરિ )–અરિ અને તેમની રા ( લક્ષ્મી ) એ બન્ને પૂરા થવા માટે ( નાશ પામવા માટે ) ત્રિપુરારિને પૂરેપૂરા ધ્યાનમાં ધરીને જાપ જપું ( અસ્ત્ર પ્રયોગનો મંત્ર ભણું ).

૨૦ ચાપ—ધનુષ્ય. પાણે-હાથે અરિને ઈ૦—શકે ( રખે ) અરિને (શત્રુને) ધારી ( તાકીને ) પાહાણે-પથરાએ મારે છે! અથવા તાકીને જે સત્રુને પથરાથી મારી શકે છે. ઉત્પ્રેક્ષા. સુરામે–દશરથ પુત્ર રામે. લંકરાણો–લંકાનો રાજા રાવણ. અરિલંક રાણો–શત્રુની કેડનો લંક રાણો કરૂં ( નાશ કરૂં ). **ઉપમા.**

૨૧ યોજે---( ધનુષ્યમાં ). સુતીર–રૂદ્રાસ્ત્ર નામે બાણ. સુરો ઈ૦-તેને રૂદ્રાસ્ત્રની યોજના કરતો જોઈને સઘળા સુરો ( દેવો ), જગતના સુખ રૂપી સમુદ્રની તીર હવે ગઇ, [એમ વિચારીને ] કંપ્યા. કંપવાનું કારણ કહે છે. ન ઈ૦–કોઇ એવો વડો [ મોટો-જે બીજા સામાન્ય અસ્ત્રથી ન નાશ પામે એવો] વેરી અર્જુનનો નથી કે જેથી અર્જુન આ બાણ [રૂદ્રાસ્ત્ર ] તેના ઉપર સાધે ( સાંધે-યોજે છે ) ! રખેને એ બાણ જો સાધે ( મંત્રથી સિદ્ધ કરે અથવા બાણ પોતાના બળને અનુરૂપ કાર્ય સાધે ( સિદ્ધ કરે ) તો વિશ્વ ઉંધું વળે. શ્લોકના પૂર્વાર્ધમાં તીરને છોડવા રૂપ કારણનો પ્રસંગ ઉત્પન્ન થતાંજ સુખ નાશ પામવા રૂપ કાર્ય થયું એમ વર્ણવ્યું છે માટે **ચપલાતિશયોક્તિ અલંકાર.**

નહીં શત્રુ જાણે નહીં યોગ્ય માને,
મુકે અસ્ત્ર તો ત્યાં ખુવે સર્વ માને. ૨૨
મુનિરાય આવ્યા શકે હોય ભાનુ,
કિરીટીની ચક્ષે પથાર્યાજ ભાનુ;
ઉભી અંતરીક્ષે વદ્યા મુનિ દેવા,
ન મારે કશું ભાઇ લેવાજ દેવા. ૨૩
( પણ ) રખે અસ્ત્ર મૂકો ભર્યે સર્વ સાજે,
મરો પંચ બંધુ સુઅંગેજ સાજે;
સુણી વાણી એવી સ્મર્યું વેણ શક્ર,
અયોગ્યા પરે મૂકતાં થાય વક્ર. ૨૪

---

૨૨ વિચાર ઇ૦—અસુરારિ આદિ ( અસુરના શત્રુ ઇંદ્ર વગેરે દેવોએ ) એમ વિચારીને મુનિને ( વક્રોક્તિમાં એકદેશી જ્ઞાનવાળા—વ્યવહારમાં, અનભિજ્ઞ એવા ) મુનિને ( ઋષિઓને ) ભણાવીને ( કેમ બોલવું તે શીખવીને ) વળાવ્યા ( અર્જુન પાસે જવાને વિદાય કર્યા ). કોઇ ઓછા નિપુણ માણસ પાસે કાંઇ કહેવરાવવું હોય ત્યારે તેને ભણાવીને ( શીખવીને—કેવે પ્રસંગે કેમ બોલવું તે સંપૂર્ણ કહી બતાવીને ) મોકલવામાં આવેછે. 'ભણાવીને' શબ્દની સાથે 'મુનિ' શબ્દ જોડયો છે માટે 'મુનિ' નો જે અર્થ કર્યો છે તે સંગત છે. શું ભણાવ્યું તે કહે છે: નહિ ઇ૦—હે મુનિ! તમારે ત્યાં જઇને એમ બોલવું કે, હે અર્જુન! તું, શત્રુ કોણ છે તે જાણતો નથી, તેમ તે શત્રુ આ મહાઅસ્ત્રથી પરાજિત કરવાનેજ યોગ્ય છે કે નહિ તે પણ તું જાણતો નથી, એમ છતાં તું એ અસ્ત્ર મૂકે તો તારૂં સર્વ માને ( માન પણ ) ખૂએ એમ છે.

૨૩ ભાનુ—સૂર્ય. કિરીટી ઇ૦—સૂર્ય સરખા તેજસ્વી મુનિઓને જોઇને કિરીટી ( અર્જુન ) ની આંખે ભાનુ ( પ્રકાશનાં કિરણો ) પથાર્યાં ( પથરાઇ ગયાં ). અર્થાત્ તે તેજથી અંજાઇ ગયો. **સંબંધાતિશયોક્તિ.** ઉભી—ઉભા રહીને. અંતરિક્ષે—આકાશમાં. ન ઇ૦—ભાઇ! મારે કાંઇ લેવા દેવા નથી! ( આરંભમાંજ આવું બોલવું તે મુનિનું મુનિપણું બતાવી આપે છે! )

૨૪ રખે ઇ૦—સઘળા સાજથી ભરેલું ( મંત્રાદિકથી સિદ્ધ કરેલું ) અસ્ત્ર તમે રખે મૂકો! જો મૂકો તો તમો પાંચે બંધુ સાજે અંગે છતાં ( દૃઢ અથવા નીરોગી છતાં ) મરો ( નાશ પામશો ). સુણી ઇ૦—મુનિની એવી વાણી સુણીને શક્ર ( ઇંદ્રે ) જે વેણ કહ્યું હતું તે સ્મર્યું ( સંભાર્યું ). તે વેણ એવું કે અયોગ્ય ઉપર એ અસ્ત્ર છોડવાથી વક્ર ( વાંકું ) થાય—વિશેષ નીપજે.

સ્મરી વેણ તે બાણ ભાથેજ મૂક્યું,
અરે ચિત્ત તું આજ આદેશ ચૂક્યું;
વિચારે પડ્યો. એમ કિરીટી જેવે,
રથો જોડી લાવ્યા લઘુ ભ્રાત તેવે. ૨૫
થયા પંચ આરૂઢ ને અશ્વ વાળ્યા,
શું પંચાંગ દેવો અરિએજ ભાળ્યા;
વધ્યો પાર્થ ત્યાં તો પ્રતિજ્ઞા ધરીને,
ચૂરૂં ચીર ઉતાર્યું તેને વરીને. ૨૬
નહીં વાસરો કે નહીં પો'ર જોયે,
ભલે હોય વિષ્ણુ મહાદેવ સોયે;
ઘટી એકમાં શત્રુ મારી મરોડું,
કદા હોય પૂષા તણો સુત તોડું. ૨૭
વદે એમ અંકો પડેલાજ લેતા,
સુણ્યો શબ્દ એવે રડે કો હલેતા;
ગયા તે ભણી તો દીઠી આપ દાસી,
વિચારે હવે તો રહી આપદા શી. ૨૮

---

૨૫ ભાથે—બાણ મૂકવાના કોશમાં. પછી અર્જુન પોતાના ચિત્તને કહે છે કે, હે ચિત્ત! તું આજ ( ઈંદ્રનો ) આદેશ ( આજ્ઞા ) ચૂક્યું! લઘુ ભ્રાત—નકુલ સહદેવ.

૨૬ આરૂઢ થયા—રથમાં બેઠા. પંચાંગદેવ—પંચાયતનદેવ ( શિવ, વિષ્ણુ, ગણપતિ, સૂર્ય, શક્તિ ). શું પંચાંગ દેવો એજ શત્રુ રૂપે દેખાયા! અથવા ( 'અરિએજ' ભેગા લઇએ તો ) શું અરિએ (શત્રુએ) પંચાંગ દેવોને ભાળ્યા! ચૂરૂં ઇ૦—જેણે દ્રૌપદીનું ચીર ઉતાર્યું તેને વરીને ( સંગ્રામ કરવા બોલાવીને—પસંદ કરીને ) ચૂરૂં ( ચૂરો કરી નાખું ).

૨૭ વાસરો ( વાસર )—દિવસ. જોયે—જોઈએ. કદા ઇ૦—કદાપિ પૂષા ( સૂર્ય ) નો સુત ( પુત્ર—યમ ) હોય તો તેને પણ તોડું ( હરાવું—મારૂં )!

૨૮ વદે ઇ૦—એમ ( એવી રીતે ) રસ્તામાં પડેલા અંકો ( દ્રૌપદીએ નાખેલાં આભૂષણાદિ ચિન્હો ) લેતા એમ વદે ( બોલે છે ), એવે તેમણે શબ્દ સાંભળ્યો કે કોઈ હલેતા (નાદાન-બાળક બુદ્ધિની સ્ત્રી) રડે છે! આપદાસી—પોતાની દાસી. રહી ઇ૦-શી આપદા રહી? કેમકે બધો વૃત્તાંત તે હવે કહેશે).

## श्लोक.

આપદા શી હવે, આપ દાસી મળી,
આપ છાંટે ઉઠે, આપણી એ વળી;
આપગા તીર એ, આપવર્ગે ભળી!
આ પટુ પાટવી, ( શે ) આપદામાં પળી. २९

## વલણ.

દાસીમાં પાટવી પદ ધારે, આપદા પદ તે આવી રે;
પ્રેમાનંદ દ્વિજ સુખ દુઃખ એવાં, થાયે નિર્મ્યું ભાવી રે. ३०

## કડવું २० મું.

## શ્લોક.

રૂદતી કંઈ વાર અપાર મહિલા,
વિણ શુદ્ધ પડેજ કદા મન શીલા;
વદતી કદીં પાંડવને તહિતો રે,
સ્મરતી વદી તે ક વ નેત હિતો રે. १

२९ શ્લોક—સ્રગ્વિણી છંદ. આપદા ઇ૦—દાસી આપ ( પોતે ) મળી તો હવે આપદા શી છે? અને આપ (જળ) છાંટે તો એ ઉઠે ( કેમકે એ મૂર્છિત થઇ ગઇ હતી ). વળી એ આપણી (આપણી પોતાની) છે. તેની મૂર્છિત અવસ્થા જોઇને પાંડવો સંશય કરે છે, આપગા ઇ૦—આપગા ( નદી ) ના તીર ઉપર તે આપવર્ગે ( મોક્ષે ) ભળી! અર્થાત્ શું મૃત્યુ પામી છે! આ આપણી પટું ( કુશળ—ચતુર ) પાટવી દાસી આપદામાં શે (કેવી રીતે ) પળી આવી પડી!

३० દાસીમાં ઇ૦—પાંડવો દાસી રૂપી હલકા નોકરમાં ' પાટવી ' પદ ( શબ્દ ) ધારે ( યોજે છે )! અને તે દાસી (ખરેખરી રીતે તો ) આપદાના પદમાં ( સ્થાનમાં ) આવી રે ( આવી પડી છે), પ્રેમાનંદ કહે છે કે સુખ અને દુઃખ તો એવાં છે, ( કે જે કોઇ વખત અધમને પણ ઉત્તમતા અને ઉત્તમને અધમતા આપે છે ).

१ શ્લોક—તારક છંદ. રૂદતી ઇ૦—કંઇ વાર ( કેટલીક વાર ) તે મહિલા ( દાસી ) અપાર રૂદતી ( રડતી હતી ). કદા (કોઇવાર) તે મનશીલા ( શીળા મનની) દાસી વિણ શુદ્ધ ( શુદ્ધિ વિના ) પડે (ભૂમિ ઉપર પડતી હતી). અથ-

## શ્લોક.

દીઠી દાસો પડી કુમાં વીલપતી જે ત્યાં અતિશે રડી,
કોલુમાં ધરી પીલતાં દીન થઈ જાણે હશે શેરડી;
પૂછે સારથિ દ્રૌપદી-પ્રિય અતિ દાસી અરે શે રડી,
જો આ પાંડુ-સૂનુ પૂછે વદ સખે વૈરી સ્ત્રી રે'શે રડી. ૨
નોહે શત્રુ હું, ઇંદ્રસેન, કહિ દે, જલ્પે ન શે કાકિની,
દીનત્વે મુખ સૂકતું નયન મીચ્યાં શે તને કાકિની;
આંખો જો ઉઘડેજ તો ધવલ તે જાણે દિસે કાકિની,
સત્યા ! સત્ય વદો કુરૂપતિ ખરે જૂઠું ન જો કાકિની. ૩
રે ચોખુંચટ બોલ બાળી બળ ના દર્શે જશી આરશી,
ભીડી જે મન મધ્ય ગાંઠ ગુરવી ખોલો હવે આ રસી;

---

વા તે મનને શિલા જેવું કરીને શુદ્ધિ વગર પડે. કોઇ વખત તે તહિં (તે જગાએ) પાંડવોને વદતી (બેભાનમાં પાંડવોને કાંઇ કહેતી હોય તેમ લવારો કરતી). અને તે એમ વદીને (પછી પાંડવને ત્યાં નહિ દેખવાથી) પોતાના નેત (નેતા-ધણી-પાંડવ) ના હિતો (હિત ઇચ્છનારા) ડ (શિવ) તથા વ (વરૂણ) ને સ્મરતી. (એવા હેતુથી કે પાંડવ અહીં નથી તો તેમના ઇષ્ટ શિવ તથા વરૂણ અહીં આવીને દ્રૌપદીને છોડાવે !)

૨ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. દીઠી ઇ૦-જે દાસી ત્યાં (દ્રૌપદીનું હરણ જે માર્ગે થયું હતું તે માર્ગમાં) અતિશય રડી હતી. તે દાસીને કુમાં (પૃથ્વી ઉપર) પડીને વિલપતી પાંડવોએ દીઠી. દીન થઇ—નિસ્તેજ થએલી. પૂછે ઇ૦—તે દાસીને સારથિ પૂછે છે કે, અરે દ્રૌપદીની અતિ પ્રિય દાસી તું શે રડી (શા માટે રડી—રડે છે)? જો આ પાંડુના સૂનુ (પુત્રો) તને પૂછે છે, માટે હે સખે (મિત્ર) તું વદ (ઉત્તર આપ); વૈરી (શત્રુઓની) સ્ત્રીઓ રડીને રહેશે!

૩ નોહે ઇ૦—હે દાસી હું શત્રુ નથી પણ ઇંદ્રસેન (પાંડવનો સારથી) છું માટે તું શત્રુ ક્યાં ગયો તે કહી દે અરે કાકિની (પાજી સ્ત્રી!) તું શે ન જલ્પે (કેમ નથી બોલતી)? તારૂં મુખ દીનપણાથી સૂકાઇ જાય છે. અને તેં નયન મીચ્યાં છે; તને તને (શરીરે) કાકિની (કંકણી) થઇ છે કે શું? જો તારી આંખો ઉઘડે છે ત્યારે તે જાણે કાકીની (કોડી) હોય એવી ધવલ (ધોળી) દેખાય છે. હે સત્યા! (એ નામની દાસી!) સત્ય બોલો, ખરે અહીં કુરૂપતિ છે, અને એમાં કાકીની (રતિ) પણ જૂઠું નથી.

જો કે, દ્રૌપદી આ રહી તવ ખરી ના જો વદે આર શી,
છે પાંડુતન નો'ય અન્ય અબળા ! જો રાજના આ રષી. ૪

જે સ્તુતિ કરવાજ યોગ્ય અતિ છે ક્યાં તે ગઈ પાલિ રે.
મોટાં નેત્ર શું હરિણ છે જિવિત એ પાંચે તણું પાલિ રે;
જો તેને હરી કોઇ જાય જગમાં ( તો ) લાગી તિને પાલિ રે,
રે પંચાનન શા સુપંચ વર છે વીંટાય જો પાલિ રે:— ૫

તો તેને નર કોણ છૂટી કરવા મારે ન આ પાશ છે ?
નાકે વા જગતી તલે વિચરતો જાણેજ આ પાશ છે;

---

૪ રે ઇ૦— રે બાળી! જેવી આરશી ચોખ્ખી હોયછે તેવું ચોખુંચટ (સ્પષ્ટ)બોલ કે જેથી બળ દર્શે ના (તું અમારૂં બળ દેખે નહિ) .અર્થાત્ તું સ્પષ્ટ નહિ બોલે તો તને અમારે બળ દેખાડવું પડશે. (દાસી પાસેથી સમાચાર મેળવવાને બીજા ઉપાય કામે ન લાગ્યા ત્યારે ભય બતાવી જુએછે). બીડી ઇ૦— તમે જે મનમાં ગુરવી (ગુર્વી —ભારે) ગાંઠ બીડીછે તે આ રસી [ દોરડી—જેવડે ગાંઠ બાંધેલી તે ] હવે ખોલો ( છૂટી કરો ). અર્થાત્ મનમાં જે હોય તે હવે કહી નાખો. જો કે ઇ૦— જો તું એમ કહે કે 'દ્રૌપદી આ રહી' તો તું ખરી; જો એમ ન વદે તો તું આરશી [ લોઢાની અણી જેવી ] અમને લાગશે. હે અબળા! આ પાંડુના તન [ તનય—પુત્ર ] છે, અન્ય [ બીજા ] નો'ય [ ન હોય ]; રાજના રષી (ઋષિ) અર્થાત્ રાજર્ષિ તે આ રહ્યા, તું જો.

૫ જે ઇ૦—જે અતિશય સ્તુતિ કરવા યોગ્ય છે એવી તે પાલિ ( પાળેલી— રક્ષેલી ) દ્રૌપદી ક્યાં ગઇ ? અથવા. પાલિ (સ્તુતિ રૂપ)—દ્રૌપદી ક્યાં ગઈ ? તેનાં નેત્ર શું ( જાણે ) હરણી છે ( હોય ) એવાં મોટાં છે; અને એ પાંચે પાંડવનાં જીવિતની પાલિ ( રક્ષણ કરનારી પાળ રૂપ ) છે. અથવા, તેનાં એવાં મોટાં નેત્ર છે કે તેથી તેને જોઇને કોઈ એમ ધારે કે શું આ હરણી છે ? એવી એ સ્ત્રી આ પાંચે પાંડવોનું જીવિત પાલી (રક્ષણ રૂપ કરીને ) ક્યાં ગઇ ? જો ઇ૦— જો તેને જગતમાં કોઇ હરી જાય તો તેને [ તે હરનારને ] પાલી [ પાળી— છરી] લાગી એમ જાણવું. અર્થાત્ તેમનું મોતજ આવ્યું સમજવું. રે ઇ૦— રે ! [ ગર્વ સૂચક સંબોધન ] આ તેના પંચાનન ( સિંહ ) સરખા પાંચ ઉત્તમ વર છે તેમને તે પાલિ ( વેલ રૂપ દ્રૌપદી ) વીંટાય છે તે તું જો !

ક્રોધી ક્લેશી જેણે કર્યા કુરૂપતિ તે રે શું આ પાશ છે;
લોભીનું ધન કો હરે કુવિધિએ એ રંગ આ પાસ છે. ૬
શું એ મૂઢ ન જાણતો હરણને જાશે સહુ વિગ્રહે!
એ નારીજ સનાથ ધારી નહિ શું નાઠો ગયો વિગ્રહે!!
રે રે થાયજ ખેદ વેદ વદું ( હું ) તે સૈન્યે થયો વિગ્રહે,
બોલો બાળ હવે જતો ભય થયો સુખી થયાં વિગ્રહે. ૭
શોચે શે સખિ આવિયા કિરીટી તો શી છે ગ્લા આજ રે,
લાવ્યા દ્રૌપદી જાણ નિશ્ચય હવે એ જો અ જાઆ જરે;

---

૬ તો ઈ૦—જો એમ છે તો તેને ( દ્રૌપદીને ) તેના પતિથી છૂટી કરવાને કયો નર ધારે ? અને એમ કરવું તે શું પાશ ( ફાંદો ) નથી ? અર્થાત્ દ્રૌપદીને પાંડવોથી છૂટી કરવા ધારવું તે જાણી જોઈને ફાંદામાં ફસાવા જેવું છે. નાકે ઈ૦—જે કોઇ નાકે ( સ્વર્ગમાં ) અથવા જગતી તલે ( પૃથ્વીના પૃષ્ઠ ઉપર ) વિચરતો હોય ( ફરતો હોય )—દેવ કે મનુષ્ય વગેરે હોય, તે તો જાણેજ કે આ ( પાંડવો) પાસ (પાસે ) છે—અમને દૂર છતાં પણ સદૈવ પાસેજ ધારે. હે દાસી! જેણે કુરૂપતિ ( પાંડવો) ને ક્રોધી અને ક્લેશી કર્યા તે( દ્રૌપદી ) ને હરનારો શું આ પાસ (આ તરફ ) છે ? લોભી ઈ૦—લોભીનું ધન જે કુવિધિએ ( તેના આપ્યા સિવાય અથવા તેનો પૂરતો બદલો આપ્યા સિવાય છાનોમાનો કે કપટ વગેરેથી હરે તે રંગનો આ ( દ્રૌપદીના હરણમાં ) પણ પાસ ( રંગ—પટ--ભાવના ) છે. અર્થાત્ લોભીનું ધન હરવું અને પાંડવોની દ્રૌપદી હરવી એ સમાન છે

૭ શું ઈ૦—સારથિ કહે છેઃ શું એ ( દ્રૌપદીનું હરણ કરનાર ) મૂઢ, જેથી ઉપજેલા વિગ્રહે (લઢાઇથી ) સહુ ( સંપત્તિ વગેરે ) જાશે [ નાશ પામશે ] એવા હરણને ( હરણ કરવું એ કેવું દુષ્કર કાર્ય છે તેને ) જાણતો નથી. ( અથવા ) તેણે એ નારી ( દ્રૌપદી ) ને સનાથ ( નાથવાળી ) ધારી નહિ કે જેથી તેણીનો ( પાંડવોથી ) વિગ્રહ કરવામાં તે નાઠો—નાઠો ગયો ( તે કાર્ય તેણે હોંસથી કર્યું ) !! અથવા, વિગ્રહે ( વિસ્તારમાં, મતલબકે વિશાળ જંગલમાં) નાઠો નાઠો ગયો ! ! રે રે ! મને ખેદ થાય છે. અને હું વેદ વદું ( નકી કહું છું ) કે તે સૈન્યે ( શત્રુની સેનામાં ) વિગ્રહે ( વિભાગ પણ ) થયો. અર્થાત્ તેની સેના નાશી ગઇ **ચપલાતિશયોક્તિ.** બોલો ઈ૦—હે બાળ ( દાસી )! તમે બોલો, હવે ભય જતો થયો ( ચાલતા થયો—ગયો ) અને ( આપણે સહુ ) વિગ્રહે ( શરીરે ) સુખી થયાં.

આ ચાબૂકવડે હણું નવ વદ, ના થૈ અજા આજ રે',
વીરાણી નિજ સાથ, બીકણ થવું નારી અજા આજ રે. ૮
પાંડુનંદન જોઇ સોઇ ઉચરે માર્યા અરે વિધિએ,
ભાખેછે જજ જે જ આ યયય કે' શું કો' સરે વિધિએ;
જો તું સારથિ ભે ભણે દરર કે બોલે દ્ર એ વિધિએ,
ભાખી થાકજ લાગવે થથ ભણે નાના વદું વિધિ એ. ૯

૮ શોચે ઇ૦–હે સખિ ! જો કિરીટી (અર્જુન) અહીં આવ્યા છે તો તું શું કરવા શોચે છે? હવે આજ શી અજા (કજા–હરકત) આવવાની છે? લાવ્યા ઇ૦–હવે દ્રૌપદીને નિશ્ચય લાવ્યા એમ જાણ અને એ જાઆ (જયા) નેજ તું આજ જોઅ (જોય–જો) મતલબ કે એ સ્ત્રીને તું આજ દેખીશ. અથવા 'અ જોઅ જાઆ જરે' એ પદ પાડીએ તો, જોઅ (જોય–જો) એ જાઆ (જાગા–જગા શત્રનું સ્થળ) જરે (જડે—र,ल,ड એ વર્ણો સમાન ગણાય છે માટે) તો દ્રૌપદીને નિશ્ચય લાવ્યા એમ જાણ. અથવા એ જરે (જરેજર) જાઆ (જાગા—જગાઓ) જોઅ (જોય—જુએ છે તેથી દ્રૌપદીને નિશ્ચય લાવ્યા એમ જાણ. આ ઇ૦–જો તું નહિ વદે તો, હું) તને આ ચાબૂકવડે હણું, માટે તું આજ (આ સમયે) અજા (બોકડી—અર્થાત્ ગરીબ) થઇને રહીશ નહિ. વીરાણી ઇ૦–નિજ (તારો પોતાનો) સાથ વીરાણી (વીરસ્ત્રી) નો છે તો નારીઅ [નારીય–હે નારી !] જા, [જા જા !] આજ તારે બીકણ થવું ! ! અર્થાત્ ન થવું જોઈએ અથવા, નારી ! જા, આજ તારે અબીકણ થવું. ('નારી' શબ્દ પછીનો 'અ' 'બીકણ' શબ્દની પહેલાં જોડવાથી) બીકણ થવું નહિ.

૯ પાંડુ નંદન ઈ૦–પાંડુનંદન આવી સોઈ (સગવડ–તક–સંધિ,) જોઈને ઉચરે છે કે અરે વિધિએ (નસિબે) માર્યા ! મતલબ કે દાસીની પણ આ દશા છે ! ભાખે ઇ૦–આ [દાસી] જે' જ, જ, જ' ભાખેછે અને ય' ય, ય' બોલેછે [ચોખ્ખુ બોલતી નથી] ત્યાં વિધિ [ઉપાય] કરીએ તો તેથી શું સરે? એની પાસેથી ખરી બાતમી શી રીતે મેળવાય? જોતું ઈ૦– હે સારથી ! જોતું ભે ભણે [ભયનાં વચન બોલેછે] ત્યારે એ 'દરર' કે 'દ્ર' એ વિધિએ [એરીતે] બોલેછે ! મતલબ કે એના બોલવામાં કાંઈ અર્થ નથી જણાતો પણ એ તો ભયથી લવેછે ! વળી બોલીને થાક લાગેછે ત્યારે એ 'થ થ' ભણે [બોલેછે] માટે હવે એ વિધિ [પ્રકાર–ભય દેખાડવાનો] યોજવાને હું તને નાના વદું છું [મના કરું છું] દાસીના બોલેલા અક્ષરોમાંનો એક એક બોલવાથી જયદ્રથ એવું નામ નીકળેછે. માટે, કવિએ વ્યાધિ ભાવ વર્ણવવાની સાથે મુદ્રાલંકાર મૂક્યોછે. "सूच्यार्थसूचनंमुद्रा" [કુ૦કા૦].

એવું સાંભળી નાર તો જ કૂટવા લાગી ઇછા પોકરે,
બોલ્યા બંધુ વિચારી તો મનથકી આ શાંય છા પોકરો;
સોંપો ભીમ ભણે બળે સુમુનિને કે કર્મ છાપો કરો,
આ માર્ગે પડી એહ તો હર ભણો વેગેજ છાપો કરો. ૧૦

ભાખ્યો ભીમ સુયોધ તે મન ગમ્યું છે ઠીક ડિંબાહવે,
સારૂં વા નરતું વિધિ લિખિત જે ધારોજ ડિંબાહવે;
છો જાતો અરિ જ્યાં જવુંજ ધરતો છે આજ ડિંબાહવે,
ધારી ધ્યાન મને પથેજ પળિયા છે સત્ય ડિંબાહવે. ૧૧

---

૧૦ એવું ઇ૦— એવું સાંભળીને તે નાર તો કૂટવા લાગી અને પોતાની ઈચ્છાવડે પોકરે ( પોકાર ) મૂકવા લાગી; અથવા, પોતાની ઈચ્છાથી પોકથી રો ( રોય—રોવા લાગી ). બોલ્યા ઇ૦— એવું જોઈને બંધુઓ મનથી વિચારીને બોલ્યા કે આ શાંય ( શું ) છા ( છાં—છે ), તેનો પો ( તર્ક ) કરો; અથવા, ( रल ને એક ગણીએ તો ) આ પોકરો [ પોકલો—પોગળો ] શાંય છાં ( શું છે )! અર્થાત્ આ દાસી આપણને માગેલી ખબર ન આપતાં આમ શા માટે રડે કૂટે છે? સોંપો ઇ૦—તે જોઈને ભીમ ભણે [કહેછે] કે એને બળે [બળથી] પકડીને સુમુનિને [ આપણા આવતા સુધી એનું રક્ષણ કરે એવા સારા મુનિને ] સોંપો કે એના કર્મ ઉપર કરો છાપો [ હાથ ઢાંકો ]. અર્થાત્ એ વાત હવે જતી કરો—એનાથી આપણું કાંઇ વળવાનું નથી. કેમકે, આ માર્ગેજ જો એ [દાસી] પડીછે તો હવે, હર ભણો [ હર હર મહાદેવ કરીને ] વેગથી શત્રુ સૈન્ય ઉપર છાપો કરો—છાપો મારો [ કેમકે શત્રુ આ માર્ગેજ ગયેલા હોવા જોઇએ ].

૧૧ ભાખ્યો ઇ૦—ભીમ નામે સુયોધ ( સારો યોદ્ધો ) જે વચન ભાખ્યો ( બોલ્યો ) તે ( સર્વેને ) મનમાં ગમ્યું, એવું કે, ડિંબાહવે ( હલ્લો કરવામાં ) ઠીક છે. ( डिंबाहव—affray. ) હવે સારૂં કે નઠારૂં જે વિધિએ પ્રારબ્ધમાં લખેલું હશે તે ડિંબાહવમાં ( નાની લઢાઈમાં ) ધારો. અર્થાત્ જણાઈ જશે. અથવા તે લખેલું તે હવે તો આ ડિંબા ( લઢાઈજ ) છે એમ ધારો. છો ઇ૦—અરિ ( શત્રુ—જયદ્રથ ) જ્યાં જવાનું ધારતો હોય ત્યાં છો જાતો, કેમકે એને આજ આહવ [લઢાઈમાં] ડિંબા [ભય] છે, એમ [પાંડવો] મનમાં ધ્યાન ધારીને પથે [ માર્ગે ] પળિયા [ ચાલ્યા ]; તેઓ બોલ્યા કે, હવે [આજ શત્રુ પક્ષમાં] ડિંબા ( ભયથી ઉત્પન્ન થયેલી ચીસો ) સત્યછે. અર્થાત્ શત્રુઓ જરૂર ભયથી ચીસો પાડશે.

તેઓએ તવ ધૌમ્ય ગુરૂ નિરખ્યા હર્ખ્યા સુરાજા મને,
કો આનંદ કહેજ મદ્યપ તણો ધારે સુરા જામને;
તેવા પાંડવ ત્યાં ખુશી, પતિજ જે જાણું સુરા જામને,
ગાળું આ વિપળો પળો દુખ ઘટી, (તે) ટાળે સુરા જામને. ૧૨

## શ્લોક.

આનંદ જેવો યશોદા મને જોઈ જાણીજ ગોપેશ આનંદ કે'છે,
આનંદ જેવો ધર્યો જે મધુકૈટભો મારતાં વિષ્ણુ આનંદકે છે;
આનંદ પુરંદરે મન આણ્યો ન સોઈ કદા અન્ય આનંદને છે,
આનંદ તેવો ધરે કુંતિસૂનુજ કાર્યો થયાં આજ આનંદને છે. ૧૩

---

૧૨ સુરાજા–સારા રાજા– યુધિષ્ઠિર. કેવો હરખ થયો તેનું દૃષ્ટાંત આપેછે: કો ઈ૦–જ્યારે મદ્યપ [દારૂડિયો] સુરાજામ [મદ્ય પીવાના પ્યાલા] ને હાથમાં ધારે ત્યારે તેનો આનંદ કો કહે?– કોણ વર્ણવી શકે!! તેવા ઈ૦–પાંડવો પણ ત્યાં તેવાજ ખુશી થયા હતા; કેમકે તેમને એવી પતીજ [ખાત્રી] હતી કે અમો મને [મનમાં] સુરાજા [સુર અજા–માયા=દેવની માયા] ને પણ જાણું [જાણીએ છીએ], અને આ જે દુઃખની વિપળો, પળો, ઘટી [ઘડી] ઓ અને જામ [પોહોર] ને અમો ગાળું [ગાળીએ છીએ] તે સુરા [દેવો] ટાળે [ટાળી શકે]–દેવો આપણું દુઃખ મટાડશે.

૧૩ શ્લોક–સર્વગામી છંદ (૭ તગણ + ૨ ગુરૂ). આનંદ ઈ૦–લોકો જેને ગોપેશ (ગોપનો સ્વામી) નંદ કહે છે તે આ, એમ જાણીને તથા (તેમને) જોઈને યશોદાના મને (મનમાં) જેવો આનંદ થયો હતો (નંદને વરૂણના દૂત લેઈ ગયા હતા ત્યાંથી કૃષ્ણે તેમને છોડાવી આણ્યા ત્યારે), તથા, વિષ્ણુએ આનંદક (એ નામનું ખડ્ગ) વડે મધુ અને કૈટભ નામે દૈત્યોને મારતાં જેવો આનંદ ધર્યો હતો, અને જેવી સોઈ આ નંદને (નંદન વનમાં) છે તેવી અન્ય (બીજે સ્થળે) કદા (કોઇ વખત) ન (નથી બની), એમ પુરંદરે (ઇંદ્રે) મનમાં જેવો આનંદ આણ્યો હતો, તેવોજ આનંદ કુંતીસૂનુ ધરેછે કે આજ આનંદને (આનંદન + એ = ખુશી પણ) છે, કેમકે હવે ધૌમ્ય મળ્યા તેથી કાર્યો થયાં [થયા જેવાંજ છે]. હર્ષ.

## વળણ.

આનંદકંદ મતિમંદ જાણે, જણાવે તે શું ભણી રે;
વંદું વિપ્રવર્ગે હવે અન્ય સર્ગે, મતિમંદ ગુણ જોઉં ગણી રે. ૧૪

## કડવું ૨૧ મું.

### શ્લોક.

રાતું દીસે મુખ ધોળી જટા પય,
ખેહ ભરી તન છે દીનતામય;
વેદ વિહીન ન શોભત ભૂ ભય,
દ્રૌપદી વિણ થયાજ અતિવય. ૧

### શ્લોક.

હે ભીમ આવ્ય અરિ જાય અપાર આઘો,
પોકાર પૂર કરતો મુનિ હોઇ બાઘો;

---

૧૪ આનંદકંદ ઇ૦—આનંદ રૂપી કંદને મતિમંદ (મંદ બુદ્ધિનો) પુરૂષ જાણે તે, તે આનંદ બીજાને શું ભણીને (કહીને) જણાવે? મતલબ કે હું પણ મતિમંદ છું માટે પાંડવોનો આનંદ યથાર્થ જણાવી શકતો નથી. વંદુ ઇ૦—હવે હું વિપ્રવર્ગે (બ્રાહ્મણ વર્ગમાં) વંદુ (પ્રણામ કરૂંછું), અને મતિમંદ એવો હું અન્ય સર્ગે (હવે પછીના સર્ગમાં)—કડવામાં તેમના (વિપ્રોના) ગુણ ગણી જોઉંછું.

૧ શ્લોક- મોદક છંદ (ચાર ભગણ). રાતું ઇ૦- (મુનિને વેદ રહિત પૃથ્વીનું રૂપ આપેછેઃ) પૃથ્વીનું મુખ રાતું દીસે— દેખાયછે (તે ઉપરની રાતી માટીવડે), પય (ક્ષીર સમુદ્ર વગેરેનું) રૂપી ધોળી જટા છે, તેની તન (દેહ) ખેહ (ધૂળ) ભરી છે અને તેથી તે દીનતામય દેખાય છે, એમ વેદ રહિત ભય (ભય રૂપ) પૃથ્વી શોભતી નથીઃ તેમજ ક્રોધ અને શોકથી જેનું રાતું મુખ છે, દૂધ જેવી જેની ધોળી જટા છે, ખેહ (રાખોડી) ભરેલી જેની તન (દેહ) છે, જે (દ્રૌપદી હરાવાથી) દીનતામય થઈ રહેલા છે, તથા (નિત્ય કર્મ બનતું નથી માટે) જે વેદ વિહીન (વેદ રહિત) છે એવા ભૂભય (પૃથ્વી ઉપર ભય રૂપ) દ્રૌપદી વિણ થયેલા અતિવય (વૃદ્ધ—ધૌમ્ય મુનિ) શોભતા નથી. **રૂપક-અલંકાર.** મુનિની નબળાઈ અને દુર્દશા વર્ણી છે માટે **દૈન્ય.**

જોઈ ગુરૂ ઝટપટા થઇ પાસ આવ્યા,
પાંડુસૂનુ સુહરખે પડી પાય ભાવ્યા. ૨

પૂછ્યું ગુરૂજી ગઇ ક્યાં સુસતીજ કૃષ્ણા,
સત્યા પડીજ રડતી તજી રૂડી તૃષ્ણા;
શે દુઃખી દીન બનિયા ગુરૂજી અમારા,
આવ્યા અમો નવ ધરો મન કષ્ટભારા. ૩

જલ્પ્યા ગુરૂજી ગરવા હરવા કુકષ્ટો,
હાથે કરી વદન લુંછી વદે શું ખષ્ટો;
હે પાંડુનંદન! કુસૈંધવ નામધારી,
જાયે સુનારી હરીને કુમતિ તમારી. ૪

સંબંધ એહ ધરતો નિકટે બનેવી,
તેથી ગયા ઉદર મોદક આશ સેવી;
સન્માન પાન ભુલવી સતી હર્ણ કીધું,
રે ભીમ તુજ વિણ દુઃખ અપાર દીધું. ૫

---

૨ શ્લોક–વસંતતિલકા. બાધો–કર્તવ્યશૂન્ય. ઝટપટા–ઉતાવળા. પાંડુસૂનુ–પાંડવો. ૩ કૃષ્ણા–દ્રૌપદી. સત્યા–એ નામની પાંડવોની દાસી. તૃષ્ણા–બીજાં સારાં સાંસારિક સુખની કે દ્રૌપદીને મળવાની આશા. કષ્ટભારા–કષ્ટનો સમૂહ.

૪ ગરવા–શ્રેષ્ઠ. હાથે ઇ૦–શું (જાણે) ખષ્ટો (ખષ્ટ–ખીસીઆણો પડીગયેલો) હાથે કરી (હાથવડે) વદન (મોં) લુંછીને બોલતો હોય! તેમ તે બોલ્યા. (પોતે લાડવાની લાલચે દ્રૌપદીનું રક્ષણ ન કરી શક્યા માટે પાંડવો ઠપકો દેશે એ ભયથી ખટ પડી ગયેલા). શું બોલ્યા તે કહેછેઃ હે ઇ૦—સ્પષ્ટ છે. કુસૈંધવ નામધારી–સૈંધવ (સિંધુ દેશનો એવું) નામ ધરનારો નઠારો (જયદ્રથ). કુમતિ–નઠારી બુદ્ધિવાળો.

૫ સંબંધ ઇ૦—એહ નિકટે (પાસેનો) બનેવીનો સંબંધ ધરતો (ધરનારો છે), માટે એ કાંઇ આવું ખોટું કૃત્ય કરી શકનાર નથી એવા વિશ્વાસથી–ઉદર [પેટમાટે] મોદક [લાડુ] ની આશ સેવીને [આશાને આધીન થઇને] ગયા. સન્માન ઇ૦—ત્યાં તેણે સન્માન અને પાન [પીવાના પદાર્થો] અમને આપી ભૂલવીને સતીનું હરણ કીધું.

ઓ જાય આગળ વધી મુનિ શુંય કીજે,
નિંદા તમારી થકી શાપ શું દેઉં ખીજે;
પાંડુતનો તમથી એ જરિયે ન બીન્યો,
આ જાયછે નવીન મારગ હર્ષભીન્યો. ૬
વૃક્ષો પડીજ કરમાઈ ગયાં બિચારાં,
છે કાપિયાં ઝટ જવા દ્રુમ એજ સારાં;
ધારો સુઅંગ કવચો નથી દૂર ભાઇ!
વાંસે પળો વીર બની શુભ શસ્ત્ર સાઇ. ૭
નિર્ભર્ત્સના અતિ, જયદ્રથ દંડ મોહી,
ચિત્તેજ છે ભય ઘણો મુખ શુષ્ક રોઈ;
ના અંગ સંગ કરિયો, ધરિયો ન ધ્યાને,
ઝાલો જઇ ઝટપટે સતીનેજ માને. ૮
વા'રે ચઢો મન ધરી વદું વેણ રૂડું,
થાયે અરિ હીન નહિ તવ આપ કૂડું;
વિચાર ભાર કુળનો ધરો ધ્યાન માને,
લાવો સુચિત્ત અરિ જે અડકે ન વાને. ૯

---

૬ મુનિ શુંય કીજે—અમે મુનિ શું કરીએ? તમે કહેશો કે શાપ દેવો હતો તો, ખીજવાઇને શાપ શું દેઉં? [ કેમકે ] શાપથકી તમારી નિંદા થાય. નવીન મારગ—નવો માર્ગ કરીને. હર્ષ-ભીન્યો—હર્ષથી ભીંજાયલો.

૭ વૃક્ષો ઈ૦-(નવો માર્ગ કરવાને કાપેલા) દ્રુમ—ઝાડ. સુઅંગ—સારે અંગે. સાઇ—સાહી—પકડીને.

૮ નિર્ભર્ત્સના ઈ૦—દ્રૌપદીએ જયદ્રથની નિર્ભર્ત્સના (નિંદા) તો અતિ (ઘણીએ) કરી, તથાપિ તે તેના દંડ (શિક્ષા) થી મોહી (મૂઢ બની ગઇ છે). ચિત્ત ઇ૦—દ્રૌપદીના ચિત્તમાં તેનો ભય ઘણો છે અને રોઇને તેનું મુખ શુષ્ક (થયું છે)— સૂકાઇ ગયું છે. માને—માન સહિત. અથવા સતીના માન ખાતર તેને (શત્રુને) ઝટપટ પકડો.

૯ પાંડવોનો યુદ્ધ ઉત્સાહ વધારવાને ધૌમ્ય મુનિ બોલે છે કે:-વાહારે ઈ૦— સ્પષ્ટ છે. થાયે ઇ૦—જો અરિ હીન નહિ થાય તો આપ (આપણું) કૂડું છે. વિચાર ઈ૦—કુળના ભાર (મોટપણ) નો વિચાર કરીને અને તેનું માને (મા-

જે શ્રેષ્ઠ સ્રુચ ઘૃતથી ખરડાય આખો,
તે ભસ્મ સ્પર્શ કરવા ઘટિ નાજ દાખો;
હોમાય આજ્ય કદી શાળજ છાલ અગ્નિ?
ના મર્ણે જાગ સુમનો તણી હોય લગ્નિ. ૧૦

શું દ્વિજસોમવલ્લિને કૂતરોજ ચાટે,
શિયાળ જાત મૃગયા રમી ના ઉચાટે!
ઉચ્ચાટને તજે શૃગાલ તલાવડીમાં,
કંજે ભરેલી વિલસે કદી ના ઘડીમાં. ૧૧

રે સિંહ એક તણી કામિની હોય ભાઈ
તેને મૃગો અતિ મળી પકડે શું ધાઈ!
તો સિંહ પંચ સરખા પતિ આપ માથે,
તેની પ્રિયા પકડવા ડરશો ન હાથે!! ૧૨

એવાં તહીં પરૂષ વેણ સુણીજ ભીમે,
આપ્યોજ ઉત્તર તહીં નવ કાંઈ ધીમે!!

---

ન પણ) ધ્યાનમાં ધરીને જેથી અરિ દ્રૌપદીના વાને (વર્ણને–અર્થાત્ શરીરને) ન અડકે તેવું સુચિત્ત(માં) લાવો.

૧૦ જે ૪૦–જે શ્રેષ્ઠ સ્રુચ (ઘી હોમવાનો સરવો) આખો ઘૃતથી ખરડાય છે તે સરવો ભસ્મનો સ્પર્શ કરવાને ઘટિ (ઘટિત) નાજ દાખો (નહિજ કહેવો). હોમાય ૪૦–આજ્ય (ઘૃત)ની સાથે શાળ (ડાંગર)ની છાલ શું અગ્નિમાં હોમાયછે? અર્થાત્ નથીજ હોમાતી. તેમજ, મર્ણની (જગોએ) સુમનો તણી (પુષ્પોની) લગ્નિ (યોજના) હોય નહિ. અથવા, સુમનો તણી (દેવોની) લગ્નિ (યોજના) હોય નહિ.–મરણના પ્રસંગમાં ગણપતિની સ્થાપના યોગ્ય ગણાય નહિ.

૧૧ દ્વિજ સોમવલ્લીને–બ્રાહ્મણને યોગ્ય સોમવલ્લીના રસને. શિયાળ જાત–શિયાળની જાતિ અથવા શિયાળનો પુત્ર. (जन् ઉત્પન્ન થવું). ના ઉચાટે –ઉચ્ચાટ ન પામે શું? શૃગાલ–શિયાળ. કંજ–કમળ. ઋષિનાં વચન દ્વારા કવિએ વીરનો **ઉદ્દીપન** વિભાવ વર્ણ્યાછે.

રે બંધ બંધ કર, જો ડર આ ગદાથી,
લાડુ અડાડું અવળા હવિ તો વધાથી. ૧૩

હે નીઃ— વદ તવ મુખે કર તોજ દીધો,
યુધિષ્ઠિરે ઋષિથી ભાઇ બચાવી લીધો,
કલ્યાણરૂપ ! કથું હું જઈ શત્રુ ઝાલું,
આઘા ખસો નવ વિલંબની વેળ ભાળું. ૧૪

લાડુથી શાપ અપરાધથકી દબાયો,
જો ક્રોધ કીધ તદપિ મુનિ તો લજાયો;
થાઓજ સારૂં ભણી આપ ઉભા રહ્યા ત્યાં,
પાંડુતનો મન તને ધરીને ગયા જ્યાં. ૧૫

## શ્લોક.

તહિં તો ગયા જહિં તો અરિ,
મન માંય રોષ ઘણો ધરી;
અરજુનને ગુરૂ જેહ કે',
કથું તે સુણો મન શાંત રે'. ૧૬

---

૧૩ પરૂષ—કઠોર. ક્રોધ સ્થાયી ભાવનું વ્યભિચારી રૂપે વર્ણન. ૧૪ હે ની ઈ૦—ભીમ બોલવા જતો હતો કે, 'હે નીચ !' પણ યુધિષ્ઠિરે તેને 'હે ની' એટલો અર્ધો ઉચ્ચાર કરતાંજ તેને મુખે કર (હાથ) દીધો અને ઋષિને (ઋષિ ક્રોધે ભરાઇ શાપ દે તેથી) ભાઈને બચાવી લીધો. પછી ભીમે મુનિનો તિરસ્કાર કર્યો તેથી તેને ઉપજેલો ક્રોધ શાંત કરવાના હેતુથી યુધિષ્ઠિર કહે છે કે, હે કલ્યાણ રૂપ ! હું કહું છું કે તમે આઘા ખસો, હું શત્રુને જઇને ઝાલું; હું વિલંબ કરવાનો વખત દેખતો નથી. (અથવા, હું કલ્યાણ રૂપ—રૂડું કરે એવું કથું છું, એમ પણ અર્થ થાય).

૧૫ લાડુથી ઇ૦—લાડુથી અને અપરાધથી શાપ દબાયો. અર્થાત્ ભીમને મુનિ શાપ તો દેત, પણ જયદ્રથના લાડુ ખાવાની લાલચમાં દ્રૌપદી ગુમાવવા રૂપ અપરાધ કરેલો તેથી તે શાપ દબાઈ ગયો— શાપ દેવાયો નહિ. ૧૬ શ્લોક—સંગતિકા છંદ. [ સજજગ ]. ગુરૂ—ધૌમ્ય.

## વલણ.

શાંતિ થવા ક્રોધી ગુરૂને, કહે શ્રોતા શું હવું રે;
તે વર્ણવી હું દાખું હવણાં, કવિ નહિ તદપિ કવું રે. ૧૭

## કડવું ૨૨ મું.

### શ્લોક.

પાર્થે પ્રણામો કિધા વાર વારે,
સાર્થે જવા આપ મને વિચારે;
ધારે ન કાંઈ તદપિ ધરે છે,
વારેજ વારે ગુરૂ ઉચ્ચરે છે. ૧

### રાગ ગંગાષ્ટકનો.

ગુરૂજી વિધિમાં નિરમ્યું હતું જે,
થયું તે ગયું તે સહુ તે મતું તે;
નહિ આપ રૂડા કંઈ કષ્ટ કીજે,
વિધિને ગમ્યું જે નવ મૂકી દીજે. ૨

---

૧૭ શાંતિ ઈ૦—ક્રોધી ગુરૂને શાંતિ થવા [જેવું] શું હવું [થયું]? એમ શ્રોતા કહે છે (પૂછે છે), તેથી તે હું હમણાં વર્ણવીને દાખું છું અને કવિ નથી તદપિ (તથાપિ) કવું છું [વર્ણન કરૂં છું]. 'કવિ નથી' ઇત્યાદિ કવિનાં વચન વિનયસૂચક છે.

૧ શ્લોક—ઈંદ્રવજ્રાવૃત્ત. પાર્થે ઈ૦—પાર્થે (અર્જુને) ગુરૂને વાર વારે (વારંવાર) પ્રણામો કર્યા અને પછી સાર્થે (અર્થ માટે) જવાને આપ (પોતે) મને (મનમાં) વિચારે છે. અથવા, (સાર્થ—ટોળું). શત્રુ સૈન્યના ટોળામાં જવાને આપ મનમાં વિચારે છે. અથવા (સાર્થે—સાથે). પોતાના ભાઈઓની સાથે. ધારે ઈ૦—અર્જુન મનમાં કાંઈ ધારે નહિ (લેતા નથી) તથાપિ ગુરૂ પોતાના મનમાં ક્ષોભ ધરેછે અને તેથી ગુરૂ વારે વારે ઉચ્ચરે છે (બોલે છે).

૨ રાગ ગંગાષ્ટકનો—તોટક વૃત્ત. અર્જુન ગુરૂને કહેછે કે, ગુરૂજી ઈ૦—હે ગુરૂજી! જે કાંઈ વિધિ [નસિબમાં] માં નિર્મ્યું હતું તે થયું અને તે ગયું! વળી તે સહુછું અને તે મતું (માન્ય કરેલું) પણ છે. વિધિને ઈ૦—જે વિધિને ગમ્યું તે મૂકી દેવાય એવું નથી—તેને તજી શકાય તેમ નથી.

કદિ આપણને ગમતું નથી એ,
ગુરૂ કો' કરૂં શું ? વિવિધે મથિયે ;
નવ લોભ ન મોહ અડે ગુરૂને,
સ્પરશે પછી મોદક કો' ઉરૂને.
કરમે લખ્યું જે ધરમે ન ભુસે,
ધરી ટાંક તિ ભોગવું શે ન હુંસે;
હરિને ગમ્યું (તે) રૂડું ધરી કરવું,
ખમવું સુસુખે ભમી શે ડરવું. ૪
ગુરૂ ધૌમ્ય રીઝ્યા કિરીટી વચને,
ભય તો નથી જાવજ સત્ય મને;
પણ એક કર્યું મમ તે ધરજો,
ગુરૂ વાયક સત્ય કરી ગણજો. ૫
"ઘટી પંચ વિષે પતિ મોકલિયે,"
મુજ વેણ ન જાય મને ધરિયે;

---

૩ વિવિધે–અનેક પ્રકારે. મથીએ–યત્ન કરીએ. ગુરૂને ઇ૦–તમારા સરખા ગુરૂને લોભાદિ અડે નહિ તો પછી તમો સરખા ઉરૂ [મોટા] ને મોદક તો કેમજ સ્પર્શ કરે? અર્થાત્ તેથી તો તમારૂં ચિત્ત કેમજ તણાય? મતલબ કે ભીમ જે કહે છે તે તો દુઃખના આવેશથીજ બોલેછે માટે એના ઉપર ક્રોધ કરવો પણ તમારા સરખાને ઉચિત નથી, એ ધ્વનિ છે.

૪ કરમે ઈ૦—જે કરમે (કરમ–નસિબમાં) લખ્યું છે તે ધરમે (ધર્મ રાજાથી) પણ ભુસે (ભુસાય) નહિ; (જો એમ છે તો) જે ટાંક (વિધાતાએ) ધરી છે તે હું હુંસે (હોંસથી) શે (શા માટે) ન ભોગવું? હરિને ઇ૦–જે હરિને ગમ્યું તે રૂડુંજ હશે એમ (મનમાં) ધરીને તે કરવું અને તે સુસુખે (અતિ આનંદથી) ખમવું; પણ તેથી ભમીને (ભરમાઈને–ગભરાઇને) શે ડરવું!

૫ સત્ય મને–વિજય મળશે એ અથવા ભય તો નથીજ એ સત્ય છે, એમ મનમાં ધરીને. પણ ઇ૦—જાઓ એટલુંજ નહિ પણ, મેં એક પણ (પ્રતિજ્ઞા) કર્યું છે તે મારૂં 'પણ' મનમાં ધરજો અને તે પણ રૂપ ગુરૂવાયકને સત્ય કરીને ગણજો–સાચું થાય તેમ કરજો.

અરજુન વદે નવ ભીત કશી,
ધરી તીર કરે હરિ જોત કશી. ૬

અરિ સંહરી આવું વદે સુતીરો,
અરિ સન્મુખ જો ન વઢે ન વીરો;
ધરી ધ્યાન મને દૃઢતા વિધિ એ,
વીર ધીરની નીતિ કથું નિધિ એ. ૭

ગુરૂ આપ જુઓ ઇમિ પંચ પતિ,
સતીને મળશે નહિ વાર રતિ;
મમ બાણનું આપજ માપ જુઓ,
તમ સોગન સંશય શો ન ખુઓ. ૮

---

૬ તે પણ કહી બતાવે છે: ધરી ઇ૦—"હે દ્રૌપદી તારા પતિને અમે પાંચ ઘટી વિષે (ઘડીમાં) મોકલીએ છીએ" એ મારૂં વેણ (મિથ્યા) જાય નહિ તે મને (મનમાં) ધરિયે (ધરવું યોગ્ય છે). અરજુન ઇ૦—અર્જુન વદે છે કે (તમારા વચન સંબંધી) કશી ભીત (ભીતિ—ભય) નથી. મતલબ કે તે પાળીશું (એમ કહીને પછી) હરિ (અર્જુન) કરે (કરમાં) તીર ધરીને કશી જોત (કશી જુએછે). ધનુષ્ય ઉપર બાણ ચઢાવીને તેને ખેંચી જુએ છે.

૭ બાણને કશી જોતાં અર્જુન કહેછે: અરિ ઇ૦—મારાં સુતીરો (સારાં તીર) એમ કહેછે કે 'અરિને સંહારીને' (મારીને) અમો પાછાં આવું. પણ જો અરિ સન્મુખ ન હોય તો સુવીરો (સારા વીર પુરૂષો) વઢતા નથી. અથવા, જો અરિ સન્મુખ (શત્રુની સામે) વઢે નહિ તો તેને વીર જાણવો નહિ. મતલબકે અમે (તીર) પણ (વીરના સમાગમથી) વીર છીએ માટે નિશ્ચય અરિની સન્મુખ જઇને વઢીશું અથવા અરિ જો સન્મુખ નહિ હોય તો તેને સન્મુખ કરી ને વઢી શું. ધરી ઇ૦—એ વિધિ (એ રીતે) મનમાં ધ્યાન ધરીને દૃઢતા ધરી. અથવા મનમાં ધ્યાન ધરી અને વિધિએ કરીને દૃઢતા ધરીને વીર અને ધીરની જે નીતિ છે તે કહું છું; એ નીતિ એ એક પ્રકારનો નિધિ (ભંડાર) છે.

૮ ગુરૂનું પણ પાળવાની ખાત્રી કરી આપવાને માટે ગુરૂને અર્જુન કહે-છે: ગુરૂ ઇ૦—હે ગુરૂ આપ જુઓ, ઇમ (આમ) પંચ પતિ (પાંચે સ્વામી) તે સતીને મળશે અને રતિ પણ વાર નહિ લાગે. મારા બાણનું માપ (અર્થાત

અરિ યોજન અષ્ટ સુધી વસતો,
અમ બાણુ મળે, દૂર છો ખસતો;
પતિ પંચ તણાં રૂપ બાણ ધરે,
સતીનું જઈ રક્ષાણ પાસ કરે. ૯
વદી એમ ધર્યા ધનુ ધ્યાની બની,
યમ વાયુ પુરંદર વૈદ્ય ગણી;
લખી લેખ તીરે ધરતો હરિ તો,
વરણું કયી પેર મને ધરી તો. ૧૦

## શ્લોક.

અમો છું અહીં બીજ તોડું જ ફાવે,
ન રૂમો દુઃખોના વિલાપોજ ભાવે;
મળ્યા જે સ આજ્ઞા પહું સત્ય કૃષ્ણા,
કહ્યું શું કુવાણી જહુ જેવી તૃષ્ણા. ૧૧

---

બળ) આપ જુવો. અને તમ સાગન (તમારા સાગન ખાઈને કહું છું કે) તમે સંશય શે ન ખુવો? અથવા તમોએ જે સાગન ખાધા છે (પણ કર્યું છે) તે સફળ થવા વિષે સંશય શા માટે તજતા નથી? ૯ અમ બાણ મળે ઈ૦—ભલે ને તે દૂર ખસે તોપણ મારૂં બાણ તેને મળે—તેને પકડી પાડે.

૧૦ વદી ઈ૦—અર્જુને એમ વદીને ધ્યાની બનીને (તે તે દેવનું ધ્યાન કરીને) યમ (ધર્મ), વાયુ, પુરંદર (ઇંદ્ર), વૈદ્ય (બે અશ્વિનીકુમારો), એમને ગણીને (મનમાં ધરીને) તેમનાં ધનુષ્ય ધર્યાં (હાથમાં) લીધાં. અર્થાત ઉપર કહેલા પાંચ દેવોના પાંડવો પાંચ પુત્ર હોવાથી તેમના નામથી અંકિત બાણ જો દ્રૌપદી દેખે તો તે પાંડવને મળી એમ જાણવું. લખી ઈ૦—હરિ (અર્જુન) લેખ લખીને તે તીરે (તીર ઉપર) ધરતો (બાંધતો). વરણું ઈ૦—(કવિ કહેછે કે) તે લેખ મને (મનમાં) ધરીને કયી પેરે વરણું? અથવા મનમાં ધરીને (અર્જુને) કયી પેર લખ્યું તે વર્ણવું છું.

૧૧ અમો ઈ૦—અમો (પાંડવ) અહીંઆં છું (છીએ) અને ફાવે તેમ (શત્રુનું) બીજ (વીર્યબળ) તોડું (તોડીએ) માટે હે ભાવે (માન આપવા યોગ્ય સ્ત્રી) તમે દુઃખના વિલાપોમાં રૂમો નહિ. ('બીજ તોડું જ ફાવે' એમ જે આમાં કહ્યું છે તે ઉપરથી એમ પણ સમજાયછે કે છેલ્લામાં અમુક બિંદુ કેમ

### વલણ.

જહુ જેવી સહુ તૃષ્ણા, કરી નાખું આજ રે;
મુજ પંચ શર તુજ રક્ષા કરશે, ન ડરો જોઇ સમાજ રે. ૧

### કડવું ૨૩ મું.

### શ્લોક.

અંતર જો પડશે કદિ આ મજ, ભાગ વિભાગ થયો ધર મોષક,
વિતળ મા'તળ કે ભૂમિ વ્યોમજ,ભાગી ગયો પણ આ ભીમ રોષક;
આ ભીમ અંગદ નો'યજ જાણવું, નેન ચઢ્યાં તવ શોણિત શોષક,
સાજ સમાજ ન સ્વલ્પ ઘણો મમ, જોત કદા નવ એહ તજો શક. ૧

---

વિના ફાવે તેમ બીજ (અક્ષરો) તોડીને-ચૂંટીકાઢીને અંતર્લાપિકા અર્થ કાઢયો છે.) મળ્યા ઇ૦– હે કૃષ્ણા હું સત્ય વદું છું કે અહીં જે સઆજા (સમાજા)– યુદ્ધ કરનારાઓનાં મંડળ મળ્યાં છે તેમની તૃષ્ણા જહુ (ધૂળ) જેવી છે, હું કુવાણી શું કહું? આ શ્લોકમાં મૂકેલા બાળબોધ અક્ષરો વાંચતાં (અશ્વગતિએ) “ અમો આજ ” (રથગતિએ) “ બીના જાણી ” (અને તિર્યક્-ગતિએ) “ વેલા આવુ” એવું વાક્ય નીકળેછે. અંતર્લાપિકા.

૧ શ્લોક–કિરીટ છંદ (આઠ ભગણ). અંતર ઇ૦–(અર્જુને પાંચ બાણ મૂકયાં ત્યાર પછી ભીમ શત્રુ તરફ ગદા ફેંકતાં કહેછે કે,) હે મોષક!– ચોર (જયદ્રથ)! કદિ (કદાપિ) જો અંતર પડશે (અમારાથી તું છેટો જતો રહીશ તથાપિ) આમજ (આ પ્રમાણે–જેમ આ ગદા દૂરથી પણ તને વાગેછે તેમ) તારા ભાગ અને વિભાગ (અર્થાત્ ટુકડા) થયા એમ (મનમાં) ધર (સમજ). વિતળ ઇ૦—તું કદિ વિતળ, મહાતળ, ભૂમિ કે વ્યોમ (આકાશ) માં ભાગી ગયો તોપણ આ રોષક (રોષ રાખનાર–ખૂની) ભીમ (તારી પાછળજ છે એમ જાણ). આ ભીમ ઇ૦–આ ભીમ (ભયાનક વીર અથવા ભીમ પાંડવ) છે, કાંઇ હાથે પેહેરવાનું અંગદ (બાજુબંધ) નથી, એમ જાણવું; અથવા આ અંગદ (એ નામનો વાનર વીર) ન હોય (કે જે શત્રુની સાથે વિષ્ટિ માત્ર કરીને આવે) પણ આ તો ભીમ છે (કે જે) નેન ચઢયાં (આંખ ફાટી) તવ (ત્યારે) શોણિત શોષક (શત્રુઓના રૂધિરનું શોષણ કરે એવો) છે, એમ જાણવું. સાજ ઇ૦–મારે સ્વલ્પ (થોડો) કે ઘણો સાજ (સાહિત્ય) અને સમાજ (મંડળ—સેના સામંત વગેરે)

## શ્લોક.

બોલી એવું ભીમ કર ગદા, ધારી નાખી અરિમાં,
ચાલો ચાલો ઝટપટ કરી જાવું આજે હડીમાં ;
ચિંતા ચૂકો ગુરૂજી ગરવા, ભીમ આ નો'ય બીજો,
મેં જે મારો બળ કરી ગદા, એથી આજેજ રીઝો.

શ્વાસોચ્છ્વાસે વદન ભરિયાં, ખેંચતા બાણ હાથે,
મત્યંચાના રમણિય રવો, એ પથે ધાય સાથે;
જે માર્ગે સૈંધવપતિ પળ્યો, વાટ તે લીધ પાંચે,
અંધારાને રવિ શશિ ગુરૂ, શુક્ર બુધે શું આંચે. ૩

---

ન ( નથી ), મારે કદા એહ ( સાજ સમાજ ) જોત ( જોઇતો ) નવ (નથી), મારે ( ભીમ એકલો શું કરશે એવો ) શક તજો. (આ શ્લોકમાંથી અંતર્લાપિકાની રીતે "અંત આજ આવ્યો જાણો, ભાગીને તમો રોશો જો" એ વાક્ય નીકળે છે. એ વિષે વિશેષ ખુલાસા માટે આજ કડવાના દશમા શ્લોકની ટીકા જુઓ ).

૨ શ્લોક–મંદાક્રાંતા છંદ. (म, भ, न, त, त, ग, ग.) બોલી ઇ૦— એવું (ઉપરના શ્લોકમાં કહ્યા પ્રમાણે) બોલીને ભીમે કરમાં ગદા ધારીને અરિમાં (શત્રુઓ ઉપર) નાખી, (અને પછી બોલ્યો કે) ચાલો ચાલો ઇ૦— સ્પષ્ટ છે. ગુરૂએ કરેલું પણ પાળવાને અમે સમર્થ છીએ એમ કાર્ય કરીને જણાવ્યા પછી તેમને પ્રસન્ન કરવાને ભીમ કહેછે કે, ચિન્તા ઇ૦–સ્પષ્ટ છે.

૩ શ્વાસોચ્છ્વાસે ઇ૦—ઉતાવળે શત્રુની પાછળ દોડવાથી પાંડવોનાં વદન (મુખ) શ્વાસોચ્છ્વાસથી ભરેલાં છે, તેઓ હાથવડે બાણ ખેંચતા (ધનુષ્ય ઉપર બાણ આરોપીને ધનુષ્યની પણછ ખેંચે છે), તથા તેમની સાથે પ્રત્યંચા (પણછ) ના રમણિય રવો (શબ્દો પણ) એ પથે [ માર્ગે ] સાથે ધાયછે. સૈંધવપતિ— જયદ્રથ. સિંધ દેશના જયદ્રથની પાછળ પડેલા યુધિષ્ઠિર વગેરે પાંચ પાંડવોને વર્ણવતાં કવિ ઉત્પ્રેક્ષા કરેછે કે, અંધારાને ઇ૦– અંધારાને રવિ, શશિ, ગુરૂ, શુક્ર અને બુધ, (એ તેજસ્વી ગ્રહો) આંચે છે ? ( આંચ લગાડે છે–હણેછે ) ? અર્થાત્ અંધારા પાછળ શું રવિ વગેરે ગ્રહ પડયા છે? આ શ્લોકમાં, જયદ્રથ ' આલંબનની નાસવા રૂપ ચેષ્ટા એ પાંડવના ઉત્સાહ સ્થાયીભાવનો ઉદ્દીપન વિભાવ છે, માર્ગે દોડવું, શ્વાસે ભરાવું અને બાણ ખેંચવું એ અનુ-

જોયું અશ્વાદિથકી રજ, ઉડે અને વીર વાધે,
તેથી દ્વિગુણિત બળ વધ્યું ભીમ કે' શેજ લાધે;
નાસો નાસો નવ કમી કરો, ઉતરૂં હું રથેથી,
આ લીધા લેઉ કર વિચ, રે! શે ફુલાઓ મથેથી. ४
ભાખી એવું ઉતરી પડતો, ગાજતો સિંહ જેવો,
હાથે ખેંચી દ્રુમ ગિરિ ઘણા, નાખતો સૈન્ય મેવો;
વિમાનો શી રથ ગતિ કરે, તોય પો'ચે ન વેગે,
એવો દોડે ભીમ ભડ ભલો હસ્તમાં નાહિ તેગે. ५
અસ્ત્રો શસ્ત્રો વિણ દ્રુમ ગિરિને મચર્ડીજ પાડે,
અશ્વો હારે ગતિ નવ કરે, વાર વારેજ તાડે;
પાળાને ત્યાં પકડી શકવા, કોઈ જાયે ન આગે,
બાણો તાણે પણ સહુ રહે, વેગ આગેજ ભાગે. ६

---

ભાવ છે, અને પાછળ વર્ણેલાં ભીમાદિનાં વચન વગેરેથી વ્યંજિત થતા ગર્વ વગેરે ભાવ સંચારી છે, એ સર્વથી પાંડવોનો ઉત્સાહ **વીરરસ** રૂપે ફ્લિત થાયછે.

४ જોયું ઇ૦—શત્રુના અશ્વાદિના દોડવાથી રજ ઉડેછે અને વીર વાધે (આગળ વધેછે), તેથી (તે જોઈને) પાંડવોનું બળ દ્વિગુણિત (બમણું) વધ્યું. શત્રુને જતા જોઇને તેમને પકડવાને ઉતાવળો થયેલો ભીમ કહેછે કે, શેજે લાધે? (એઓ શી રીતે હાથ આવે?) અથવા, 'સેજ લાધે' એમ હોય તો તેઓ સહેજ હાથ આવે એવા છે, માટે નાસો નાસો (દોડો દોડો) નવ કમી કરો—કચાશ—ઉણમ રાખો નહિ. શત્રુને પકડવાની ત્વરા ભીમના મનમાં બહુજ વધ્યાથી તે કહેછે કે, ઉતરૂં ઇ૦—હું રથમાંથી હેઠો ઉતરૂંછું. અર્થાત્ રથ તો બહુ ધીમો ચાલેછે. આ લીધા ઇ૦—સ્પષ્ટ છે. ભીમ શત્રુને ઉદ્દેશીને કહેછેઃ રે ઇ૦—અરે! તમે મથેથી [દોડ્યાની મેહેનત કર્યાથી] શે ફુલાઓ છો? મતલબ કે, હવે જલદીજ તમારા પ્રાણ જવાનાછે! આ શ્લોકમાં વર્ણેલી શત્રુને પકડવાની ભીમની ત્વરા એ વીરરસના **અનુભાવ** રૂપછે.

५ દ્રુમ—વૃક્ષ. મેવો ઇ૦—વૃક્ષ અને ગિરિ રૂપી મેવો [શત્રુ સૈન્યને ખાવાને માટે] નાખતો. તેગે—તેગ [તરવાર] પણ.

६ તાડે—[સારથી ઘોડાને] પાળાને—પગે ચાલનારા ભીમને. બાણો ઇ૦—અર્જુનાદિ વીર બાણો મૂકે તે પણ સહુ રહે (દોડતા ભીમની પાછળજ રહે),

પાર્થે ત્યાં તો વિનતિ કરી બંધુ ! રથે આવી બેસો,
ના થાકો આ અરિદળ નથી, કે'વું હોયેજ કે'શો;
તે વિધે ધર્મસૂનુ વદિયા તેથી માન્યુંજ ભીમે,
આવી બેશી હય કર ધરી ચાલતો નાહિ ધીમે. ૭

ભાગેછે શ્યેન પળ પકડી તે પુંઠે અન્ય ધાયે,
લેવા આમિષ બળથકી ધાઇ ધસારેજ જાયે;
તે વિધે પાંડુકુળપતિ ધાયે ધસારેજ ફાવ્યા,
એવે ત્યાં દ્રૌપદી નિકટ તો પાર્થના બાણ આવ્યા. ૮

પત્રી આપી પતિવત ઊભા જોઈ રીઝયાંજ રાણી,
વાંચ્યું જાણ્યું વર મમ પતિ તેથી આનંદ આણી;
લુંછી અશ્રુ સજ થઈ ગયાં બાણને જોઈ કૃષ્ણા,
એવે ત્યાં અંતક સમ ગદા જોઈ ફૂલીજ તૃષ્ણા. ૯

---

અને (ભીમનો) વેગ આગેજ ભાગે [જાય]. આ બે શ્લોકમાં વર્ણેલા ભીમના લોકોત્તર વેગથી ઉત્પન્ન થયેલો વિસ્મય સ્થાયી ભાવ વીરના સંચારી રૂપે વર્ણાયો છે. **સંબંધાતિશયોક્તિ** અલંકાર.

૭ કે'વું ઇ૦—તમારે જે કહેવું હોય તે કહેશો (કહો)—તમને અટકાવ્યા, માટે જે ઠપકો આપવો હોય તે આપો. ચાલતો ઇ૦—રથમાં બેશીને પણ હય કર ધરી—હાથમાં ઘોડાની રાશો ઝાલીને [સારથી કરતાં વધારે ઉતાવળો હાંકવાને] ધીમે ચાલતો નહિ (નથી) —ઉતાવળે ચાલેછે.

૮ ભાગેછે ઇ૦—જેમ શ્યેન [બાજ પક્ષી] પળ [માંસ] પકડીને ભાગેછે અને તેની પૂઠે અન્ય (બીજા પક્ષી) બળથકી તે આમિષ [માંસ] લેવાને ધાયે [ધાયછે], તથા ધાઈને ધસારાથી જાયછે, તે વિધે [તે પ્રમાણે] પાંડુકુળપતિ [પાંડુના કુળમાં મુખ્ય— પાંડવો] ધસારાથી ધાયછે અને એમ ધાવામાં તેઓ ફાવ્યા [અડચણ થઈ નહિ]. એવે ઇ૦—એવામાં દ્રૌપદી નિકટ [પાસે] પાર્થના બાણ આવ્યા. **ઉપમા.**

૯ પતિવત—પતિની પેઠે. ઉભા—(બાણો). ફૂલીજ તૃષ્ણા—પતિને મળવાથી ફૂલી (પ્રબળ થઈ).

રે આવ્યો ‘અંત’ અરિ બળિયા ‘આજ’ વાંચું વળેથી,
‘આવ્યો જાણો’ અતિ સરળ છે પંક્તિ માંહે કળેથી;
હે ‘ભાગીને’ વળિ વળ લખ્યું છે ‘તમો’ અંત આદિ,
છે ‘શેશા જો’ ત્રય વરણ તો માંહિ સીધા અનાદિ. ૧૦

---

૧૦ ગદા સાથે જે પત્રી આવી હતી તેમાં જે લખ્યું હતું તે વિષે દ્રૌપદી કહેછે: રે ઈ૦—આજ વળેથી [ લેહેરની રીતથી અથવા વાંકી લીટી જેવા આકારથી ( કડવાના આરંભનો છંદ જે ગદા સાથે મોકલ્યો છે તે ) ] વાંચું છું ત્યારે હે બળિયા અરિ ‘અંત આજ’ એવો અક્ષર સમૂહ આવ્યો [ નીકળે છે ]. અને ( છંદ ) માંહે કળ્યેથી ( સમજી જોવાથી ) ‘આવ્યો જાણો’ એ અતિ સરળ ( સીધી ) પંક્તિ છે ( માલમ પડેછે ) . હે ( અહો ! ) વળી વળ-માં ( [illegible] લીટીમાં ) ‘ભાગીને’ લખ્યું છે તથા તેના અંતમાં ‘ત’ છે. અને વળી [illegible]માં ( છંદની ૨૧ મી ઊભી હારના આદિમાં ) ‘મો’ છે, તથા તેમાં ‘[illegible]’ એ ત્રણ વરણ ( અક્ષર ) તો માંહી [ છંદ માંહી ] અનાદિ [ અંત[illegible]ભાગમાં ] સીધા [ ઉભી સીધી હારમાં ] છે. છંદ ૧ લાના અંતર્લાપિકાનો એ સ્ફુટાર્થ છે. વધારે સ્પષ્ટ થવા માટે આ સાથે તે છંદ લખી બતાવ્યો છે.

| | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અં | ત | ર | જો | પ | ડ | શે | ક | દિ | આ | મ | જ | મા | ગ | વિ | ભા | ગ | થ | યો | ધ | ર | મો | ષ | ક |
| વિ | ત | ળ | મા | ત | ળ | કે | ભૂ | મિ | ચો | મ | જ | ભા | ગી | ગ | યો | પ | ણ | આ | ભી | મ | રો | ષ | ક |
| આ | ભી | મ | અં | ગ | દ | નો | ય | જ | જા | ણ | વું | ને | ન | ચ | ઢયાં | ત | વ | શો | ણિ | ત | શો | ષ | ક |
| સા | જ | સ | મા | જ | ન | સ્વ | લ્પ | ધ | ણો | મ | મ | જો | ત | ક | દા | ન | વ | એ | હ | ત | જો | શ | ક |

ધારે રામા ઝીણી મતિ કરી, અંત એવેજ આણ્યો,
સ્ત્રી પાસે રામજ રમી ગયા પ્રાણનો દીપ રાણો;
આજે આજે અરિ અરિ હણો આ ગદા એમ દાખે,
રામા રીઝે પતિ બળ લહી ભીમને ધન્ય ભાખે. ૧૧
એવે આવ્યા નિકટ હરિશા પંચ વીરોજ દર્શ્યા,
કંપ્યા યોધા હયમળ થયા રે રખે થાય સર્શ્યા;
કો દિગ્મૂઢા બની મહીં પડે જોઈ રૂપે યમોશા,
એવે ગર્જ્યો ભીમ ભડ ભલો જેથી સર્વે વિમોશ્યા. ૧૨
અર્જુનાદિ નરવરમણિએ ધરી શંખ ફૂંક્યા,
ચોંક્યો રાજા ભયરવ સુણી રે રખે થાય ઢૂંકા;
એવે ભીમે બળ કરી ગદા જેહ મે'લી'તી પે'લી,
તેણે ત્યાં તો મુકુટશિરનો પાડિયો રાય ઠેલી. ૧૩
ભાગ્યા ભાથા વિકળ કરિયો રે થયું શું વદાએ,
જે વાયુનંદનલિખિત તે આપિયું ત્યાં ગદાએ;
જોઈ ક્રોધે અતિશય ભર્યો વાણી જાયે ન જાણી,
મારૂં મારૂં વદન વિકશી બોલતો સદ્ય તાણી. ૧૪

---

૧૧ ધારે ઈ૦– રામા (દ્રૌપદી) ઝીણી મતિ કરીને પત્રમાં લખેલા છં-દના અર્થને ધારેછે (મનમાં સમજેછે) એવે (એવામાં) ગદાએ કેટલાક શત્રુવીરનો અંત આણ્યો. સ્ત્રી પાસે ઈ૦–તે સ્ત્રી પાસે (નજિકમાં)•કેટલાકના રામ રમી ગયા અને તેમના પ્રાણનો દીપ રાણો થઇ ગયો. (અર્થાત્ મૃત્યુ પા-મ્યા). દાખે—જાણે દાખતી હોય. રામા–દ્રૌપદી.

૧૨ હરિશા–સિંહ જેવા. હયમળ થયા– ઘોડાઓને ભયથી લાદ થવા લા-ગી. મહી–પૃથ્વી પર. યમોશા–યમ જેવા. (વિમોશ્યા.)–વિચારમાં પડયા. ભયરવ–ભયનો શબ્દ.

૧૪ વિકળ–વિહ્વળ અથવા ગભરાયલો. રે ઈ૦–રે. શું થયું શું થયું! એમ બોલાવા લાગ્યું. વાયુનંદનલિખિત—ભીમે લખેલું. જોઈ—(લખેલું જોઈને). વાણી ઈ૦–ક્રોધથી ભરેલો તે જે વાણી બોલતો હતો તે જાણી જા-યે નહિ–સમજાય નહિ. વિકશી–વિકાશીને.

એવે કાળાંત સરખી ગદા આવી લાગીજ પાણે,
હસ્તો બંને હળમળ થયા આવિયો કાળ જાણે;
એવો આપી ભય ભય ભર્યો પાછી આવી ગદા તો,
ઝાલી હસ્તે ભીમ ગરજિયો શું અષાઢો વદાતો. ૧૫

દોડ્યા એકાકી કરી હડી પૂરે (શું) ચઢ્યા પંચ અબ્ધિ,
નાસે સેના રનવન થઇ શું સરિતાજ લબ્ધિ;
એવે સિંધુજનપદપતિ સાવધાનેજ બોલે,
શૂરો મારા થિર થઇ ઊભો ને દૂભો શત્રુ ડોલે. ૧૬

એવે પાંચે કરિઅરિરવે ગાજિયા એક કાળે,
હાથી ભાથી નરમ પડિયા ત્યાં મળો મૂત્ર ભાળે;
એ વિધે તેજહિણ તદપિ દ્રૌપદીને વિચારે,
આ પાંચે માં રથિ બૃહત તારા ધવો તુંય ધારે? ૧૭

---

૧૫ પાણે હાથમાં. હળમળ થયા-ખળભળી ઉઠ્યા. ભય ભય ભર્યો—ભયથી ભરેલો ભય. અર્થાત્ ખાલી ભય નહિ, પણ ખરેખરોજ ભય. શું ૯૦—અષાઢો (આષાઢ માસનો મેઘ) વદાતો (બોલાયછે)? આષાઢ માસના મેઘના જેવી ગર્જના કરીને ભીમ ગાજ્યો.

૧૬ દોડ્યા ૯૦—પાંચે પાંડવો એકાકી (અકસ્માત્) હડી કરીને (કાઢીને) દોડ્યા. કવિ ઉત્પ્રેક્ષા કરેછે કે, પૂરે ૯૦—જાણે પાંચ અબ્ધિ (સમુદ્ર) જ પૂરે ચઢ્યા હોય (ભરતીના વેગમાં ચઢ્યા હોય) શું ? સમુદ્રમાં ભરતી થાય ત્યારે તેનાં પાણી નદીમાં જવાથી નદીઓ ચારે પાસે ફેલાયછે. એ કલ્પના લક્ષ્યમાં લેઈને કવિ કહેછે: નાસે ૯૦—સેના રનવન થઈને (વિખરાઈને) નાસેછે, જાણે આ સરિતાજ લબ્ધી (પ્રાપ્ત) થઈ ન હોય! સિંધુજનપદપતિ—સિંધદેશનો ધણી (જયદ્રથ). ઊભો—ઊભારહો. દૂભો ૯૦—અને શત્રુ જેમ ડોલે (હારે—ડગે) તેમ તેમને તમે દૂભો—પીડા કરો.

૧૭ એવે ૯૦—એવે પાંચે પાંડવો કરિઅરિ (સિંહ)ના જેવા રવે (શબ્દથી) એકે કાળે ગાજ્યા. અને તેથી જયદ્રથના હાથી અને ભાથી (બાણના ભાથાવાળા વીર) નરમ પડ્યા અને તેમને મળમૂત્ર થઇ ગયાં તે (સર્વે) ભાળેછે! એ વિધે ૯૦—એ પ્રમાણે તેજહીણ (પ્રતાપરહિત) તો છે તદપિ (તોપણ) તે દ્રૌપદીને વિચારે (પૂછે છે) કે આ પાંચે બૃહત (મોટા)

બોલો બાળા મુજ બળ જુઓ કોણ છે એ જણાવો,
પે'લો બીજો ત્રય ચતુરથો પંચમાને સણાવો,
પાંચાળી કે' નરમણિ વદે તું મુખે વારવારે,
શા માટે પૂછપરછ કરે? મૂઢ શાને વિચારે. ૧૮
તું પોતાનું મરણ કરમાં આલીને શું વદેછે,
એ તો મોટા ધનુષધર છે, જેહ મારૂં હૃદે છે;
મારા પાંચે પતિ અતિ બળી તારી સેના વિડારે,
જો હું જોઉં લઘુ ભઇ સમેતા યુધિષ્ઠિર વા'રે. ૧૯
તો મારે શી ફિકર ધરવી કે વ્યથા શેની સાલે,
તારો મારે મન ભય હતો તેહ ટાળ્યોજ હાલે;
નીતિ ધારૂં તન મન વિષે પ્રાણ જો જાય તારા,
મર્ણાંતે છે પણિત પથમાં તો વદું શે ન સારા! ૨૦

---

મા'રથી ( મહારથી ) ને તું તારા ધવો (સ્વામીઓ) ધારેછે કે? અથવા આ તારા પાંચે ધવો (સ્વામીઓ) નેજ તું મોટા મહારથીઓ ધારેછે કે?

૧૮ બોલો ઇ૦– હે બાળા! બોલો, મારૂં બળ જુઓ અને એ કોણ છે તે જણાવો. પે'લો ઇ૦–પેહેલો, બીજો, ત્રય (ત્રીજો), ચતુરથો (ચોથો) અને પંચમાને (પાંચમાને) સણાવો (સુણાવો– કોણ છે તે મને સંભળાવો). પાંચાળી ઇ૦–પાંચાલી કહેછે કે, તું નરમણિ છે એમ તું તારે મુખે વારવારે (વારંવાર) વદે છે; અથવા મારા જેવી રમણી (સ્ત્રી) વારવારે તું મુખે (તારા સામે) ન વદે (બોલે નહિ). માટે હે મૂઢ! તું શા માટે પૂછપરછ કરેછે અને શાને વિચારે છે?

૧૯ તું ઇ૦–તું તારૂં પોતાનું મરણ કરમાં (હાથમાં) આલીને હવે શું વદેછે? અર્થાત્ તને મરણ પ્રાપ્ત થયું છે હવે તારે શું પૂછવાનું છે? હૃદે છે– મારા હૃદય રૂપ છે. લઘુ ભાઇ–નાના ભાઇઓ (ભીમ વગેરે ચાર). સમેતા– સહિત. વા'રે–વાહારે (મદદે) આવેલા.

૨૦ હાલે–હમણા. અત્યાર સુધી તો હું તારી સાથે બોલતી નહોતી પણ હવે મારા પતિઓ મારી મદદે આવ્યા છે તેથી મને તારો ભય નથી માટે તારી સાથે બોલુંછું, એવા હેતુથી કહેછે કે, નીતિ ઇ૦–જો તારા પ્રાણ જાયછે અને તું મરણાંતે પણિત (વ્યવહૃત–transacted.) પથમાં (રસ્તામાં) છે, અર્થાત્ જે માર્ગે તારા અંતકાળનો વ્યવહાર ચાલી રહ્યો છે તે માર્ગમાં તું છે,

પૂછે સારૂં નરતું પણ તેને જવાબોજ દેવા,
એ છે ધર્મો વરમતિ સતીના ખરા માનો લેવા;
જો જો જેના રથ વિચ ધજા નંદ ને ઉપનંદો,
મોટા શબ્દે ગરજીં ગગડે તે મૃદંગોજ વંદો. ૨૧
છે તે એવા વળિ સુણ વદું જે સ્વધર્મોજ જાણે,
સાચે રાચે સુકૃતિધર તો વાસ ઇચ્છે પરાણે;
સુણ્યો છે તેં સુપરવત જાંબૂનદો નામધારી,
એ છે એવા શુચિ વરણમાં ગૌર ગંગાજ વારિ. ૨૨
નાસિકા વાન વર અતિ છે નેત્ર મોટાં અપારે,
જેષ્ઠા શ્રેષ્ઠા કુરૂકુળમણિ આવતા મારી વારે;
ધર્માચારી વ્રત મમ પતિનું તું શેણે ન જાણે,
જા જા વેલો શરણ નૃપને જો ઉગાર્યોજ માને. ૨૩
રક્ષા ઇચ્છો નવ જવ થઇ અંગ રક્ષા તમારી,
પક્ષા તૂટે નહિ કદિ કરે કોઈ પક્ષા સમારી;

---

તો હું તનમાં અને મનમાં નીતિ ધારૂં છું (મરતા માણસની જીજ્ઞાસા પૂરી કરવી એ શિષ્ટ પુરૂષોની નીતિ છે તે હું ધરૂં છું). અને તેથી, મારા સારા પતિઓ વિષે હું શે ન વદું?

૨૧ વળી જયદ્રથની સાથે બોલવાનું બીજું કારણ બતાવે છેઃ પૂછે ઇ૦–સ્પષ્ટ છે. વરમતિ–સારી બુદ્ધિ. જો જો ઇ૦–જેના રથ વિચ (મધ્યે) ધજા છે તે તું જો, જો; તે ધજામાં નંદ અને ઉપનંદ નામે મૃદંગો મોટા શબ્દથી ગરજીને ગગડે છે તેને વંદો તમો સહુ પ્રણામ કરો.

૨૨ સાચે ઇ૦–તે સાચે (સાચથી) રાચે (ખુશ થાય છે) અને જે સુકૃતિધર (સારાં કર્મને ધારણ કરનારા) પુરૂષો છે તે તેનો વાસ (પોતાને ઘેર) પરાણે ઇચ્છે છે. (પોતાનું ઘર તેથી પવિત્ર થાય એવી ઇચ્છાથી.) સુણ્યો ઇ૦–તેં જાંબૂનદો નામધારી (સુવર્ણનું નામધારણ કરનાર અર્થાત્ સોનાનો) સુપર્વત (સારો પર્વત) સુણ્યો છે? એ (ધર્મ) એવા શુચિ (નિર્મળ) છે. અને ગંગાના જળ જેવા ગૌર છે. (ગંગાનું પાણી શ્વેત છે એમ ગ્રંથોમાં છે).

૨૩ વાન–વર્ણ. જ્યેષ્ઠા શ્રેષ્ઠા–મોટા અને શ્રેષ્ઠ. શેણે ન જાણે?–(કેમકે તે સઘળે પ્રસિદ્ધ છે.)

કક્ષા છૂટા નર નકિ મરે જેમ કક્ષા પડેથી,
દક્ષા થાઓ જઈ ઝટ મળો રે અદક્ષા વઢેથી. ૨૪
અસ્ત્રો મૂકી નમન પદમાં જો કરો સા'વ શસ્ત્રો,
દસ્ત્રો દાટો નયન નમવી તો ધરો અંગ વસ્ત્રો;
રીજે આપે જીવ તવ નકી એ નમ્યે હર્ષ ભીંજે,
ખીજે ના એ, અધમ! સમગુણો બચો આજ બી'જે. ૨૫
ભૂતિ કેરો હરણ કરતા જો પૂંઠે ભીમ ભૂતિ,
ભૂતિ જાણે મનથકી રૂડી જે ધરાવેજ ભૂતિ;
ભૂતિ એની પવનથકી છે ના લજાવે વિભૂતિ,
ભૂતિ જાણો થઇ કરિ હરિ આજ તારી વિભૂતિ. ૨૬

---

૨૪ રક્ષા ઇ૦—જો તમે તેની પાસેથી રક્ષા (રક્ષણ) નવ (ન) ઈચ્છો તો, તમારી અંગની રક્ષા (રાખ) થઇ એમ જાણો. (જો તેની સાથે યુદ્ધ કરશો તો) તમારી પક્ષા (સેના) તૂટે (ભાગી જશે—નાશ પામશે) અને (તે ભાગી ગયેલી સેનાને) સમારીને (સુધારીને—એકઠી કરીને) કોઇ તમારી પક્ષા (પક્ષ) કરશે નહિ. કક્ષા ઇ૦-જેમ કક્ષા (ઘરના મધ્ય ભાગ) પડ્યેથી નર નકી મરેછે તેમ કક્ષાછૂટા (કાછડી છૂટા) નર પણ નકી મરેછે. માટે દક્ષા (ડાહ્યા) થાઓ, (યુધિષ્ઠિરને) ઝટ જઈને મળો; રે! વઢયેથી તમે અદક્ષા (બેવકુફ કહેવાશો).

૨૫ અસ્ત્રો ઇ૦—જો અસ્ત્રો મૂકી દેઈને તેમના પદ (ચરણ) માં નમન કરો તો તમે શસ્ત્રો સાં'વ—શસ્ત્રો ધારણ કરો. (અર્થાત્ તોજ તમારે ફરીને શસ્ત્ર ઝાલવા વારો રહેશે—તોજ જીવતા રહેશો, એ અર્થ). દસ્ત્રો ઇ૦—જો નયન નમાવીને દસ્ત્રો (ગર્વ) દાટો (તજો) તો તમે અંગે વસ્ત્રો ધરો. (ઉપર પ્રમાણેજ અર્થ—અર્થાત્ તમો જીવતા રહો). રીજે ઇ૦—જો એ રીઝે તો તને તારો જીવ (જીવિતદાન) આપે, એ નક્કી છે; એ નમ્યે (નમવાથી) હર્ષ ભીજે (હર્ષથી ભીજાય) એવા છે. અને હે અધમ! (તેં આટલો અપરાધ કર્યો છે તોપણ) એ ખીજે ના (નહિ), કેમકે એ સમગુણો (સમાન ગુણવાળો) છે, માટે જો આજ બી'જે—બીક ધરો તો બચો.

૨૬ ભૂતિ ઇ૦—તારી ભૂતિ (હયાતિ) નો હરણ કરનાર તેની (ભૂતિ) અલૌકિક શક્તિ રૂપ ભીમ તેની પૂંઠે છે તે જો; તે મનથી રૂડી ભૂતિ [ફતેહ] જાણે છે અથવા ભૂતિ [અર્થાત્ વશીકરણ] જાણે છે. અને ભૂતિ (મહત્તા) ને ધરાવે છે (ધારે છે); તેની ભૂતિ (ઉત્પત્તિ) પવનથકી છે અને તે પોતાની

જો મોટો સાગ તરૂવત્ આ દેહ જેનો રૂપાળો,
દંતે દાબે અધર બળથી ક્રોધથી ભૂરિ ભાળો;
ભ્રૂ યોગે ક્રોધથકી મળી બન્ને ભવાં એક છે શું,
જો જો તેને મમ પતિ બળી ભીમ નામે ન એ શું!! ૨૭

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| જો જો પૂઠે વર | | | र | थ | अ | | | સિ હાથ શોભેજ ચાપે, |
| જાણે શું કો | प | वि | र | वि | ज | आ | यु | ધ્ધિ એથીજ આપે; |
| છે એ આચા | री | त | प | अ | ज | ने | आ | ગદા એક મારે, |
| ઊ ના ળા ની વર | | | णुं | ऋ | तु | | | તો ઉભગુતાએજ હારે. ૨૮ |

---

વિભૂતિ (સામર્થ્ય) ને લજાવે એવો નથી; માટે આજ તારા કરિ (હાથી) અને હરિ[ઘોડા]ઓની તેમજ તારી વિભૂતિ–સંપત્તિની ભૂતિ [રાખોડી] થઈ એમ જાણો.

૨૭ પાંચે પાંડવોને અનુક્રમે ઓળખાવતી દ્રૌપદી હવે ભીમને ઓળખાવતાં કહેછે કે, જો ઇ૦–જેનો દેહ સાગ તરૂ [વૃક્ષ] વત્[પેઠે] મોટો અને રૂપાળો છે તે તું જો. જે ક્રોધથી પોતાના અધર(નીચલા હોઠ)ને દાંતવડે ભૂરિ [ઘણું–વારંવાર] દાબે છે તેને તમે જુઓ. ભ્રૂ ઇ૦–ક્રોધથી ભ્રૂ [ભમર] યોગે મળી[એકઠી મળી ગઇ છે], અને તેથી બન્ને ભવાં એક છે શું–બન્ને ભવાં એક હોય તેવાં દેખાય છે. જો જો ઇ૦–તેને તું જો, જો. ભીમ નામે મારો બળવાન્ પતિ એ શું ન હોય! અર્થાત્ છેજ. મતલબ કે એનું ભીમ નામ યથાર્થ છે. શ્લોકમાં કહ્યા પ્રમાણે દેહ મોટો હોવો, ઓઠ કરડવા, ભવાં ચઢાવવાં, વગેરે અનુભાવ ઉપરથી વ્યંજિત થયેલા ક્રોધ **સ્થાયિભાવ** ભીમના ઉત્સાહના વ્યભિચારી રૂપે વર્ણ્યો છે. ભીમનો ઉત્સાહ વર્ણીને જયદ્રથને દ્રૌપદી નિરૂત્સાહ કરેછે, એ **ધ્વનિ** છે. એજ પ્રમાણે આગળ પણ દ્રૌપદીએ કરેલા પાંડવોના વર્ણનમાં ધ્વનિ સમજી લેવો.

૨૮ જો જો ઇ૦–યુધિષ્ઠિરના રથની પૂઠે જેનો વર (શ્રેષ્ઠ) રથ છે તથા જેના હાથમાં અસિ (તરવાર) અને ચાપ (ધનુષ્ય પણ) શોભે છે તેને તું જો જો. ધનુષ્ય અને તરવારને બતાવતાં **ઉત્પ્રેક્ષા** કરેછે કે,––જાણે શું કોઈ પવિ

**વાયુ** વાયો **અતિ** ગરમશે ના સહે પાંડુ **સૂનુ,**
**તારું** ધારૂં મૃગબળ! પિયે સિંહ રૂધિર **ઊનું;**
**લોહી** નાખી સુકરમની રેખા થયો નાશ **અંગે,**
**લાવી** ભાલા રમત **રમશે** આવી રાગેજ **રંગે.** ૨૯

---

(વજ્ર) અને રવિ (સૂર્ય) જ આ હોયની! (વજ્ર જેવું કઠણ ચાપ અને સૂર્ય જેવી ચળકતી તરવાર, એવો અર્થ છે). એ ભીમ તને એથીજ (તરવાર અને ચાપથીજ) વ્યુષ્ટિ [તારા કર્મનું ફળ] આપે (આપવાને તૈયાર છે) છે. અ૦ઈ૦— એ અજને (શિવને) તપ (તપથી આરાધનારો) આચારી (પૂજક) છે: પાસે આવી પડેલી ગદા દેખાડીને દ્રૌપદી કહેછે કે.-તે આ ગદા એક (એક વાર) તને મારે (તો તારા પ્રાણ જાય,-અધ્યાહાર). ઊનાળાની ઈ૦—જે હું ઊનાળાની ઋતુ વરણું તો તે ઉષ્ણતાએ (ગરમીમાં) ભીમથી હારે. મતલબ કે ભીમનો ક્રોધ તેથી પણ વધારે ગરમ છે. **પ્રતીપ.** આ છંદમાં બાજી (ચોપટ) નું ચિત્ર છે. તેમાં લખેલા બાળબોધ અક્ષર પ્રમાણે વાંચતાં 'અરર વિપરીતપણું તુજને આવ્યું આજ' એ વાક્ય નીકળે છે. **અંતર્લાપિકા ચિત્રકાવ્ય.**

૨૯ વાયુ ઈ૦- આ [યુદ્ધરૂપી] અતિ ગરમ વાયુ વાયો તે પાંડુસૂનુ [પાંડુના પુત્રો] શે ના સહે? –કેમ સહન નહિ કરે? અર્થાત્ તેઓ બળવાન છે માટે તે સહન કરશેજ. અથવા, આ યુદ્ધ રૂપી અતિ ગરમ વાયુ વાયો, હવે તું તે પાંડુસૂનુઓને શે [કેમ] ના સહે [નથી સહન કરતો]? તારૂં ઈ૦–હે મૃગબળ! [હરણ જેવા બળવાળા અથવા હરણ જેવી બીકણ સેનાવાળા! બળ –સેના] તારૂં ઊનું રૂધિર પાંડવો રૂપી સિંહ પીએ એમ હું ધારૂં છું. લોહી ઈ૦–તારા સુકરમની [સારાં કર્મની] રેખા (લીટી) તેં પોતેજ લોહી નાખી છે (ભૂશી નાખીછે), અને તેથી તારે અંગે નાશ થયો (તારી જાતનો નાશ થયો); કેમકે તેઓ ભાલા લાવીને તથા રાગે અને રંગે આવીને (અર્થાત્ ઉત્સાહમાં આવીને) યુદ્ધ રૂપી રમત રમશે. **રૂપક.** જયદ્રથને તેના કરેલા કર્મ વિષે પશ્ચાતાપ કરવાનું જણાવવું એ **ધ્વનિ.** આ શ્લોકમાં આદ્યંતમે બે અક્ષરો લેઈને તથા પેહેલી કે છેલ્લી લીટીના ૮-૯-૧૦ અક્ષરો લેઈને વાંચવાથી "વાયુસુતું તારૂં ઊનું લોહી અંગે લાવી (લગાડી) રંગે રમશે" એવું વાક્ય નીકળે છે. વળી શ્લોકના આદ્યંત બે બે અક્ષરોથી થયેલા સોળ અક્ષરો એ જાણે, પાછલા શ્લોકમાં કહેલી બાજીની સોગટીઓ તથા પેહેલી છેલ્લી લીટીમાંના 'રમશે' શબ્દથી બનેલા બે પાસા હોય એવી રચના આ શ્લોકમાં કરેલી છે. **ચિત્રકાવ્ય અંતર્લાપિકા.**

ભુજા મોટી હળધર મથે યુદ્ધમાં આવી સાથે,
તારાં પાપો સહુ બળી ગયાં મોત વૈ આજ હાથે;
જે સાર્થ ક્ષિપ્ત કરી વન વસ્યા સદ્ય ક્ષાંતિ ધારે,
વારે વારે વદું સુભીમ એ આજ નિશ્ચેજ મારે. ૩૦
ઘોડા જોડ્યા અતિ બળી ગુણાળા રથે ભીમ ભાથી,
જે ના થાયે મનુષ્યથી કરે મારતો મસ્ત હાથી;
જેથી લોકો વૃકઉદરને ભીમ નામે કહેતા,
ભૂલેચૂકે અતિ લઘુ અપરાધો કરે જીવ લેતા. ૩૧

---

૩૦ ભુજા ઇ૦—જેની સાથે યુદ્ધમાં આવીને [યુદ્ધ કરવાનો પ્રસંગ પાડીને] હળધર [બળરામ] પણ મથે એવી જેની ભુજા મોટી છે. [બળરામની પાસેથી ભીમ ગદાયુદ્ધ શીખ્યો છે માટે પોતાના ઉસ્તાદ સાથે તેને પરીક્ષાર્થે પણ યુદ્ધ કરવાનો પ્રસંગ આવેલો તેમાં તેણે હળધરને મથાવેલા એમ સમજવું.] તારાં ઇ૦—હળધરના શિષ્ય ભીમને હાથે આજ તારૂં મોત વૈ (નિશ્ચય) છે માટે તારાં સહુ પાપો બળી ગયાં એમ જાણ. **કાવ્યલિંગ.** જે ઇ૦—જે પોતાના સાર્થ [સગાં વહાલાં આદિ સમુદાય] ને ક્ષિપ્ત કરીને [નાખી દેઇને—તજીને] વન વસ્યા અને સદ્ય [તત્કાળ] ક્ષાંતિ[ક્ષમાગુણ]ને ધારેછે, એ સુભીમ [પણ], હું તને વારે વારે કહું છું કે આજ તને નિશ્ચેજ મારે [મારશે]. આ શ્લોકમાં કવિએ અક્ષરોની એવી રચના કરી છે કે પેહેલી લીટીના મધ્યમાં ધરમ તેની સામે છેલ્લી લીટીના મધ્યમાં સુભીમ. પશ્ચિમ તરફની બીજી તથા ત્રીજી લીટીનો ત્રીજો ત્રીજો અક્ષર લેવાથી પાર્થ અને તેજ લીટીઓનો છેલ્લેથી પાંચમો પાંચમો અક્ષર લેવાથી વૈદ્ય [અશ્વિનીકુમારો—નકુલ સહદેવ] એ પ્રમાણે પાછળ કહેલી બાજીના ભાઇઓ નીકળે છે. **અંતર્લાપિકા ચિત્રકાવ્ય.**

૩૧ ઘોડા ઇ૦—જેના રથને અતિ બળવાળા અને ગુણાળા (ચપળતાદિગુણવાળા અથવા ગુણ—રાશો બાંધેલી એવા] ઘોડા જોડ્યા છે તથા જેમાં ભાથી [ભાથાવાળો] ભીમ બેઠેલો છે. જે ઇ૦—જે મનુષ્યથી ના થાય તે એ કરે; [શું કરે? તો:] કરે [હાથવડે] મસ્ત હાથીને મારતો. ['કરે' શબ્દનો બન્ને બાજુએ જૂદા જૂદા અર્થે ઉપયોગ થઇ શકેછે]. જેથી ઇ૦—તેના એવા અલૌકિક કર્મથી લોકો વૃકઉદરને (વૃકોદરને) 'ભીમ' નામે કહેછે—ભીમ [ભયંકર] નામથી ઓળ

(જે) વૈરી વૈરે વિસરવું ન જાણે કદા ભીમ જાતે,
બંનેનો અંત કરી કૂદતા ક્રોધથી દિન રાતે;
વૈરી કેરાં તનય તનયા મારતાં ના વિચારે,
ક્રોધી એવા મમ વર પતિ ચિત્ત વિષે તું ધારે. ૩૨

બુ દ્ધિ ઊં ધી અ મ **થીં** ક રી હા થે ક રી મો ત ભા વ્યું,
**ગાં** ગે યે શો મ **તિ** વ **ર** મ થે યુ દ્ધ તે થી જ આ **વ્યું**;
**જા જો ડી** હ સ્ત પ **દ** પ ક ડે મુ ક્તિ તો **આ** જ થા **શે**,
એ ક્રો ધે દૈ **વ થીં મ ર ણ આ જે** ન તા રૂં ર ખા શે. ૩૩

---

ખેછે. (ભીમપણાનું સમર્થન કરેછેઃ) ભૂલે ઇ૦–જો કોઈ ભૂલેચૂકે તેના અતિ કે લઘુ [થોડા] અપ્રાધો [અપરાધો] કરે તો તે ભીમ તેનો જીવ લેતા–લેછે. 'એવા ભીમનો તેં ભારે અપરાધ કર્યો છે માટે જરૂર તારો જીવ લેશે' એ **ધ્વનિ** છે. ભીમ વિશેષ્ય જીવ લેવા રૂપ ક્રિયાની સિદ્ધિ બતાવવાના અભિપ્રાયથી મૂક્યો છે માટે **પરિકરાંકુરાલંકાર.** હાથીને હાથથી મારવા રૂપ અદ્ભુત શૌર્યનું વર્ણન છે માટે **અત્યુક્તિ.**

૩૨ જે ઇ૦– જે ભીમ જાતે (પોતે) કદા (ક્યારે પણ) વૈરીના વૈરોને વીસરવું તે જાણતાજ નથી, તથા જે બન્નેનો (વૈરી અને વૈરોનો) અંત કરીને દિન રાતે ક્રોધથી કૂદતા (કૂદે છે). તનય–પુત્ર. તનયા–પુત્રી. વર પતિ–ઉત્તમ સ્વામી. 'એવો વેરને સંભારી રાખનારો ભીમ તારોજ અંત કરશે એટલુંજ નહિ પણ તારાં પુત્ર પુત્રી વગેરેનો પણ અંત કરશે' એ **ધ્વનિ** છે.

૩૩ હવે અર્જુનને બતાવીને દ્રૌપદી કહે છે. બુદ્ધિ ઇ૦— તેં અમથી (વિના સ્વાર્થે) ઉંધી [વિપરીત] બુદ્ધિ કરી અને હાથે કરીને તને મોત ભાવ્યું (ગમ્યું)! કેમકે જેની સાથે યુદ્ધ કરતાં ગાંગેયે શો (ગાંગેય–ભીષ્મ કે કાર્ત્તિકેય સરખા) મતિવર (ઉત્તમ બુદ્ધિવાળો પણ) મથે (માથાકૂટ કરે–અર્થાત્ થાકે) તેની સાથે યુદ્ધ આવ્યું (પ્રાપ્ત થયું)! બચવાનો ઉપાય બતાવેછે. જા ઇ૦— જા, જો તું હસ્ત જોડીને અર્જુનના પદ [ પગ ] પકડે તો આજ તારી મુક્તિ (છૂટકો) થાશે; કેમકે એ (અર્જુન) ક્રોધે [ક્રોધ કરે], તો આજે તારૂં મરણ દૈવથી પણ રખાશે (અટકાવી રખાશે) નહિ. આ છંદમાં નીચેના ચિત્રમાં

સુણ્યો બાણાવળી ધનુષધારી મહાદેવ સાથી,
ધૈર્યે તેવો સુયશ જીતઇંદ્રિ ( જે ) ધરે કાળભાથી;
વૃદ્ધો સેવે અહરનિશ એ બુદ્ધય માપે ધરેછે,
માનુષ્યોમાં અતિ બળ ધરી રાક્ષસોને હરેછે. ૩૪

---

બતાવ્યા પ્રમાણે ધનુષ્ય અને તીરની આકૃતિમાં વાંચવાથી "ગાંડિવથી મરણુ આજે આવ્યું મદ તીરથી જાશે" એવું વાક્ય નીકળે છે. **અંતર્લાપિકા ચિત્રકાવ્ય.**




૩૪ સુણ્યો ઇ૦— તેં બાણાવળી, ધનુષ્યધારી અને મહાદેવસાથી (મહાદેવનો સોબતી-તેની સાથે યુદ્ધ કરનાર) સુણ્યો છે? ધૈર્ય ઇ૦—તે ધૈર્યમાં તેવો [મહાદેવ જેવો] છે, તેમજ સુયશ [સારા યશ] ને ધરે છે અને જીતઇંદ્રિ (ઇંદ્રિય જિત) છે. વળી જે કાળભાથી (કાળ સમાન ભાથાવાળો અથવા જેના ભાથામાં કાળ—કાળ રૂપ તીર રહેલાં છે એવો) છે. એ અર્જુન અહનિશ વૃદ્ધોને સેવે છે તથા બુદ્ધયમાપે (બુદ્ધિ અમાપે) ધરે છે—અપાર બુદ્ધિ-

એ પાર્થે દ્રોણ ગુરૂ મનવીને સુઅસ્ત્રો લીધાં છે,
મોટા બંધુ ઉપર રતિ રાખી સુકામો કીધાં છે;
કામે લોભે મદ ભયથી ધર્મ સ્વયંનો ન ત્યાગે,
તારા જેવાં નિરલજ કુકૃત્યોથકી દૂર ભાગે. ૩૫
તેજસ્વી જો અગનિ સરખો પાર્થ મારો પતિ એ,
મારે તુંને મચરડી હવે ક્રૂર શસ્ત્રાવતી એ;
લોકો બોલે અરજુન અતિ પ્રિય પાંચાલી કેરો,
આણે નિશ્ચે યમઘરતણો તેજ તારો કુફેરો. ૩૬
જે જે ધર્મો પૃથિવી પરના તેહ સૂક્ષ્મેથી જાણે,
પીડાહારી નકુલ નર એ બુદ્ધિ રૂડેરી માણે;
પૃથ્વીમાં સુસ્વરૂપ વદતા લોક થોકેજ થોકે,
રે રક્ષા પાંડવ અહરનિશે કરે સર્વ ઓકે. ૩૭
આપે એ તો વીણી વીણી ભરી કંમ તારાં કરોમાં,
એ મારો સ્વામિ નકુલ હરે માગતા રાંક રે માં;

---

વાળો છે. માનુષ્યોમાં—મનુષ્ય જાતિમાં. હરેછે—હણેછે—મારેછે. છંદમાં કહેલા ગુણો વર્ણીને કવિએ વીરરસના પાત્ર અર્જુનની ઉત્તમ પ્રકૃતિ વર્ણીછે, તથા 'રાક્ષસોને હરેછે' ઇત્યાદિ પદોવડે તેનો ઉત્સાહ વ્યંજિત કર્યો છે. "उत्तमप्रकृतिर्वीरउत्साहस्थायिभावकः ઇ૦"—સા૦દ૦

૩૫ વળી તેના વિશેષ ઉત્તમ ગુણો વર્ણવતાં કહેછે કે, એ પાર્થે ઇ૦—એ અર્જુને દ્રોણ ગુરૂને મનવીને (પ્રસન્ન કરીને) તેની પાસેથી સુઅસ્ત્રો (સારાં અસ્ત્રો) લીધાં છે (પ્રાપ્ત કર્યા છે–શીખ્યો છે). રતિ–પ્રીતિ. સ્વયંનો—પોતાનો. વીરના ઉત્તમ ગુણો અધમ જયદ્રથ પ્રતિ દ્રૌપદીએ વર્ણીને તેને સમજાવ્યું છે કે તારામાં એવા ગુણો નથી, માટે તું વીર નથી; વીર નથી તેથી અર્જુનને જીતી શકવાનો નથી, માટે તારે વેળાસર તેમને શરણે જવું એજ શ્રેષ્ઠ છે. એ ધ્વનિ.

૩૬ ક્રૂર– પ્રાણઘાતક. પાંચાલી–દ્રૌપદી. આણે ઇ૦–તે યમના ઘરનો તારો કુફેરો (નઠારો ફેરો) નિશ્ચય આણે (પ્રાપ્ત કરી આપે). અર્થાત્ તને યમપુરીમાં મોકલે.

૩૭ હવે નકુળને વર્ણે છેઃ જે જે ઇ૦– સ્પષ્ટ છે. સૂક્ષ્મેથી–સૂક્ષ્મ રીતે. જાણે–(નકુળ). પીડાહારી–મિત્રોની પીડાને હરનાર. સુસ્વરૂપ–સારા સ્વરૂપવાળો. રે! એ પાંડવ (નકુળ) અહર્નિશ સર્વ ઓકે (સ્થાને) મારી રક્ષા કરેછે.

હારો આજે નકુલપતિથી એ **ન કુલેર હે શો,**
નાગેંદ્રો શા પણ નકુલથી એ **નકુલે રહેશો.** ૩૮
વા'લો યુધિષ્ઠિર અતિ હરિની સહુ રીત જાણે,
કિરીટીની પૂઠળ રથમાં બેશી આવે વખાણે;
તેની પૂઠે સુપતિ સહદેવા વદે નામધારી,
ગુણો ચુણો મમ વદનથી તંતાગ્રા આજ ભારી. ૩૯

હાથે ઝાલ્યાં બળ સહિત શસ્ત્રો ન જાયે ચશી એ,
रे पोतानी अति चळकती तेम मोटी असि એ;
રે जोशे ले मुअसि अति छेलो मनुष्ये वशी રે,
મારે હાથી મહત રથિ હસ્તે थोनेक सी રે.૪

---

૩૮ આપે હ૦—એ નકુલ તારાં કર્મને વીણી વીણીને તારા કરોમાં (હાથમાં) ભરી આપે—આપશે. અર્થાત્ તેનાં ફળ તને ચખાડશે. એ હ૦—હે સાંક! એ મારો સ્વામી નકુલ તારી પ્રાણતા (જીવતાપણું) હરે એમ છે, માટે હવે રો મા (રડીશ નહિ). અર્થાત્ તારાં કર્મનું ફળ તારે ભોગવવુંજ પડશે. હારો હ૦—આજે તમે મારા નકુલ પતિથી હારો (એ નિશ્ચય છે), કેમકે હે જયદ્રથ! એ કુલેર શો (કુલેરના લાડવા જેવા—લાડવો ખાઇ જવાનો) નથી, નાગેંદ્રોશા (મોટા મોટા નાગોના સ્વામીઓ જેવા પણ) એ નકુળથી (નકુળ પાંડવથી કે નોળથી) હારે છે તો તમે (એની સાથે યુદ્ધ કરીને કુલે) કુળ સુદ્ધાં પણ કે એકંદરીએ) રહેશો નહિ. અર્થાત્ કુળ સહિત તમારો નાશ થશે. **પાદાંતયમક.** 'નકુળ' શબ્દના શ્લેષથી ઉપમા ઉપજે છે. માટે **શ્લેષોપમા.**

૩૯ વા'લો હ૦—એ નકુળ યુધિષ્ઠિરને અતિ વાહાલો છે અને તે હરિ (અર્જુન)ની સહુ રીત (યુદ્ધાદિકની) જાણેછે. અથવા. હરિ (સિંહ)ની સહુ રીત (શિકારને પકડી લેવાની કે તેનો પરાજય કરવાની) જાણે છે. તે વખાણે (વખાણ સહિત) કિરીટી (અર્જુન)ની પૂઠળ રથમાં બેશીને આવેછે. તેની પૂઠે હ૦— તેની પૂઠે મારો સુપતિ (સારો સ્વામી) જેને લોકો સહદેવા નામધારી (નામ ધારણ કરનારો) કહેછે, તે છે.

૪૦ હાથે હ૦—એણે હાથમાં બળ સહિત શસ્ત્રો ઝાલ્યાં છે, એ શસ્ત્રો ચશી ન જાયે—ચસવા પામે એમ નથી. રે જયદ્રથ! એ તેની પોતાની અતિ

જાયે યુદ્ધે તવ અતિશયે, હસ્તલાઘવ્ય દાખે,
બુદ્ધિશાળી પ્રિય ધરમને, શીતતા ચંદ્ર રાખે;
તેજસ્વી તો સૂરજ સરખો, લોકના થોક ભાખે,
જન્મ્યો છેલો, સુનરમણિ, માદ્રીતનુ મારી નાખે. ૪૧
ગાઢો વા'લો, સુકુરૂકુળને, પાંડવો પ્રાણ માને,
જેના જેવો મતિવર નહિ, ભૂમિ નાકેજ રાને;
હોયે સારા મહત મુનિયો, ભાષણે દે હરાવી,
નિશ્ચેકારી દૃઢ મનતણો, આજ દેશે ફુગાવી. ૪૨
શૂરો ક્રોધી અહરનિશ એ થાય મારીજ સાંચે,
પ્રાણાંતે વા અગનિ બળતાં ભ્રષ્ટ ધર્મે ન થાયે;

---

ચળકતી તેમ મોટી અસિ (તરવાર) છે. રે લે! તું એ અસિને જોશે–એનો સ્વાદ ચાખશે. અથવા જે સુઅસિ (સારી તરવાર) અતિ છેલી (છેલ–રૂપાળા) મનુષ્યે (મનુષ્ય–નકુલ પાસે) વશી (રહી છે) તે તું જો. પણ શે લે (એના ઘાવ શું કરવા સહેવાનું કરે છે)? કેમકે એ મહત રથી (મહારથી–નકુલ) હાથીને મારે એવો છે તથા રથીને હસ્તે કશીને (હાથ બાંધીને) મારે એવો છે અથવા રથીને તો હાથે કસીને–બાંધીને (તરવારવડે) મારે એવો છે. આ છંદમાં બીજી લીટીના રે આગળથી અનુક્રમે ખાળબોધ અક્ષરો વાંચતાં તરવાર જેવા આકારમાંથી "રે પોતાની અતિ ચળકતી તેમ મોટી અસિ શિવ કનેથી મળી છે તિ (તે) અસિ અસુ (પ્રાણ) લેશે જો." એવું વાક્ય નીકળે છે. **અંતર્લાપિકા. ચિત્રકાવ્ય.**

૪૧ હસ્તલાઘવ્ય–હાથની ચપળતા. શીતતા ૯૦–ચંદ્ર સરખી શીતળતા. લોકના ૯૦–(માત્ર હુંજ નથી કહેતી પણ) લોકના થોક (ઘણા લોકો) કહે છે. સુનર મણિ–પુરૂષોમાં ઉત્તમ મણિ જેવો. માદ્રિ–તનુ–નકુળ. મારી નાખે–મારી નાખે એવો છે.

૪૨ ગાઢો ૯૦–સુકુરૂકુળને–સારા કુરૂ કુળને તે ગાઢો (અત્યંત) વાહાલો છે. નાકેજ–સ્વર્ગમાં પણ. રાને–અરણ્યમાં, અર્થાત્ તપસ્વી કે વાનપ્રસ્થોમાં. દેશે ૯૦– તે આજ તને ફુગાવી દેશે–હરાવી દેશે. આ બે શ્લોકમાં જે, ચંદ્ર સમાન શીતળતા. મુનિઓને ભાષણથી હરાવવાપણું, ઇત્યાદિ ગુણો વર્ણ્યાછે તેથી નકુળનું **ધીરલલિત**પણું વ્યંજિત થયેલું છે. "**निश्चिन्तोमृदुरनिशंकलापरोधीरललितःस्यात्**"(સા. દ.).

કુંતીને છે પ્રિય અતિ, લહું નાથ મારો રૂપાળો,
ભાળો ભાળો, ભમર ભૂંસતાં આશ જીવ્યાની ટાળો ! ૪૩

રે મારો મત્સ્ય ભર નિધિમાં, તે પરે નાવ છીત્યું,
હાલ્યે હાલે હવિ અચળ ના સેન તારૂં જ ભીત્યું ;
ક્ષોભે સેના નજરથકી. જો કે હજું તુંય જોશે,
મોહેથી તેં નવ મન ગણ્યા તેથી રે આજ રોશે ! ૪૪

પૂછ્યા માટે વર પતિ વધ્યા ઓળખો યુદ્ધ ભીજે,
મૂકાઓ ના, કદિ બચી ગયા, તો હવા જન્મ બીજે ;
બોલી બાળી, થિર થઈ રહી, નાથનું શૌર્ય ભાળે,
માળે બેશી સુમૃગ મૃગયા, શું જુએ આવી વા'લે ! ૪૫

---

૪૩ ભમર ભૂસતાં-તમારો ભમરો ભૂસાઇ જતાં-નસીબ ફૂટી જતાં. ૪૪ જયદ્રથની સેના ક્ષોભ પામીછે એમ દૃષ્ટાંતથી કહી બતાવે છે: રે ઇ૦—જેમ ભર નિધિ(સમુદ્ર)માં મત્સ્ય હોય તે ઉપર નાવ છીત્યું હોય, તે, મત્સ્ય હાલ્યે હાલેછે; તેમજ પાંડવ રૂપી ભર સમુદ્રમાં જયદ્રથ રૂપી મત્સ્ય ઉપર સેન રૂપી નાવ છીત્યું છે તે તારા હાલવાથી હાલી રહ્યું છે; હવિ અચળ ના—હવે અચળ (સ્થિર) રહેવાનું નથી. કેમકે તારૂં સેન બીત્યું (ભય પામ્યું છે). ક્ષોભે ઇ૦—પાંડવોની નજરથકી તારી સેના ક્ષોભે છે-ક્ષોભ પામે છે-ખળભળી ઉઠે છે. જોકે હજું તુંય પણ તે ક્ષોભને જોશે. મોહેથી ઇ૦- તેં મોહથી (વિવેક શૂન્યતાથી) પાંડવોને મનમાં નવ ગણ્યા તેથી રે! (ધિઃકાર વાચક અવ્યય) તું આજ રોશે-પસ્તાશે.

૪૫ વર પતિ-ઉત્તમ સ્વામીઓ. વધ્યા-મેં કહી બતાવ્યા. ભીજે ઇ૦-તમે યુદ્ધમાં ભીજે (ભીજાયે અર્થાત્ યુદ્ધથી ભીના થશો ત્યારે) ઓળખશો. અથવા યુદ્ધમાં જેઓ ભી (ભય) રૂપ છે તેમને ઓળખશો. મૂકાઓ ઇ૦—તમે તેમનાથી મૂકાવાના (છૂટવાના) નથી; જો કદી બચી ગયા તો એમજ જાણજો કે બીજો જન્મ થયો. સ્થિર થયેલી દ્રૌપદીને ઉત્પ્રેક્ષે છે: માળે ઇ૦-દ્રૌપદી માળે (માળા ઉપર) બેશીને વા'લે આવીને (પ્રેમથી) મૃગની મૃગયા (પશુનો શિકાર) જૂએ છે શું! ઉત્પ્રેક્ષા.

## શ્લોક.

રે પતિ ! રે પતિ ! જાપ તો જાપતી જુવતી જામનીમાં દિને જાત,
રે રતી રે રતીરાય રૂઠી હુંને, રામજી શા રમો રમ્ય દી રાત ;
રે મતિ રે મતિમૂઢ મૂકે નહીં, મારિયે મા'વના મિત્ર મા'માત,
રે સતી રે સતી શાંત સારી પડે, સંહરો સ્વામિ કામી તણો સાત. ૪૬

## વલણ.

સાત મહુ કામી તણો, સંહારો સ્વામી પાંચ રે ;
બેઠી નિહાળું અહીં સહી, ન આવે ઉની આંચ રે. ૪૭

## કડવું ૨૪ મું.

## શ્લોક.

સનમુખ તો સુસતી વદી આપે,
ઉનમુખ સૈંધવ આપ અમાપે ;
મરણ સહી ધવનું સુણ ચાપે,
વરણન ખોટું કરી શિદ તાપે. ૧

---

૪૬ શ્લોક—કેકિનીશારદા છંદ (૭ રગણ અને ગુરૂ લઘુ). રે ૪૦—તે જાત (જાતવાન) જુવતી (દ્રૌપદી) રે પતિ! રે પતિ! એમ જામનીમાં અને દિને જાપ જપતી હતી. વળી તે બોલતી હતી કે હે રતિરા! (મારી પ્રીતિના રાજા—સ્વામી—યુધિષ્ઠિર!) હુંને (મને) રે! રતી (નસીબ) રૂઠી છે, માટે તમે રામજીશા (રામના સરખા પરાક્રમી થઈને) દી (દિન) રાત રમો (યુદ્ધ કરો). હે માધવના (કૃષ્ણના) મિત્ર અને (યુધિષ્ઠિરના) મા'માત (મહામાત્ય—મોટા પ્રધાન) અર્જુન! રે! (અરે!) આ મતિમૂઢ જયદ્રથ પોતાની (દુષ્ટ) મતિ મૂકતો નથી માટે તેને મારીએ. હે સ્વામી! કામી (જયદ્રથ) તણો સાત (સાથ) અથવા કામીનો સાથ (સાથી) જયદ્રથને સંહારો. કેમકે તેથી રે આ સતી (સત્યવાળી) સતી (દ્રૌપદી) સારી (પેઠે) શાંત પડે.

૧ શ્લોક—તામર છંદ (નજજય). સનમુખ ૪૦— સુસતી (દ્રૌપદી) પાછલા કડવામાં કહ્યા પ્રમાણે સન્મુખ (જયદ્રથના મોઢા ઉપર) આપે (પોતે) બોલી, અને તેથી સૈંધવ (જયદ્રથ) આપ અમાપ (ઘણો) ઉનમુખ (ઉન્મુખ—ઉલટો—વિપરીત) થયો. ઉલટો થયેલો જયદ્રથ શું બોલ્યો તે કહેછે: મરણ ૪૦—તારા ધવ (સ્વામી)નું મારા ચાપે (ધનુષ્યથી) મરણ સહી (નિશ્ચય) છે, માટે તેમનું ખોટું વર્ણન કરીને મને શિદ તાપે (સંતાપે) છે!

## શ્લોક.

રખે આપ સંતાપતાં કાળીં કામા, અમો ના ડરૂં પાંડવોથી કદા,
ભખે શું વળી ને વળી ષંઢ આવ્યા, રથારૂઢ માત્રે કરે આપદા?
અલિ! જો પદાતિ ચલાવું હવે હું, હરે શત્રુને રે ડરે તું તદા,
મળી એમ કેતાં અસંખ્યાબ્ધિ આવ્યું, ઉચારે ધરો પાંડવોને સદા. ૨

અરિ પંચ આવે ધરો રે પદાતિ! વદે એમ રાજા ચઢી ચોટમાં,
વરી પાંચ યોદ્ધા, હરો પ્રાણ આજે, સતી જેમ દ્રષ્ટે પૂરો કોટમાં;
ધરી આણવા દ્રૌપદી પાસ પાંચે, જરી ના ડરો લાવતાં ખોટમાં,
કરી કીકિયારી ધસ્યું સેન સામું, ડગે પંચ ખડકો નિધિઓટમાં. ૩

સુભાલા ધરીને મુખે ગર્ગડીને, તદી સેન આવ્યું હડેડાટમાં,
સુમાળા મરી ના સુસાધુપણું ના, ક્ષમા ગુણ ના જે વહે વાટમાં;
સુંવાળા હરિશા ઝટોઝટ ધાયા, હરિનાદ ભીને કર્યો ડાટમાં,
શું નાખ્યા ગજોએ હરિ પંચ મોટા, તદી ગર્જતાં સેન ઉચ્ચાટમાં. ૪

---

૨ શ્લોક—વર્ણવાઘેશ્વરી છંદ (૭ યગણ, લઘુ અને ગુરૂ). ભખે ઇ૦—તું વળી ને વળી શું ભખે છે (બોલે છે)? આ પંઢ (બાયલા) માત્ર રથારૂઢ (રથ ઉપર બેશીને) આવ્યા છે તે મને શું આપદા કરી શકવાના છે? અલિ! (ગર્વ સૂચક સંબોધન). પદાતિ—પાયદલ. અસંખ્યાબ્ધિ—અસંખ્ય જળધિ સંખ્યા (૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦) વાળું સૈન્ય મળી આવ્યું. અથવા સમુદ્ર જેવું અસંખ્ય સૈન્ય. ધરો—પકડો.

૩ પૂરો કોટમાં—ઘેરી લ્યો. ખોટમાં—હાનિમાં. ડગે ઇ૦—પણ શું નિધિ (સમુદ્ર) નો ઓટ થતી વખતે (ભરતીનું પાણી પાછું ઉતરી જતાં) તેમાંના પાંચ ખડકો કાંઇ ડગે છે? (ઓટ મોજાને પણ કહેછે). પાંચ પાંડવો અને પાંચ ખડકનું તથા સૈન્યનો ધસારો અને સમુદ્રના ઓટનું અભેદપણે કથન કરવામાં આવ્યું છે માટે રૂપક.

૪ મુખે ગરગડીને—કાકાઆરી કરીને. સુંવાળા ઇ૦—તે જોઇને હરિશા (સિંહ સરખા) સુંવાળા (વક્રોક્તિ. અર્થાત્ કર્કશ અથવા સિંહ જેમ ત્વચા ઉપરથી સુંવાળો હોય છે પણ અંતરથી કઠોર હોયછે તેવા), અથવા તે સુંવાળા (કોમળ) પાંડવો સિંહની પેઠે ઝટોઝટ ધાયા અને સેનાના ડાટમાં (સેનાની

વદે ભીમ હે સારથી શખ્ય ઘોટા, મહાભારથીને લજાવુંજ જો,
મદે મસ્ત મોટા થઈ શૂર આવે, ન જાણે વખાણો તજાવુંજ જો;
રદે હોઠ દાબી મદેથી ઉચાર્યો, યમાનંદ આજે સજાવુંજ જો,
હૃદે ઝાળ લાગી ગદા લીધ માગી, અસુ રામમાં તો ભજાવુંજ જો. ૫
કિધો સિંહ શો શબ્દ કે કંપી સેના, સિધ્યો અર્થ જાણ્યું અજાણ્યું થયું,
કરે સાહી કેશે ઉડાડેજ ઠેશે, હરે પ્રાણ પલ્કે ન જાયે સ'યું;
ધરે બેઉ બાહુ વિચે સો પચાસા, અરે તેનીં આશા નિરાશા તદા!
ભરી ઊંડળે યોધને યોધ મારે, કરી કીકિયારી ધરી ભૂ ગદા. ૬

---

ભીડમાં) ભીમે હરિનાદ (સિંહગર્જના) કીધો. શું ઈ૦–ગજોએ (હાથીઓએ) મોટા પાંચ હરિ [સિંહ] નાળ્યા (નિહાળ્યા–જોયા) શું? ઉત્પ્રેક્ષા. તે હરિ તડીને ગર્જતાં સેન ઉચ્ચાટમાં પડ્યું. પાંડવનું પરાક્રમ વર્ણવતાં કવિ કહેછે કે, સુમાળા ઈ૦—સૈન્ય આવ્યું તો. પાંડવોએ કાંઇ સુમાળા ધરી ના—તેઓ કાંઈ માળા ઝાલીને બેઠા નહોતા, અથવા સુસાધુપણું (તેમણે અત્યંત સાધુપણું) ગ્રહણ કર્યું નહોતું અથવા તેમણે એવો ક્ષમા ગુણ ધારણ નહોતો કર્યો કે જેથી તેઓ વાટમાં વહે–ભાગી જાય.

૫ ઘોટા–ઘોડાઓ. મહાભારથીને-શૂરા જયદ્રથને. ન જાણે ઈ૦-પણ તેઓ જાણતા નથી કે હું તેમનાં વખાણો તજાવુંજ [નક્કી તજવું] એવો છું. હે સારથી! તું જો! [એમ ચારે ચરણમાં સમજવું). રદે દાંતે. મદેથી–અભિમાનથી. યમાનંદ ઈ૦–હું આજે તેમને યમાનંદ [યમપુરીનો આનંદ, અર્થાત્ મૃત્યુ] સજાવુંજ. અથવા હું આજે યમાનંદ [શત્રુઓ મારવાથી મનને આનંદ] સજાવુંજ. અસુ ઈ૦–તેમના અસુ (પ્રાણ) ને હું રામમાં ભજાવું છું તે તું જો.–તેમના પ્રાણને હું રામશરણ કરી દેઉંછું.

૬ સિધ્યો ઈ૦–શત્રુઓએ જે એમ જાણ્યું હતું કે અમારો અર્થ સીધ્યો, તે તેમનું જાણ્યું [જાણેલું] અજાણ્યું [નહિ જાણેલા જેવું] થયું. અર્થાત્ અર્થ સિદ્ધ થવાની આશા તૂટી ગઈ! પલ્કે–પલકમાં. સ'યું ઈ૦–સહ્યું ન જાય-સહેવાય નહિ. અરે ઈ૦–અરે! તેમની જીવવાની આશા તો તદા [ત્યારે] નિરાશા [રૂપજ થઈ જતી]. ભરી ઈ૦–ઊંડળમાં યોધને ભરીને તેમને બીજા યોધાઓ ઉપર મારે [ફેંકે]; અથવા યોધ [ભીમ] યોધને ઉંડળમાં લેઈને મારે [કચડી મારે]. પછી તેણે કીકીઆરી કરીને ગદાને ભૂ [પૃથ્વી પર] ધરી [મૂકી]. જે હાથથી મરાય તેમને મારવાને ગદા શું કરવી છે, એવો ભાવછે.

પદાતિ પળે અસ્ત ને વ્યસ્ત થાતાં, વદાતી ન વાણી અતિ કંપતા,
પગે પીસીં કોને કુ મધ્યે સુવાડ્યા, રગે આવી ભીમે તજી જંપતા;
કદી હાથ કોના વદી વક્ર ખેંચે, કદી પાય ભાંજે મદી મર્દતાં,
કદા ઊંડળે આપદાને તજાવે, કદા લાત ડાટે ગદા ગર્દતાં. ૭
ભણે આંખ કાઢી ગણે ના ગણે ત્યાં, બને દીન તોયે વિને ના તજે,
ધરી મુંડી હાથે ભરી અંગ ખોસે, જરી રે દયા શું હરિ રે સજે;
સુહસ્તે મરોડેજ મસ્તો બની ત્યાં, સમસ્તોજ મારે અમસ્તો દમી,
ધરી પાગ બંને કરે ભાગ ભાથી, કરે જાગ શું રાગ માંહે રમી. ૮

---

૭ અસ્ત ને વ્યસ્ત (અસ્તોવ્યસ્ત)–રવતવન. કુ–પૃથ્વી. રગે આવી–ક્રોધના આવેશમાં આવીને–એક નસીઓ થઈને. જંપતા–વિશ્રામ. કદી ઇ૦–તે ભીમ વક્ર (વાંકું) વદીને કદી (કોઈવેળા) કોઇના હાથ ખેંચે, અને તે મદી (મદવાળો ભીમ) કદીક મર્દતાં [ચોળી નાખતાં] કોઇકના પગ ભાંજે; કદા ઉંડળમાં લેઇને તેમની આપદાને (યુદ્ધ કરવાના દુઃખને) તજાવે–અર્થાત્ મારી નાખે; કદા લાતથી ગદા ઉપર ગર્દતાં (ગદડતાં) તેમને ડાટે (દાબી ઘાલે). અહીં અને હવે પછી ભીમના પરાક્રમમાં યુદ્ધવીર વર્ણાયો છે. રૌદ્રરસમાં મુખ તથા નેત્રની રક્તતા વર્ણાય છે અને યુદ્ધવીરમાં તે નથી વર્ણાતી એટલો રૌદ્ર અને યુદ્ધ વીરમાં ભેદ છે, બાકી બીજી રીતે તે રૌદ્ર જેવો છે. રૌદ્રરસ વિષે સાહિત્ય દર્પણમાં લખેછે કે, "રૌદ્રરસનો સ્થાયિભાવ ક્રોધ છે, આલંબનવિભાવ શત્રુ છે, તેની ચેષ્ટા એ ઉદ્દીપન વિભાવ છે, મુક્કીઓ મારવી, પડી જવું, કાપવું, ફાડવું, લડવું, ગભરાટ ઉત્પન્ન થવો, ઇત્યાદિ વર્ણનથી તેનું વિશેષ ઉદ્દીપન થાય છે, ભમર વાંકી થવી, દાંતવડે ઓઠ કરડવા, હાથ પગ થાબડવા, શત્રુનો તિરસ્કાર કરવો, પોતાની બડાઇ બોલવી, હથિયાર ફેંકવાં, નિંદાકરવી, ક્રૂરતા બતાવવી, વગેરે અનુભાવ છે. ઉગ્રતા, આવેગ, રોમાંચ, સ્વેદ, કંપારી, મદ, મોહ, અમર્ષ, વગેરે સંચારી ભાવ છે. (જુઓ સા. દ. ૨૩૨–૨૩૩).

૮ બને ઇ૦-સૈન્યના પુરૂષો દીન બને અને વિને (વિનયે પણ)–વિનય બતાવે તોપણ ના તજે. અથવા શત્રુઓ દીન બને તોય ભીમ યુદ્ધનો વિનય (નયનીતિ-શત્રુને મારવારૂપ] તજે નહિ, અર્થાત્ તેમને મારેજ. ધરી ઇ૦–તેમની મુંડી હાથે ધરી (પકડીને) તેના અંગમાં ભરીને [દબાવીને] ખોસે-માથું ધડમાં દબાવી દે. કોઈ કહેશે કે એમ કરતાં ભીમને દયા કેમ નહિ આવતી હોય? તો, જરી ઇ૦–હરિ [સિંહ] જરી પણ દયા સજે છે શું? સિંહ અને ભીમ વીરને અભે-

ન સામા થયા કો વિસામા ગ્રહ્યા ના, ઉધામા સુરામાતણા તો રહ્યા,
અરેરે! અરેરે! હીનો શો વિડારો, મૂકોજી મૂકો બોલ એવા કહ્યા;
ન સુણે અસુરારિ જે ભીમ બંકો, કઠિનાજ લંકો મરોડે ઝટે,
ન શૂરો જુએ માત્ર પૂરો કરેછે, ભલે દીનતાથી રડે ના ખટે. ૯
જદા એવું ભીમે ધર્યું ધ્યાન માહું, તદા ત્યાં સહુ એકઠા તો મળે,
કરી સંપ બો'ળો પડ્યા તૂટી સર્વે, ધરી હાથ ભાલાજ ભોંકે વળે;
અસિએ વિડારો ખપૂવે છરેથી, બળેથી ન બીંશો ધરો ધ્યાનમાં,
ફગોટોજ પાષાણ મુષ્ટિથી મારો, કરે એકલો શું ન રો' માનમાં. ૧૦
ન નારોય મૂકે ન ત્રાસેય મૂકે, પછે કોણ ચૂકે રણે મોતને,
થઇ એકઠા માર મારો ભણીને, ગછે ભીમ જ્યાં ત્યાં સહી સોતને;
નિહાળ્યું સુભીમે મળ્યું સર્વ ટોળે, ધરી છે તદા ત્યાં ગદા હાથમાં,
સુજંઘા થગોટી ગદાને ફગોટી. કરી સિંહ શબ્દ પડ્યો સાથમાં. ૧૧

---

દપણે વર્ણવ્યા છે માટે રૂપક. સમસ્તો–બધાને. અમસ્તો–અમથો. સેનામાં બીજા કેટલાક ભીસ્તી વગેરે નોકરોને અમસ્તો [તેઓ શસ્ત્ર ઝાલે નહિ તોપણ] તેમને દમીને મારે. કરે ઈ૦–તે જાણે રાગ [પ્રીતિમાં–રંગમાં] રમીને (આનંદીને) જાગ [નરમેધ] કરેછે શું?

૯ ન ઇ૦–કોઈ વીરો ભીમની સામા થયા નહિ કે વિસામા પણ ગ્રહ્યા નહિ (તેમને યુદ્ધ કરતાં લગાર વિરામ પણ ભીમે આપ્યો નહિ). ઉધામા ઈ૦–સુરામા [દ્રૌપદી] ને હરણ કરી જવાના ઉધામા રહ્યા. ન શૂરો ઈ૦–તે શૂરાને પણ જુએ નહિ પણ [જે હોય તેને] માત્ર પૂરોજ કરેછે. ભલેને તે દીનતાથી રડે તોપણ ભીમને તે ખટે [ખટકે] નહિ કે ખાટી [છેતરી] ન શકે.

૧૦ વિડારો–કાપીનાખો. ખપૂવે–એક જાતના પોહોળા ફળવાળા હથિયારવડે. માનમાં–એની સાથે લડતાં હારી શું તો આપણી પ્રતિષ્ઠા જશે એવા માનમાં ન રહેશો, કેમકે એ એકલો શું કરવાનો છે? અથવા એ એકલો શું કરવાનો છે એવા માનમાં [અભિમાનમાં] ન રહો. અથવા ભીમ મોટો બળવાન છે એના સામા આપણાથી કેમ થવાય, એમ ભીમના માનમાં ન રહો.

૧૧ પછે ઈ૦–જ્યારે કોઇ પ્રકારે ભીમ છોડે એમ નથી ત્યારે પછી સંગ્રામમાંજ મરવાનું કોણ ચૂકે? ભણીને–યુદ્ધની કીકીઆરી કરીને. ગછે–જાય. સોતને [સહિતને] પાંડવો સહિત ભીમને.

ગદાથી દબાયા પગે કો છૂંદાયા, ભયંકાર નાદે અમુંઝાય છે,
સુવેગે ઉડ્યા કો કુમોતે મુઆ કો, મુઆરે મુઆ અંગ છૂંદાય છે;
કિરીટી કને કો યુધિષ્ઠિર આગે, છતે શત્રુ આવી પડે પાગ રે,
અમોને ઉંવાડો ઉંવાડોજ ભાખે, ન રાખે કદા ભીમ આ જાગ રે! ૧૨
ગયા શર્ણું લેવા ભીમે કીધ સેવા, ધરી હાથ ને પાગ ખેંચ્યા બળે,
કરો યુદ્ધ હુંથી પછે સા'વ એ સૌ, વદી એમ જાણે ન ખેંચ્યા કળે;
મહાગાંડ બાઝી પદો ઝાલતાં જે વદે વિધિ તેની કરિ કોવિદા,
યુધિષ્ઠિર સોતા ધર્યા પાય ખેંચ્યા, ગદા મારતા ક્રોધથી જે છિદા. ૧૩

---

૧૨ સુવેગે-ભીમના અતિ વેગથી. છતે શત્રુ ઇ૦-કિરીટી [ અર્જુન ] અને યુધિષ્ઠિર શત્રુ છતાં પણ તેમની પાસે આવીને તેઓ પગે પડેછે. પગે પડીને તેઓ કહેછેઃ અમોને ઇ૦-સ્પષ્ટ છે. ન રાખે-ન બચાવે. કદા-ક્યારે પણ. આ જાગ--આ જગોએ.

૧૩ ગયા ઇ૦-તેઓ શરણ [ આશ્રય ] લેવા ગયા ત્યાં પણ ભીમે તેમની સેવા કીધી, [ વક્રોક્તિ ]-અર્થાત્ માર્યા-હેરાન કર્યા. શી રીતે હેરાન કર્યા? ધરી ઇ૦-હાથને પાગ [ પગ ] ધરી [ પકડીને ] બળે [ બળથી ] ખેંચ્યા. ભીમે જાણ્યું કે શત્રુઓ અર્જુન તથા યુધિષ્ઠિરને પકડવા જાયછે તેથી તે બોલ્યો: કરો ઇ૦-સ્પષ્ટ છે. સાહાવ-પકડો. એ સૌ-એ સહુ પાંડવોને. વદી ઇ૦-ભીમ એમ વદી જાણેછે, પણ તેમને કળથી છોડવી જાણતો નથી; કેમકે ન ખેંચ્યા કળે-કળાવિના તેમને ખેંચ્યા. અર્થાત્ તેના હાથમાં હાથ આવ્યો તો હાથ, પગ આવ્યો તો પગ, માથું આવ્યું તો માથું. અને ચોટલી આવી તો ચોટલી ઝાલીને તેમને ખેંચ્યા, પણ તેમ ખેંચવાથી તેમનાં અંગ ભાગી તૂટી જશે તેની તે દરકાર કરતો નહોતો. અથવા, ભીમે એમ વદીને તેમને ખેંચ્યા. પણ કળે [ યુક્તિ પણ ] તે જાણે નહિ. અથવા, એમ જાણે વદીને તેમને કળ વિના ખેંચ્યા. "અથવા, શત્રુઓ પાંડવોને પકડવા ગયા છે" એમ જાણે [ જાણ્યે ] "હુંથી યુદ્ધ કરો પછી એ સહુને સાહાવ" એમ વદીને કળ વિના ખેંચ્યા. અથવા "પ્રથમ મારાથી લઢો પછી પાંડવોને પકડો" એમ તે બોલી જાણતો નથી [ કરી જાણેછે માટે ] તેણે તેમને કળથી ખેંચ્યા એમાંથી ગમે તે પ્રકારે અન્વય થઈ શકે. કોવિદા-કુશળ ( બહુવચન ). યુધિષ્ઠિર ઇ૦- પછી ભીમે યુધિષ્ઠિર સોતા ( સહિત ) ધર્યા પાય ( પગ ઝાલેલાઓને-જેમણે પગ ઝાલેલા હતા તેમને ) ખેંચ્યા. છિદા-છિન્ન કરે એવી.

કિરીટી કથે ના કરો ફેર કાળો, શું ભાળો ન ભ્રાતા સમોતા હણો,
ધરો ધર્મ ધ્યાને ન મારો નમ્યાને, પદાતી રડે દામણા તો ગણો;
વદી એમ પાસે જઈ ભીમ ઝાલ્યો, ન ખાળ્યો ખળે તેહ ખાળ્યો કળે,
જુઓ જાયછે સૈંધવાધિપ નાઠો, પદાતી શું મારો કળો ના છળે! ૧૪

તદા ત્યાં પદાતી પરાં કીધ ભીમે, ન સીમે ન ધીમે રથો હાંકિયા,
અરે! સૈંધવાધિપનો અંગ ઉમંગ ત્યાં તો ગયો રે! વિભુ વાંકિયા;
ધરો રે ધરો શું જુઓ મુખ સામું, ન જાઓ અરિના બળે ઢાંકિયા,
કદાએ ન કંપો સદા શૂર મોટા, વદો આજ કેમે થયા રાંકિયા. ૧૫

ગજો મોટમોટા તણી હાર પેલી, કરો અશ્વ પૂઠે રથો રાખિને,
રથી ને અતિ જે રથી માંરથી તો, રહો એક એકે ભલું ભાખિને;
રહી વ્યૂહચક્રે ડરો શેન શક્રે, ન નક્રે ગળાએ ભૂમિ દાખિને,
અશૂરો થવું તું જદા તો જવું તું, સદા શસ્ત્ર રાખ્યાં દિયો નાખિને.૧૬

---

૧૪ સમોતા—સમેત—સહિત. કળે—યુક્તિથી. તે યુક્તિ કહેછેઃ જુઓ ઈ૦—સ્પષ્ટ છે. કળો ના છળે—જયદ્રથના છળે (કપટને પણ) ના કળો (નથી સમજતા)?

૧૫ તદા ઈ૦—તદા (તે વખતે) ભીમે ત્યાં (રણભૂમિમાં) પદાતિ (પાયદળનાં મનુષ્યો) ને પરાં (દૂર) કીધ (કીધાં) અને ન સીમે (નિર્મર્યાદ—મરજીમાં આવે તેમ) તથા ન ધીમે (અતિ વેગમાં) પોતાના રથો હાંકિયા (જયદ્રથ તરફ હાંક્યા). અરે ઈ૦—સૈંધવપતિ—જયદ્રથના અંગનો ઉમંગ જતો રહ્યો, અને રે ઈ૦—રે! તેને તો વિભુ (ઇશ્વર) વાંકિયા (વંકાયા—વાંકા થયા—રૂઠયા)! શત્રુને પાસે આવતા જોઈને જયદ્રથ પોતાના સૈન્યને કહેછેઃ ધરો ઈ૦—સ્પષ્ટ છે. રાંકિયા—રાંક-શૌર્યહીન.

૧૬ જયદ્રથ અપ્રતિહત વ્યૂહરચના બતાવેછેઃ ગજો ઈ૦—સ્પષ્ટ છે. રથો—(અશ્વ પૂઠે). અતિ જે રથી—જે અતિરથી ભલું ભાખીને—સારૂં તાકીને. અપ્રતિહત વ્યૂહની રચના કામંદકીમાં કહી છેઃ જેમ, "व्यूहोनुपूर्वमचलःपश्यश्वरथदन्तिभिः। तथाप्रतिहतोज्ञेयोहस्त्यश्वरथपत्तिभिः॥ વ્યૂહચક્ર—વ્યૂહરૂપી ચક્રમાં. ન નક્રે ઈ૦—ભૂમિ (પૃથ્વી) દાખીને (દેખાડીને) નક્રે (મગરે) ગળાય નહિ. અર્થાત્ જો તમે વ્યૂહચક્રમાં રહેશો તો પછી તમારે શક્ર (ઇંદ્ર)નો પણ

સુણી વાણી એવી સ્મરી શક્તિ દેવી, ગ્રહી ખડ્ગ ખાંડાં પડ્યા તૂટી રે,
રીતિ રાય ભાખી રચ્યો વ્યૂહ તેવો, સુનીતિ ધરી સૌ રણે રૂઠી રે;
હશે પાંડવો નામધારીજ કેવા, હસે ને ખસેછે ધસે ઉઠી રે,
ભણે ભીમ ભાથી સુપાર્થાદિ સાથી, શું હાથી હણે હાથથી કૂટી રે? ૧૭
મહામત્ત માતંગની હાર સાંધો, ન બાંધો શું વાંધો? ધરો ભીમ એ,
વદી એમ માતંગનું સૈન ચાલ્યું, શું હાલ્યુંજ ભાળ્યું ગિરિસીમ એ;
અરે આવ્ય ભાથી આડાકુંજ હાથી, હણે ના ગણે છોડવું નીમ એ,
સુણી વેણ બોલ્યો અરે રાખ્ય ઘોટો, શું ખોટો વદે ભીમ જે હીમ એ! ૧૮

---

ડર નથી; કેમકે મગર ગમે તેવો ગળનારો છે તથાપિ પૃથ્વી ઉપર તેનું બળ ચાલતું નથી, તેમ વ્યૂહરચના રૂપી ભૂમિ ઉપર શત્રુ રૂપી મગરનું બળ ચાલશે નહિ. રૂપક. અશૂરો ઈ૦—જો તમારે અશૂર (કાયર) થવું હતું ત્યારે તો (પ્રથમથીજ) જવું હતું; (જદા—જ્યારે). માટે જો એમજ હોય તો તમે જે શસ્ત્રો સદા (હમેશા—આટલા દિવસ સુધી) રાખ્યાં તે નાખી દો. અથવા જ્યારે તમે સદા (હમેશ) શસ્ત્રો રાખ્યાં ત્યારે આજ તે નાખી શા માટે દો છો?

૧૭ ખડ્ગ અને ખાંડાં એ તરવારની જૂદીજૂદી જાતો છે. સુનીતિ—સારી રાજનીતિ—યુદ્ધમાં શત્રુ સાથે લડવા સંબંધી નીતિ. જયદ્રથના સૈનિક પાંડવો સંબંધી તર્ક કરેછે: હશે ઈ૦—'પાંડવો' એવા નામધારી પુરુષો કેવા હશે? એમ કહીને તેઓ હસેછે અને ખસેછે (એક જગાએથી બીજી જગાએ જાયછે), તથા બેઠા હોય ત્યાંથી શૂરમાં આવીને ધસેછે. ભણે ઈ૦—વળી તેઓ ભણે—બોલેછે કે, સુપાર્થાદિસાથી (ઉત્તમ અર્જુન વગેરે જેના સાથી છે એવો) ભીમ નામનો ભાથી (ભાથાવાળો વીર) હાથથી કૂટીને હાથીને હણેછે શુ!

૧૮ મહા ઈ૦—અતિ મહોન્મત માતંગ(હાથીઓ)ની હાર સાંધો. અને ભીમને તમે ન બાંધો તે શું વાંધો છે?—શા વાંધાથી ભીમને ન બાંધો? એ ભીમને ધરો—પકડો. શું ઈ૦— શું એ કોઇ ગિરિસીમ (પર્વતની હદો) ચાલ્યું? અરે ઈ૦—(જયદ્રથના સૈનિક ભીમને કહેછે કે,)અરે ભાથી (ભીમ)! આવ્ય (અહીં આવ્ય) જો હું હાથી અડાડું છું, અને તું સર્વને હણે તથા કોઈને ના ગણે એ તારો નીમ (નિયમ) છોડાવું છું. એ સાંભળીને ભીમ પોતાના સારથીને કહેછે કે, અરે (સારથિ)! ઘોટા—ઘોડાઓને રાખ—ઉભારાખ. જે હિમ (હિમાચળ જેવો અડગ) ભીમ છે તેને શું એ ખોટો વદેછે!

સુવર્ણે મઢી જે કુલોહે જડી જે, ગદા આપદા ટાળનારી ધરી,
વદ્યો સિંહનાદે વધ્યો ગર્વ માદે, કુસાદે પુકારે ઉભો રે' જરી!
ન માતા ન પિતા ન ભ્રાતા સમેતા, કમોતા મરો આજ હુંને વરી,
કરિ પૂછ સાહી હજારો ઝપાટ્યા, સપાટ્યા રથી બાણ સોતાં હરી. ૧૯
મહામત્ત માતંગનું પૂછ સા'યે, વદાયે મપાયે નહીં વીર તો,
કર પૂછ ખેંચી ગદા મારતો એક તો ધારતો ધીંગતો ધીર તો;
ખરે કેરી આંબે હરે વાયુ આયુ, પડે હાથી ભાથી તજી હીર તો,
મૂકે એક તેવે જઈ અન્ય સેવે, ન દેવે દનુજે સુણ્યો વીર તો. ૨૦
ગદા બાણ કો ભીમને હાણકારી, હકારીજ ખંખારી મારે ધરી,
હરે હંસ તના વિડારે ડરે ના, કરે ના દયા મોત પામ્યો અરિ;
હજારો સવારો તણો મોત વારો, ઇજારો શું લીધો ડરે ના જરી,
કરિકેર કાંધો હરી મેર હાથે, ધરી ભૂઅરિ કૂદતો ઉપરી. ૨૧

---

૧૯ કુલોહે–કઠણ લોઢાથી. માદે–મદથી. કુસાદે–કઠોર સાદથી. ન માતા ઇ૦–આજ હુંને વરી–યુદ્ધ કરવા માટે મને પસંદ કરીને તમે માતા, પિતા, કે ભ્રાતા સમેતા થવાને પામશો નહિ–માતા વગેરેની મુલાકાત તમને થઇ શકશે નહિ, પણ કમોતા (કમોતે) મરી જશો. કરિપૂછ–હાથીનું પૂછડું. બાણ સોતાં હરી–બાણ સુદ્ધાં હરી લેઇને.

૨૦ વદાયે ઇ૦–જેનું વીર (વીર્ય–બળ) વદાય નહિ કે મપાય નહિ એટલું છે. ધારતો ઇ૦–તથા તે ધિંગ (ધિંગડમલ્લ–જોરાવર ભીમ) ધીર તો ધારતો–ધીરજ રાખતો. ખરે ઇ૦– જેમ આંબેથી કેરી ખરે અને પછી વાયુ (પવન) તે આંબાનું આયુ (આયુષ્ય) હરે–તેને પાડી નાખે, તેમ હાથી અને ભાથી હીર (પરાક્રમ) તજીને પડે. અર્થાત્ તેજ પ્રમાણે વૃક્ષ જેવા હાથી ઉપરથી કેરી જેવા ભાથી (લડવૈયા) ને ભીમ પાડી નાખે અને પછી વાયુ જેવો ભીમ તે વૃક્ષ રૂપી હાથીનો પણ આયુ હરે. મૂકે ઇ૦- એ રીતે મારીને એકને પડ્યો મૂકે તેવે (તેટલામાં) અન્ય (બીજા) ને જઇને સેવે (પકડે). એવો વીર દેવે-(દેવમાં) કે દનુજે (દૈત્યોમાં) સુણ્યો–સાંભળ્યો નથી.

૨૧ હંસ–પ્રાણ. કરે ઇ૦–'અરે રે! શત્રુ મરી ગયો!' એમ દયા કરે નહિ. ઇજારો ઇ૦–જાણે યમરાજ પાસેથી મનુષ્ય મારીને યમપુરીમાં મોકલ-

પડ્યા હસ્તી તે ડુંગરો શા જણાયે હણાયે નવા જે હવા શું ભણું,
રૂમે ભીમ શું નાગ ઘૂમે તડાગે, વિખેરે મૃદુ પંકજો શે ગણું;
દુભે ભીમ વ્યાઘ્રરૂપે ત્યાં હરિણો, ઊભે કોણ સામે વિચારે ઘણું,
થયો મસ્ત ભટ્ટો કરિ અસ્ત હઠ્ઠો, વકાર્યો હરિશો કરે કાપણું. ૨૨
તદા સૈંધવે પાંચસેં યોધ મેલ્યા, સદા શૂર મોઢા ન જોટા ભૂમાં,
કરી કીકિયારી ધરી મોત વારી, અહંકારી સંભારી હારીશું મા;
લહી યોધ તાજા યુધિષ્ઠિર રાજા, કરે બાણ સાહી હરેછે કુમાં,
ન આગે જવાયે જુધિષ્ઠિર આગે, બળે જાય ભાગે હણેછે તુંમાં. ૨૩

---

વાનો ભીમે ઈજારોજ ન લીધો હોય! કરિકેર ઈ૦–હાથીઓ ઉપર તો કેરજ કી-ધો, અને પોતાના હાથવડે મેહેર (દયા) હરીને–અર્થાત્ નિર્દય થઇને અરિને ભૂ (પૃથ્વી ઉપર) ધરીને તેના ઉપર કૂદતો. અથવા મેર–મેરૂ–મુખ્ય વી-રને પોતાના હાથે હરીને–મારીને.

૨૨ હવા–હવે. હવે હું તેનું શું વર્ણન કરૂં? અથવા યુદ્ધમાં જે નવા હવા–તાજી કુમકમાં આવે તે હણાય. રૂમે ઈ૦—ભીમ યુદ્ધમાં રૂમેછે તે જાણે કોઇ નાગ (હાથી) તડાગે (તલાવમાં) ઘૂમેછે અને મૃદુ (કોમળ) પંકજો (કમળો) વિખેરે (ફેંદી નાખેછે)! હું તે પંકજોને શે (કયી રીતે) ગણું? અ-ર્થાત્ ભીમે હણેલા યોધાઓની હું સંખ્યા કરી શકતો નથી! દુભે ઈ૦–જ્યાં વ્યાઘ્ર રૂપે (વાઘ રૂપે) ભીમ દુભે (દુ:ખ દેછે) ત્યાં સૈનિક રૂપ હરિણો તેની સામે થવાને મનમાં તો ઘણુંય વિચારે છે પણ સામે કોણ ઊભે–ઊભું રહે! રૂપક. થયો ઈ૦–તે ભટ્ટો (ભટ–વીર)–વીર મસ્ત થયો–તેની આંખ ફાટી, અને હઠ્ઠો (હઠીલો શત્રુ) સામે આવે તેને તે અસ્ત કરીને (મારી નાખીને) વકાર્યો (ખીજવેલા–ઉસ્કેરેલા) હરિ (સિંહ) જેવો તે કાપણું કરેછે–જે હડી-એ ચઢે તેનો પ્રાણ લેછે!

૨૩ સૈંધવે–જયદ્રથે. મેલ્યા–છોડ્યા–મોકલ્યા. કરી ઈ૦–તે અહંકારી-ઓએ મોત વારી (મોતનો વારો) ધરીને (અંગીકાર કરીને) તથા આપણે મા હારીશું (નહિ હારીએ) એમ સંભારીને (મતલબ કે હઠથી લઢવાનો ઠરાવ કરીને) કીકીઆરી કરી. હરે છે કુમાં–કુ–(પૃથ્વી)માં હરેછે; પૃથ્વીને વિષે નાશ કરેછે. અર્થાત્ મારીને પૃથ્વી ઉપર પાડે છે. ન ઈ૦–જુધિષ્ઠિર આગે (યુધિષ્ઠિરના માર આગળ) કોઈ યોધાથી આગે (આગળ વધીને) જવાય નહિ. એમ છતા પણ કોઈ બળવડે આગળ જાય તો તે પાછો ભાગે, કેમકે તેને 'તું' એટલો શબ્દ બોલતામાં યુધિષ્ઠિર હણે છે!

બસેં યોધ્ધ જોતાંજ જોતાં નહોતા, કર્યા રાય રોતા સમોતા હતા,
તદા ભીમ ભાળ્યું કરે યુદ્ધ એ શે, ધરી શુદ્ધતા ક્રુદ્ધતા ત્યાગતા;
હુડી દઈ આવ્યા વડી વ્હાર મારી, ઘડી ઘાટ દીધો ઘડી લાગતાં,
હણ્યા ઘોડા કો થોકમાં ઠેસ મારી, સજાૂતા રથો ઉંચલી ભાગતા. ૨૪
પિલુ પેટ હર્ડે મષા વ્યાઘ્ર કર્ડે, કહો ભૂત બર્ડે ભરાએ કદી,
તશ્યું ભીમ આગે સહુ સેન લાગે, ન ભાગે વિભાગે મરોડે મૃદી;
વદે છે મદે સિંહશો જે હૃદે છે, કદે ભીષણો ભીમ નામે ઉદી,
કરિ ને હરિ યોધની શોધ લેઇ, ચલાવી અસુરારિ લોહીનદી. ૨૫

---

૨૪ બસેં ઇ૦—જે બસેં યોધ જયદ્રથે મોકલ્યા હતા તેમને રાયે (યુધિષ્ઠિરે) જોતાં જોતાં નહોતા જેવા કરી નાખ્યા, તથા જે સમોતા (મોત સહિત—અર્થાત્ મૃતપ્રાય—મરી ગયેલા નહિ પણ મરવા જેવા) હતા તે રોતા હતા—પોતાને થએલી વેદનાથી ચીસો પાડતા હતા. અથવા જયદ્રથે મોકલેલા બસેં યોધ જે રોતા (રોતી શીકલના) ને સમોતા—મુડદાલ જેવા હતા (યુધિષ્ઠિરની આગળ) તેમને હતા નહોતા કરી નાખ્યા. તદા ઇ૦—તદા (તે વખતે) ભીમે ભાળ્યું કે (હું નાનો ભાઈ છતાં) એ (મોટા ભાઈ યુધિષ્ઠિર) શે (શા માટે) યુદ્ધ કરેછે! એમ શુદ્ધતા (શુદ્ધિ) ધરીને ક્રુદ્ધતા (ક્રોધનો આવેશ) ત્યાગતા (તજતા હતા). મતલબ કે યુદ્ધમાં ક્રોધી થઇને ભાન ભૂલી ગયેલા ભીમને ખબર પડી કે મોટા ભાઈ લડે છે ત્યારે તે તેમને મદદ કરવા ગયો. ઘડી લાગતાં—એક ઘડી થતામાં. સજાૂતા ઇ૦—જોડેલા ઘોડા સહિત રથોને ઉંચલીને (ઉપાડીને) તે ભાગી નાખતો હતો.

૨૫ પિલુ ઇ૦—પીલુ (હાથી) ના પેટમાં હરડે હોય તેથી, તથા વ્યાઘ્ર મષા (માંસના મસા) કરડે તેથી તેમનું પેટ કહો કદી ભરાય છે શું અથવા ભૂત બર્ડે કદી ભરાય છે શું? (ભૂતનો બરડો પોલો હોય છે એમ કહેવાય છે). ભીમની આગે સહુ સેન તશ્યુ (તેવું) લાગે છે. અર્થાત્ એટલા સૈન્યની સાથે યુદ્ધ કરવાથી ભીમને કાંઈ તૃપ્તિ થતી નથી. **લોકોક્તિ અને ઉપમા.** ન ભાગે ઇ૦—તે સેનના ભાગ કે વિભાગ કરીને તે લડતો નથી પણ આખા સૈન્યને પોતે મૃદી (ચોળી નાખીને) મરોડે (મરડી નાખેછે—નાશ કરેછે). વદે ઇ૦—જે ભીમ હૃદે (હૃદયમાં) સિંહશો (સિંહ સરખો પરાક્રમી, ધૈર્યવાન અને ક્રૂર) છે તે મદે (ગર્વથી) વદેછે—ગર્જના કરેછે. કદે ઇ૦—તે કદે (દેખાવમાં) ભીષણો (ભયાનક) છે અને નામે પણ ભીમ (ભયાનક) ઉદી—ઉદિત—કહેલો છે. હરિ—ઘોડા. અસુરારિ—અસુરોનો શત્રુ ભીમ.

## શ્લોક.

નહીં લોઢીનો ભીમ ભટે તો, ચલવી ક્રોધે યોધા મારી,
કરિ કાંપે જેમ હરિ આવ્યે, ડરી જાયે, જોતાં અંહકારી;
કિરીટી કેરા કવિ કોવિદા, શુભ ગુણ ગાયે મોટેરા,
પદ ફેરી તો રજ પ્રેમાનંદ કથે કો'શું મારે ફેરા. ૨૬

## વલણ.

ફેરા મારે ગુણગાણ ગાતાં, નર નામધારી એવરે;
તદપિ જદવા તદવા ભાખ્યું, તન મન તજી અહમેવ રે. ૨૭

## કડવું ૨૫ મું.

## શ્લોક.

પાર્થ પાણિ પવિ જશું, ધનુ ધારતો અતિ રોષમાં,
જોઈ જોધજ જામતો, ડચુચો ઉરે ઉપશોષમાં;
આંખ આફુણિયે અતિ, થઈ રક્ત ઓષ્ઠ દબાવતો,
ક્ષત્રિ ધર્મ ખરો ધરી, અરિ બાણ તાણી લજાવતો. ૧

---

૨૬ શ્લોક—શુંભુછંદ (स,त,य,म,म,म,ग.). હરિ—સિંહ. અંહકારી—અંહંકારી ભીમને જોતાં જયદ્રથના યોધા ડરી જાય. અથવા ભીમને જોતાં અહંકારી યોધાઓ ડરી જાય. મોટેરા—(કવિ કોવિદા). મારે ફેરા—ફેરા મારે પણ કાંઈ બની આવે નહિ.

૨૭ નર નામધારી—અર્જુનના. જદવાતદવા (યદ્વાતદ્વા—જે તે કાંઈક). અહમેવ—હુંપદ—ગર્વ.

૧ શ્લોક—ચર્ચરી છંદ (र,स,ज,ज,भ,र.). પાણિ—હાથમાં. પવિ જશું—વજ્ર જેવું. ડચુચો—ડૂમો. ઉપશોષમાં—ક્ષય કરવામાં (ક્ષય કરવા માટે). શત્રુઓના જોધાઓને જોઇને અર્જુનની છાતીમાં તેમનો ઉપશોષ કરવામાટે (મનમાં અતિ ગુસ્સા ભરાઈ આવવાથી) ડૂમો ભરાઇ આવ્યો. અથવા જોધને જોઈને થયેલા ક્રોધથી ઉપજેલા ઉપશોષ (શોષણ) થી મનમાં ડચૂચો જામતો હતો. આફુણીએ—એની મેળે. આંખ એની મેળે અથવા જોત જોતામાં રક્ત થઈ અને દાંતથી ઓઠ દબાવતો હતો, તથા ખરો ક્ષત્રિયધર્મ ધરીને શત્રુઓ બાણ તાણીને લજાવતો હતો. યુદ્ધવીરના અનુભાવ.

## રાગ ગાંધાર.

સુવીરસુતો ભણી અર્જુન આપ,
ઉભો કર ગાંડિવ વીર્ય અમાપ;
વદે મરવું શિદ મૂઢ! ગમેય,
સુરાજ્ય જશે વળી દુઃખ દમેય. ૨
થશો ન સુખી કદી હું થકી આજ,
ભલે બળ આપી ગયો યમરાજ;
પુરંદર શો હરવ્યો હરી ભાન,
ત્રિપુરઅરિ સરખા બળવાન. ૩
સુણ્યો ભગદત્ત કદી ધર ધીર,
ધરી નવ તે શકિયો મમ હીર;
સુરાજસૂયે હરવ્યા બળી યોધ,
ખરે ખર તેહ કરો જઈ શોધ. ૪
સુરોઅરિ સંહરિયા રથ એક,
રહે નહિ ટેક વદુ મીનમેખ;

---

૨ રાગ ગાંધાર—મોતીદામ છંદ. સુવીર ૦—સુવીર રાજાના સુતો (પુત્રો) ભણી (તરફ) કર(હાથ)માં ગાંડિવ લેઇને અમાપ વીર્ય(બળ)વાળો અર્જુન આપ (પોતે) ઊભો. વદે ૦—અને તે વદે (બોલેછે—તેમને કહેછે કે) હે મૂઢ! તમને મરવું શિદ (શા માટે) ગમેય(ગમેછે)? સુરાજ્ય ૦—તમારૂં સુરાજ્ય (સારૂં રાજ્ય) જશે અને વળી દુઃખ દમેય (તમને દમશે).

૩ હું થકી—મારાવડે—મારી સાથે યુદ્ધ કરીને. ભલે ૦—તમને ભલેને યમરાજ બળ આપી ગયો હોય—તમારે યમરાજની સહાય હોય તોપણ. પુરંદરશો—ઇંદ્ર સરખો. હરી ભાન—ભાન ભૂલાવીને. ત્રિપુરઅરિ—શિવ. શિવ સરખા બળવાનને પણ હરાવ્યા.

૪ ભગદત્ત—નરકાસુર કે ભૌમાસુરનો પુત્ર—પ્રાગ્જ્યોતિષનો રાજા. ધરધીર—ધીરજ ધરનાર. ધરી ૦—તે પણ મમ(મારૂં) હીર (બળ—પરાક્રમ) ધરી (સહન કરી) શકયો નહિ. સુરાજસૂયે—સારા રાજસૂય યજ્ઞ વખતે. બળી—બળવાન. શોધ કરો—કોઇને જઇને પૂછો તો ખરા!

રઘુંકુળ ભૂપતણી સુણી વાત !
હણ્યો દશકંધર જે જગખ્યાત. ૫
કુહર્ણ વિચાર પડ્યું મન મધ્ય,
અરે નવ આપ તશાજ અવધ્ય !
તમો વીર બાર મૂકી તીર બાર,
હણું હમણાં નવ રે કરો વાર. ૬
વદો મુખ તો ઇકિ બાણથી બાર,
હરૂં પળ વિપળમાં નિરધાર;
સુવીરસુતો સુણી વાણી બલિષ્ઠ,
વદે મદમત્ત થઇજ વરિષ્ઠ. ૭
અરે બકવા કરતો કંઈ લાજ,
વને ભટકે વીરતા થઈ ત્યાજ;
વધો કૂડ વેણુ સુયોધન રાજ,
મળી સહુ કૌરવનીજ સમાજ. ૮

---

૫. સુરોઅરિ-સુરો (દેવોના) અરિ (શત્રુ)-નિવાતકવચ નામે દૈત્યો. ૨-૪ એક-એકજ રથથી-માત્ર મેં એકલાએજ. રહે ઇ૦-તો તમારો ટેક રહે નહિ. એ જે હું વદું છું તેમાં મીનમેખ નથી-જોઇને પૂછવા જેવું નથી, પણ નક્કીજ છે. ('નહિ'નો ઉપયોગ બન્ને ઠેકાણે કરવો). અથવા હું મીન અને મેખ (મેષ) નક્કી કરીને-જોષ જોઇને કહું છું કે મારા આગળ તમારો ટેક રહેવાનો નથી. રઘુકુળ ભૂપ-રામ. દશકંધર-દશ કં (માથાં) ધર (ધરનાર)-રાવણ.

૬ કુહર્ણ ઇ૦-તો તમારૂં મન પણ તેવાજ કુહર્ણ (નિંદિત હરણ કરવાના) વિચારની મધ્યે પડ્યું છે, પણ અરે ! આપ તો તશા (રાવણના જેવા) અવધ્ય (બીજાથી હણાઓ તેવા) પણ નથી! (બાર ભાઈઓને સંબોધન કરવાને સર્વત્ર બહુવચન વાપરેલું છે). વીર-ભાઈઓ. (જયદ્રથને બાર ભાઈઓ હતા એ પાછળ કહેલું છે).

૭ સુવીરસુતો-સુવીર રાજાના પુત્રો-જયદ્રથના ભાઈઓ. વરિષ્ઠ (શ્રેષ્ઠ) થઈને-મોટાઈ દાખવીને.

૮ વને ઇ૦-તું વને ભટકે છે ત્યારથીજ તારી વીરતા (વીરપણું) ત્યાજ થએલી છે - જતી રહેલી છે ! વધો ઇ૦-નવમી કડી સાથે અન્વય. સુયોધન-દુર્યોધન.

તદા તનમાં બળ શૂન્ય થયું'તું!
વદા શું પરાક્રમ નાશી ગયું'તું!
અનેક કુવિધ કથ્યાં નરસાંજ,
શું વાઘ ગમી હરણાં તલશાંજ! ૯
ધરી કર તીર ભણે હરિ ભદ્ર,
ગણે ન ગણે શચીનો પતિ હઠ;
ખરે! મરવું મતિમૂઢ! ગમેજ,
જુઓ મમ બાણ કદી ન શમેજ. ૧૦
ભલે વિતલે સુતલે વસજ્જેજ,
ન મૂકું અરે દૂર તો ખસજ્જેજ!
શું બાજીગરા સરખા વર વેષ—
કરી ડરવે નરનામ નરેશ! ૧૧
વદે બળ અંગ અભંગ અપાર,
જણાવ હવે કરતો નવ વાર;
તદા કરી પાદ ઉભા વર વીર,
કટિ તહિં તો મરડે ધર ધીર. ૧૨

---

૯ કુવિધ—નઠારી રીતે. નરસાંજ—નઠારાંજ વચન. શું ઈ૦—વાઘ ગમી (ગમ-તરફ) હરણાંજ તલસ્યાં (તલપાપડ થયાં) છે! અર્જુન રૂપી વાઘની સામે આવવાને જયદ્રથના બાર ભાઇ રૂપી હરણાંજ તલપાપડ થયાં છે શું!

૧૦ ધરી ઈ૦—કરમાં તીર ધરીને હરિ (અર્જુન) ભદ્ર (યોધ) ભણે (બોલેછે); કેમકે તે હઠ (હઠીલો અર્જુન) શચી (ઇંદ્રાણી)ના પતિ (ઈંદ્ર)ને પણ ગણે કે ના પણ ગણે એવો છે. ('હઠ' ઈંદ્રનું વિશેષણ પણ લેઇ શકાય). ન શમેજ— કાર્ય કર્યા વગર નરમ ન પડે!

૧૧ ભલે ઈ૦—ભલે તમે વિતલમાં કે સુતલમાં વસજ્જેજ—જરૂર નાશીને ત્યાં જજ્જેજ, અરે! તમે ગમે તેટલે દૂર પણ ખસજ્જેજ, પણ હું તમને ત્યાં પણ ન મૂકું (છોડનાર નથી)! તે સાંભળીને જયદ્રથના ભાઈઓ કહેછે: શું ઈ૦—હે નરનામ! —'નર' નામધારી (અર્થાત્ ભડવા!) બાજીગરના જેવા વર (ભલા) વેષ લેઇને નરેશ (રાજાને) ડરવે છે કે શું!

૧૨ તદા ઈ૦—(અહીં કવિએ રથમાં બેશીને બાણ મારતા વીરનું સાફ ચિત્ર ચીતર્યું છે). પાદ ઊભા કરીને—ઘૂંટણીએ ઊભો થઈને. વર વીર—ઉત્તમ યોધો—અર્જુન.

હુદે મદમત્ત વિશાળ કરીજ,
સુહસ્તથી બાણ મૂકે વિચરીજ;
કરી પછી સિંહ જશો ક્રૂર નાદ,
ધરે હરિ કાર્મુક બાણ સુવાદ. ૧૩
ન ઇંદ્રિ મહેશ તણું શર તેહ,
ન લોહ કઠિન વસે તીર જેહ;
મૃદુ તીર તાકી હણ્યું જવ ધીર,
થયો ઘુઘવાટ હર્યું સહુ નીર. ૧૪
કરે ધનુ બાણ સહ્યાં જણ બાર,
હર્યા અસુ એક પછે ઇકિ સાર.
ફરે કૂદડી ગરબે રમનાર,
તશું તીર ત્યાંહિ ફરે નિરધાર. ૧૫
શું લેણી ધરે વનિતા વર વાન,
હરે તીર તો અસુ ભૂલવી ભાન;
શું નાળિયરી થકો નારિયજોજ,
પડે તિમ ત્યાં શિર રૂપ ફળોજ. ૧૬

---

૧૩ મદમત્ત–મદથી મત્ત (અર્જુન). વિચરીજ–લગાર પાછળ ખશીને. સુવાદ–સારો અવાજ કરનારૂં. કાર્મુક–ધનુષ્ય.

૧૪ ન ઇંદ્રિ ઇ૦–જે તીર તે કાર્મુકમાં ધરે છે તે ઇંદ્રિ કે મહેશે (શિવે) આપેલું ન હોય, અથવા જે તીરમાં કઠિન લોહ (શસ્ત્ર) વસેછે તે ન હોય; પણ તે મૃદુ (કોમળ) તીર જ્યારે વીર અર્જુને તાકીને હણ્યું ત્યારે ઘુઘવાટ થયો અને શત્રુઓનું સહુ નીર (પાણી) હર્યું.

૧૫ કરે ઇ૦– તે બાર જણે કરે ( હાથમાં ) ધનુ (ધનુષ્ય) અને બાણ તો સહ્યાં (પકડ્યાં) હતાં, ( એમ નહિ કે હથિયાર છોડીને થાકેલા શત્રુને માર્યા છે) તથાપિ એક પછી એકના (એમ સર્વના) સારા અસુ ( પ્રાણ ) હર્યાં. તશું–તેવું.

૧૬ શું લેણી ઇ૦–( ગોળ ચક્રાકાર ફરતા તીરની ઉત્પ્રેક્ષા કરે છે, ) શું વરવાન ( ઉત્તમ વર્ણવાળી ) વનિતા ( સ્ત્રીઓ ) ગરબો ગાતાં લેણી ધરે છે–લેણો વરવાન વનિતા જેમ ભાન ભૂલવીને ( મોહિત કરીને ) લેણી હરેછે–ચૂકવી-

વધી કરી બારજ બંધુ બલિષ્ઠ,
વસે તીર આવો કરી અતિ રિષ્ટ;
મુઆ લહી વીર મહાબળવાન,
પળેજ જયદ્રથ શ્યેન સમાન. ૧૭
સુણ્યા ભઈ બાર મુઆ રણ માંય,
સુસૈંધવ કંપ થયો તન ત્યાંય;
ધરી ધીર મોકલતો વીર અન્ય,
સુમિત્ર સચિવ કહી ધન ધન્ય. ૧૮
શિબિકુળભૂષણ યોધ તમામ,
ત્રિગર્ત તથા ઇક્ષવાકુ સુનામ;
સુસિંધ વિદેશ વિષે જનમ્યાજ,
વખાણથકી વર વાન નમ્યાજ. ૧૯
સુવાર્ણ દીપે કુપતંગ પડે શું!
કરી કિકિયારીજ યોધ તડે શું;

---

ને ફરી લેઇ લેછે, તેમ તે તીર પણ શત્રુઓનું ભાન ભૂલવીને (બેભાન કરીને) અસુ (પ્રાણ) હરે છે. વસ્વાન વિશેષણ ભાન ભૂલવવાના અભિપ્રાયથી મૂક્યું છે માટે પરિકર. પરિકર અને ઉત્પ્રેક્ષાવડે અસુહરણ રૂપ અર્થનું સમર્થન કર્યું છે માટે કાવ્યલિંગ.

૧૭ વધી કરી–મારી કરીને. રિષ્ટ–દુશ્ચિન્હ–અપશુકન રૂપ ફળ. પળેજ ૯૦–પોતાના મહાબળવાન બાર વીર (ભાઈ) મુઆ લહી (જાણી) ને જયદ્રથ શ્યેન (બાજ પક્ષી)ની સમાન (પેઠે) પળેજ (નાસેજ)–નાસવા લાગ્યો. શ્યેન પક્ષી જેમ શિકારને લેઇને નાસેછે તેમ ત્વરાથી નાઠો.

૧૮ સુસૈંધવ–જયદ્રથ. વીર–યોદ્ધ. સુમિત્ર ૯૦–હે સુમિત્ર! (સારા મિત્ર!) હે સચિવ! (પ્રધાન!) તમને ધન્ય છે! ધન્ય છે! એમ વખાણીને.

૧૯ ક્યા યોધને જયદ્રથે વખાણવા માંડ્યા તે કહે છેઃ–શિબિકુળ ૯૦–શિબિકુળમાં ભૂષણ રૂપ તમામ યોધ, ત્રિગર્ત નામે દેશના યોદ્ધ, ઈક્ષ્વાકુકુળના સારા નામવાળા યોધ, સુસિંધ વિદેશ (સારા સિંધ નામે પરદેશ) માં જે જન્મ્યા હતા તે, એ સર્વે વર વાન (ઉત્તમ વર્ણના) યોધાઓ વખાણથકી નમ્યાજ–તેના કહેણને તાબે થયા.

હરિ ધરી દેવદત્તે કરી નાદ,
અરે વઢિયે વર યોધ! હું વાદ. ૨૦

ધરી ધનુ બાણ હર્યાં કંઈ પ્રાણ,
ત્રિગર્તતણા કુળની ઝટ હાણ;
અતિરથિ અર્જુન જાણ સુજાણ,
શિબિકુળઘાણ કર્યો ધરી બાણ. ૨૧

અરે ઇક્ષ્વાકુ તણીજ નિશાન,
કિરીટી ફગાવી ભગાવીજ સાન;
સુસિંધુ વિદેશીય યોધ સમાન,
વઢે વર વીર મૂકે નહિ માન. ૨૨

હણી ન ગણી કિરીટી બળવાન,
જુએ તહીં અપ્સર આવી વિમાન;
અરે પતિ આજ વરી વરવાન,
રણે રગડ્યો હરિ ના ભૂલી ભાન. ૨૩

ડગ્યો નહિ પાર્થ જશા થકી એહ,
વરૂં વનિતા વદતી વર તેહ;

---

૨૦ સુવર્ણ ઇ૦-આ તે શું સુવર્ણ (સારા પ્રકાશિત) દીપમાં કુપતંગ (હલકાં પતંગીઆં) પડેછે કે કાંઇઆરી કરીને યોધાઓ તડે છે? સંદેહ. હરિ ઈ૦-હરિ (અર્જુને) દેવદત્ત શંખ હાથમાં ધરીને તેવડે નાદ કરીને વાદ કર્યો (કહ્યું) કે અરે વર (ઉત્તમ) યોધા હું (મારી) સાથે વઢિયે.

૨૨ સાન-બુદ્ધિ. બુદ્ધિ રહિત કર્યા. સુસિંધુ વિદેશીય-સિંધના પરદેશી યોધ. સમાન-બધા સરખા યોધ.

૨૩ હણી ઈ૦-બળવાન કિરીટી તેમને પણ ન ગણીને તથા હણીને ત્યાં વિમાનમાં અપ્સરાઓ આવી હતી તેમને જુએ છે! (આ ઉપરથી અર્જુનની યુદ્ધમાં ધીરતા વ્યંજિત થાય છે કે જે યુદ્ધ કરતાં છતાં પણ અપ્સરાઓની ગમ્મત જુએ છે!) શી ગમ્મત જુએ છે તે કહે છે: અરે ઇ૦-અપ્સરા કહે છે કે, આજ જેને હરિએ (અર્જુને) ભાન ના (નહિ) ભૂલીને-સાવધ પણે રણે (સંગ્રામમાં) રગડ્યો (માર્યો) તે વરવાન (સુંદર) પતિને હું વરી.

જુએ હરિ ધ્યાન ધરી રણ વીચ,
નભે કશી વાતતણો ઉર ધીચ. ૨૪
તછી હરિ યોધ ગયાજ તમામ,
કિરીટી સુણી નકુલે રથ હાણ;
અરે મમ બંધુતણો રથ જાણ—
હર્યો, હરૂં તેહતણા હું પ્રાણ. ૨૫
વદી ઇમ દોડી ગયો નરનાથ,
કથે કવિ કોકજ કોવિદ ભ્રાત!
મથે દ્વિજ ચાતુરવેદી વૃથાય,
ધરે અભિમાન મળેજ વ્યથાય. ૨૬

---

૨૪ એને વરવાનું કારણ કહેછેઃ ડગો ઇ૦—સ્પષ્ટ છે. પાર્થ જશાથકી—પાર્થ જેવાથી, હરિ—અર્જુન, ધ્યાન ધરી—લક્ષ્ય આપીને. ભે—ભય. ધીચ—દૃઢ.

૨૫ કિરીટી ઇ૦—એટલામાં, નકુળે (નકુળને વિષે) રથની હાણ (હાનિ) થઇ તે કિરીટીએ સાંભળી—અર્થાત્ નકુળનો રથ શત્રુઓએ ભંગ કર્યો તે અર્જુને સાંભળ્યું અને તે ઉપરથી પ્રતિજ્ઞા કરેછે કે, અરે ઇ૦—સ્પષ્ટ છે. પહેલી લીટીમાં છેવટે 'તમામ' હોવાથી નીચેની લીટી સાથે પ્રાસ મળતો નથી; કદાચ લેખક દોષ હશે.

૨૬ નરનાથ—રાજા (અર્જુન). (આ જગોએ અર્જુનને રણભૂમિ ઉપરથી અદર્શ કરવાને, નકુળને મદદ કરવા જવાનું નિમિત્ત કવિએ મૂક્યું છે તે કવિની ચતુરાઇ બતાવેછે. એવી રીતે કે શત્રુઓનો પરાજય કરી પછી અર્જુને કાં તો જયદ્રથની સાથે યુદ્ધ કરવું જોઇએ કે પાછા ફરવું જોઇએ. જયદ્રથનું યુદ્ધ વર્ણન કરતાં કથા સમાપ્ત થઇ જાય અને દ્રૌપદીને લીધા વિના પાછા ફરવું તો વર્ણાયજ નહિ; અને હજી કવિને નકુળ તથા સહદેવ વગેરેનું પરાક્રમ વર્ણવવું છે માટે ભીમ પછી અર્જુનનું યુદ્ધ સમાપ્ત કરતાં ક્રમપ્રાપ્ત નકુળને મદદ કરવા જવાનું વર્ણ્યું છે તે યોગ્યજ છે. નકુલની કથાનું ઉદ્ઘાટન પણ એથીજ થાયછે.) અર્જુનનું પરાક્રમ વધારે કેમ ના વર્ણવ્યું તે સંશય નિવારણ કરવા માટે શ્રોતાઓને સંબોધન કરીને પ્રેમાનંદ કહે છે કે, કથે ઇ૦—હે ભ્રાત! (શ્રોતાઓ!) કોક (કોઇક) કોવિદ (કુશળ) કવિજ તે કથી શકે, અને ચાતુર્વેદી દ્વિજ (હું—પ્રેમાનંદ) જે વર્ણવવા મથે છે તે વૃથા છે; જો તે અભિમાન ધરે તો તો વ્યથા (દુઃખ) પણ મળે! અર્થાત્ તે વર્ણવવાને હું સમર્થ નથી.

## શ્લોક.

નકુલનું વીરપણું, કથું કયી વાતે,
અસિધરો, ધરણીમાં, ન શત્રુ વિભાતે;
રથ વિના, ધરણીમાં, સ્વયંકરી માણે,
કવિ કહો, મતિ વિષે, કયી વિધે જાણે. ૨૭

## વલણ.

કયી વિધે જાણે નકુલબળ, માણે સ્વયં રણમાંય રે;
વિપ્ર પ્રેમાનંદ વર્ણવે, નમી નમી કવિપદ જ્યાંય રે. ૨૮

## કડવું ૨૬ મું.

## શ્લોક.

બંને થકી ત્યાં બહુ યોધ હાર્યા,
મૂકી તિ યોધા સુવૈદ્યે પધાર્યા;
હશે બંધુ બંનેજ જીતાય તેવા,
પડ્યા તૂટી ધારી વિચાર્યા મેવા. ૧

## શ્લોક.

હાર્યો જુગારી બમણું રમે છે,
યોધા અરિના તિ વિધે ભમે છે;

---

૨૭ શ્લોક—પડધમી છંદ ( નમજરગગ ) નકુળનું ઇ૦—નકુળનું વીરપણું હું કયી વાતે કથું ? ધરણીમાં જ્યાં એ અસિધરો ( હાથમાં તરવાર ઝાલેલો ) હોય ત્યાં શત્રુ વિભાતે ( પ્રકાશે—પ્રકટ થાય ) નહિ. (વિભાત—પ્રકાશેલું.) રથ વિના ઇ૦—રથ વિના પણ ધરણીમાં ( પૃથ્વી ઉપર ) સ્વયંકરી ( પોતાની મેળે ) માણે—યુદ્ધમાં માહાલે છે, ત્યારે હવે કહો કે તેને કવિ કયી વિધે મતિ વિષે જાણે ? અર્થાત્ એનું પરાક્રમ કવિઓને અગમ્ય—અવર્ણ્ય છે.

૧ શ્લોક—વિષમપાદ છંદ. એ છંદનું પેહેલું ચરણ ઇંદ્રવજ્રાનું, બીજું શાલીનું, ત્રીજું ભુજંગીનું અને ૪ થું ઉપેંદ્રવજ્રાનું છે. બંને ઇ૦—બન્ને (ભીમ અને અર્જુન) થકી ત્યાં ( રણભૂમિમાં ) બહુ યોધ ( જયદ્રથના ) હાર્યા તેથી તે યોધા તેમને (ભીમ અર્જુનને) પડ્યા મૂકીને સુવૈદ્યે ( નકુલ સહદેવ પાસે ) પધાર્યા (ગયા). એમ ધારીને કે હશે ઇ૦—સ્પષ્ટ છે. મેવા—મીઠું ફળ.

જાઓ ન કો ભીમ ભણી, દમેછે,
પાર્થે ન પો'ચું, ભઇ બે ગમેછે! ૨
જો વારિયા બંધુ સુવૈદ્ય શાણા,
તો ધારજો એ ત્રય ભાંડુ રાણા;
વિચારી એવું પડિયા તૂટી રે,
શું ત્યાં નકુલે કરિયું ઉઠી રે.— ૩
શ્રોતા સુણાવું ધરજો સુધ્યાને,
તૂટી પડ્યા યોધ અસંખ્ય માને;
જોઈ નકુલે અસિ હાથ લીધી,
રે! સિંહનાદે વદી રાડ કીધી. ૪
વે'લા રથેથી ઉતરી ભૂમધ્યે,
માર્યા સુવીરો કચરી અવધ્યે;
પે'લી પદાતિ તણી હાણ કીધી,
વે'લી જઈ યોધની શોધ લીધી. ૫
કોના રથો હાથ ગ્રહી ઉછાળ્યા,
કોના કરિ તો તરવાર ટાળ્યા;

---

૨ શ્લોક–ઇંદ્રવજ્રા (તતજગગ). હાર્યો ઇ૦–લોકોક્તિ. દમેછે– તે ભીમ તો દુ:ખ દેછે માટે 'ત્યારે અર્જુન પાસે જાઓ' એમ કહેશો તો, પાર્થે ઇ૦– પાર્થે (અર્જુનની સાથે) પણ ન પોહોચું (અમે પોહોચી શકીએ એમ નથી) માટે બે ભાઈ (નકુલ અને સહદેવ) ગમેછે (તેમની સાથે યુદ્ધ કરવું ઠીક પડે છે)! યોધાઓનાં આ વાકયો પરથી ભીમ અને અર્જુનનું યુદ્ધ પરાક્રમ ધ્વનિત થાય છે.

૩ જો શાણા સુવૈદ્ય (નકુલ સહદેવ) બંધુઓ વારિયા (મૃત્યુ પામ્યા) તો એ (બાકીના) ત્રય (ત્રણ) ભાંડુ (ભાઈ) રાણા થયા (મૃત્યુ પામ્યા) એમ ધારજો. કારણ કે એમનું મૃત્યુ થવાથી બીજા ભાઈઓ જીવે નહિ એવો એમનો સ્નેહ છે. અર્થાત્ જો પાંડવોનો પરાજય કરવો હોય તો આ બે ભાઇઓનો નાશ કરો.

૪ માને–માપમાં–અસંખ્ય માપમાં ( માપ કરતાં જેની સંખ્યા ન થઇ શકે એટલા બધા ). અથવા માને–પોતાના બળનું માન ધરીને. રાડ—યુદ્ધ.
૫ અવધ્યે–અવધ્ય ( ન મરાય એવા વીરો ) ને પણ. પદાતિ–પાયદળ.

કોના હરિ પ્રાણ હરી વિડાર્યા,
ખડ્ગે કરી વીર અસંખ્ય વાર્યા. ૬
ક્ષેમંકરે સોઈ તદા વિચારી,
બોલ્યો મહામુખપથકીજ ધારી ;
રે આપણે બે વડિયે મળીને,
છે લાગ સારો હરિયે છળીને. ૭
જો ! જો ! રથેથી ઉતરી પડ્યો છે,
મારોજ મારો કહી તે તડ્યો છે ;
લક્ષ્યે ધરી તીર અપાર મૂક્યા,
બંને સુવીરો લગીરે ન ચૂક્યા. ૮
તેથી ડરે શુંય નકુલ શૂરો,
પે'લોજ ક્ષેમંકર કીધ ચૂરો ;
માથાતણા કેરા મહામુખાના—
ઝાલી, લીધા પ્રાણ અતિ દુખાના. ૯
પાણિથકી ત્યાં પડિયાં સુશસ્ત્રો,
નાઠા ઘણા યોધ તર્જીજ અસ્ત્રો ;
ગર્જી તદા તર્જી સુનાદ દીધો,
વિજેરીં વૈરી સહુ અર્થ કીધો. ૧૦

૬ તરવાર ટાળ્યા—તરવારવડે ટાળ્યા (નાશ કર્યા). કરિ—હાથી. હરિ—ઘોડા.

૭ ક્ષેમંકર—એક રાજાનું નામ ( પશ્ચિમ દિગન્તનો રાજા ). સોઈ—અનુકૂળતા—લાગ. બોલ્યો ઠ૦—તે મહામુખ નામે રાજાની પ્રજા ( સાથે ) ધારી ( મનમાં કલ્પના કરીને ) ને બોલ્યો—શું બોલ્યો તે કહે છે: રે ઠ૦—સ્પષ્ટ છે. હરિયે છળીને—છળ કરીને નકુળ સહદેવને હરિયે—તેમને પકડી લઇએ.

૮ લક્ષ્યે ધરી—લક્ષ્ય ( નિશાન ) સામે ધરીને—તાકીને. ૯ ક્ષેમંકર—ક્ષેમંકર રાજાનો. અતિ દુખાના—અતિ દુઃખી થયેલાના.

૧૦ પાણિથકી—શત્રુઓના હાથમાંથી ( પોતાના આગેવાન ક્ષેમંકર અને મહામુખ માર્યા ગયા તેથી ). તર્જી—તર્જના ( તિરસ્કાર ) કરીને. અર્થ·વિજય રૂપ અર્થ.

ત્રિગર્તથી તે નવ તો ખમાયું,
સામે થતાં શૂર સહુ સમાયું;
બેશી સુહસ્તી પર તેજ આવ્યો,
ફેંક્યો કરિ ત્યાં સુરથે દબાવ્યો! ૧૧
જોતાં યુધિષ્ઠિર અપાર બીન્યા,
રે રે! વદે દુઃખ અમાપ ભીન્યા;
હે પાર્થ આવો ભડ ભીમ ધાવો,
રે! હે! દબાયો રથમાંજ સાવો! ૧૨
ધાઇજ આવ્યા લઇ બેય ભાથી,
તેવે નકુલે હણિયો સુહાથી;
બીજે ગજે તે ચડો ત્યાં હડીમાં—
આવ્યો, લજાવ્યો નકુલે ઘડીમાં. ૧૩
હાથીથી હેઠો હરખે હણીને—
પાડ્યો નકુલે ન મને ગણીને;
ગર્જેજ ત્રીજે ગજ તેજ બેશી,
આવ્યો ત્રિગર્તા વરવીરદ્વેષી. ૧૪
રે! મૂઢ મારા કરિ તેં વિદાર્યા,
આજેજ વારા મરણાંત તારા;

---

૧૧ સામે થતાં ઇ૦-પણ સામે થતાં તેનું સહુ શૂર સમાયું-શમી ગયું-નાશ પામ્યું. ફેંક્યો ઇ૦-સુરથે (ત્રિગર્તના રાજાએ) પોતાનો કરિ (હાથી) નકુલ ઉપર ફેંક્યો (જોસથી હાંક્યો) અને નકુલના રથને દબાવ્યો.

૧૨ રે રે! ઇ૦-અમાપ દુઃખમાં બીન્યા (અપાર દુઃખ રૂપી જળથી ભીનેલા) યુધિષ્ઠિર રે રે! એમ બોલ્યા. ધાવો-ધાઓ. રે હે!-રે હે ભાઇઓ! નકુલ રથમાંજ હાથીવડે દબાયો માટે તમે તેને સાવો (સાહાઓ-ઝાલો)!

૧૩ હડીમાં-ત્વરાથી. લજાવ્યો-હરાવીને લાજ પમાડી. ૧૪ શી રીતે લજાવ્યો તે કહેછેઃ નકુલે તેને મને (મનમાં) ન ગણીને હાથીથી (હાથી ઉપરથી) હણીને હરખે (હર્ષથી) હેઠો પાડ્યો. ત્રિગર્તા-ત્રિગર્તનો રાજા. વરવીરદ્વેષી-વર (ઉત્તમ) વીરોનો દ્વેષ કરનારો. અથવા તે દ્વેષી એવો વર (ઉત્તમ) વીર.

ભાખી મુખે એમ કરિ ચલાવ્યો,
નાખ્યો રથે રાય રથી હલાવ્યો. ૧૫
તેથી ગઇ ધોંસરી ત્યાંહીં ભાગી,
નાઠો રથારૂઢ નકુલ ત્યાગી;
નાશી રથેથી અસિ ઢાલ સાહી,
ઉંચે ઉભો યોધ જુએજ ભાઈ! ૧૬
ઉંચી કરીને કરિ શુંડ આવ્યો,
શાંતિથી તેને નકુલે લજાવ્યો;
ક્રોધી બની રોધીય દાવ શોધી,
કીધો અસિ હાથજ બોલ બોધી. ૧૭
હાથીતણા દાંત સહિત શુંડા,
કાપીજ કીધો કરિ રૂંડમુંડા;
રે મા'ત ત્યાં તો પડિયો ક્ષ્મમધ્યે,
જીતી યશાળો વળિયો અવધ્યે. ૮૨
તે ભીમ ભેગો રથમાં બિરાજ્યો,
સુશંખનાદે ગરજીય ગાજ્યો;

---

૧૫ આજેજ ઇ૦–આજેજ તારા મરણાંતના વારા (સમય) છે. કરિ હાથી. નાખ્યો ઇ૦—હાથીને રથે (રથ ઉપર) નાખ્યો અને રથમાંના રથી (નકુલ) ને હલાવ્યો–ડગાવ્યો.

૧૬ રથારૂઢ–રથમાં બેઠેલો. ત્યાગી–રથને છોડીને, અસિ–તરવાર. ઉંચે ઇ૦–તેને ઉંચે (હાથી ઉપર) ઉભો (ઉભા રહેલો) યોધ (સુરથ રાજા) જુએ છે!

૧૭ કરિ–હાથી. શાંતિથી–ગભરાઇ ન જતાં. રોધીય–અટકાવ્યો. બોલ બોધી–શબ્દવડે બોધ કરીને ('શૂરવીર ઉપર ધસી આવતાં આવું ફળ મળે છે લે!' એવું કાંઇક બોલીને.)

૧૮ રૂંડમુંડા–(રૂંડમુંડ–ગોળમટોળ). મા'ત–માહાવત. ક્ષ્મમધ્યે–પૃથ્વી ઉપર. જીતી ઇ૦–એ પ્રમાણે જીતીને તે યશાળો (યશવાળો–નકુળ) અવધ્યે (અવધ્ય હોઇને) વળિયો–પાછો વળ્યો.

ભાનુ શશિ શા વર બેય બંધુ,
એકે રથે બે હરતાજ સંધુ. ૧૯
ચોધે ન ત્યાં મોદક તો જમાયા,
મૂકી સુચારે સહદેવ સા'યા;
જાણ્યું જશે નાનકડો વ'વાયો,
છે કોમળો તેથી થશે દબાયો. ૨૦
એવા વિચારે સહુ સૈન ધાઈ,
દોડ્યું દદામે સહદેવ સાઈ;
જોઈ સુસોઈ સહદેવ ભાથી,
બોલ્યા મુખે સારથિ જાવું સાથી. ૨૧
તેણે તદા તો રથ ત્યાંહીં સાંધ્યો,
કે શૂર વીરે શરબાણ સાંધ્યો;
શું પારધી વૃક્ષથકી મયૂરો,
બેઠાજ પાડે કરિ છેદી ઉરો. ૨૨
તાણી અતિ તીર વીરો ભગાવ્યા,
સામંત સૌ ત્યાં પળમાં ફગાવ્યા;

૧૯ સુશંખનાદે ઇ૦–પ્રથમ સારા શંખના નાદવડે ગર્જના કરીને પછી મુખવડે ગાજ્યો.

૨૦ ત્યાં-નકુળ પાસે પણ મોદક ન જમાયા–લાડવા ન ખવાયા–ખાટયા નહિ–વિજય ન મેળવ્યો. સુચારે–ચારે સારા ભાઇઓને મૂકી (છોડી) ને સહદેવને સા'યા–પકડયા–સહદેવ સાથે લઢવાને ગયા.

૨૧ દોડયું ઇ૦–સહદેવને સાઈ (સાહી-પકડી લેવાને) દદામે (નગારા સહિત–નગારાનો નાદ થતેજ) દોડયું. સુસોઈ–સારા લાગ. બોલ્યા ઇ૦–તે મુખે બોલ્યા કે હે સારથિ! આપણે તેમની (શત્રુઓની) સાથી (સાથે–સામે થવાને) જાવું (છે).

૨૨ સાંધ્યો–સજ્જ કરીને અનુકૂળ કર્યો. શરબાણ–શર (તીર) નો (બાણ) પીંછાવાળો ભાગ. સાંધ્યો (ધનુષ્યની પણછ ઉપર ચઢાવ્યો). બેઠાજ ઈ૦–તેજ પ્રમાણે તે (રથમાં) બેઠા બેઠા કરિ (હાથીઓ) નાં ઉરો (છાતીઓ) છેદીને તે ઉપરના યોધને પાડે (મારીને પૃથ્વી પર પાડે).

મિત્રો હજારો સચિવો ઉડાવ્યા,
મોટા મહાભાર્થો ભલા અડાવ્યા. ૨૩
તેથી કરી આફ્રણિયેજ સેના,
ખાળી ખળે નાજ ઉભી રહે ના;
તે જોઈ ધાયો સુરયોજ ભાથી,
બેશી રથે સંગ લઈજિ સાથી. ૨૪
તેને જતો ધર્મ નૃપેજ ખાળ્યો,
એકે શરે શિરમુકુટ ટાળ્યો;
બીજે હરિ સારથી બાણ ત્રીજે,
તેથી ભરાયો સુરયોય ખીજે. ૨૫
ધારી ગદા સન્મુખ જ્યો સુયોધો,
રે રાય! રે રાય! હવેજ રોધો!
ભાખી ઘણું રોષ ગદાજ નાખી,
ઘોડા હણ્યા રાડ કરાડ દાખી. ૨૬
ધાયો પછે સન્મુખ મારવાને,
ધર્મે ગ્રહ્યું ત્યાં શર સારવાને;
અર્ધા શશિશું શર તાણી મારું,
ઊરૂ ચીરાયે વર વાન હાર્યું. ૨૭

---

૨૩ મિત્રો–(જયદ્રથના). સચિવો–પ્રધાનો. અડાવ્યા–ડરાવ્યા–ગભરાવ્યા.

૨૪ આફ્રણીએજ–એની મેળે. ૨૫ શરે–તીરે. શિરમુકુટ–માથાનો મુકુટ. બીજે હ૦–હરિ (ઘોડા) બીજે બાણે હણ્યા, અને ત્રીજે બાણે સારથી હણ્યો.

૨૬ રે ઈ૦–અરે રાજા! અરે રાજા! લ્યો હવે મને રોકો–અટકાવો! કરાડ–કરાળ–વિકાળ (ભયાનક) રાડ દાખી–મતલબ કે સિંહ ગર્જના કરી. અથવા વિકાળ રાડ (લઢાઇ) દાખવી.

૨૭ સારવાને–શત્રુનાશ રૂપ કાર્ય સિદ્ધ કરવાને–અથવા સારવાને–શત્રુ–સેનામાં મોકલવાને ( સૃ–જવું ). અર્ધા શશિશું–અર્ધા ચંદ્ર જેવું–અર્ધચંદ્ર બાણ. ઉરૂ–જંઘા. વર વાન—સુંદર શરીર. અર્થાત્ જંઘા ચીરાઇ ગઇ તેથી તેનું બળવાન શરીર નકામું થયું.

રે આકતો રૂધિર તે ત્યહાં તો,
આવી પડ્યો ધર્મ હતો જ્યહાં તો;
શું વૃક્ષ મોટો મૂળ છેદવાથી,
મડર્યો તશો ભૂપતિ ભેદવાથી. ૨૮

ધાયો કરી કોટિક કીકિયારી,
વાર્યો સુભીમે ભટ બાણ મારી;
તેવે જઈ ધર્મ રથેજ બેઠા,
વે'લા વળીને સહદેવ ભેટ્યા. ૨૯

ભાખ્યો પછે ભીમજ કોટિકા તું,
શે જાય દોડી નિધિ હોટિકા હું?
બોલી બળે બાણ કુહાણકારી,
મારી મરોડ્યા હરિ ચાર ભારી. ૩૦

વારી શક્યો ના તીર વીર ધારી,
સારી જમાડી સુખડી સવારી;
રે સારથીને હણિયો પછે તો,
દિગ્મૂઢ કોટિક તદા ગછે જો. ૩૧

તેનીજ પૂઠે ભડ ભીમ ધાયો,
પ્રાસે હણી ભીમ મને ફુલાયો;
ભાલે કરી પાર્થ કરે પ્રહારો,
ત્યાં કોટિકો દીન હુઓ બીચારો. ૩૨

---

૨૮ મડર્યો—મરડાઈ પડ્યો. તશો—તેવો. ૨૯ બેઠા—સહદેવના રથમાં.

૩૦ ભાખ્યો—બોલ્યો. કોટિકા ઈ૦—હે કોટિકાસ્ય તું આ સંગ્રામ રૂપી નિધિ ( સમુદ્રમાં ) કોટિકા ( કોટિયું ) હોઇને શે દોડી જાય છે? અર્થાત્ દોડીશ તો તું ડૂબી જઈશ. સમુદ્રમાં કોટિયું નભી શકતું નથી અને હું તો નિધિહોટિકા ( સમુદ્રની હોડી ) રૂપ છું. કુહાણકારી—ઘણું નુકશાન કરનાર. હરિ—ઘોડા.

૩૧ વારી ઈ૦—તે વીર (કોટિક) તીરને વારી (અટકાવી) કે ધારી (ખમી) શક્યો નહિ; એવી રીતે ભીમે તેને સવારી (સવેળા) સારી સુખડી જમાડી! દિગ્મૂઢ—દિશાશૂન્ય. ગછે—જાય. ૩૨ પ્રાસ—એકજાતનું ફેંકવાનું હથિયાર ( bearded dart ).

મૂક્યો તદા બે ભાઇએ મળીને,
જાણ્યું મને નાશી ગયો છળીને;
એવા સમાચાર સુણ્યા નઠારા,
ધારે વિચારો હવિ શોય સારા! ૩૩

## શ્લોક.

શું કવશે કવિ વાત નવીના,
હાર થયે દ્વિગુણી મન બીના;
જાય જડામૂળ રે મતિ વિના,
રે હઠ ના તજતા રતિભીના. ૩૪

## વલણ.

કુરતિ ભિન્યા નરવર જે, ન હઠ મૂકે તે ગ્રહી રે;
હવે ગુરૂ સા'યે પ્રેમાનંદ દ્વિજ, વર્ણવે તુમુલ સહી રે. ૩૫

## કડવું ૨૭ મું.

## શ્લોક.

વીર ધીર જે હતા શમ્યા રણાંગણે સચિવ,
હીર નીર તેમણે તજ્યાં સરૂપ ને સજીવ;

---

૩૩ જાણ્યું૦ઈ૦–કોટિકને બે ભાઈએ (ભીમ અર્જુને) મળીને મૂક્યો (જવાદીધો), અને કોટિકે મનમાં એમ જાણ્યું કે હું તેમને છળીને (છેતરીને) નાશી ગયોછું! સુણ્યા–(જયદ્રથે).

૩૪ શ્લોક–દોધક. શું ઈ૦—નવીના (નવીન) કવિઓ વાત (વર્ણન) શું કવશે? (વર્ણવશે?) અથવા ('નવી ના' એમ છેદ કરીએ તો) આ વાત કાંઈ નવી નથી માટે એમાં કવિ શું કવશે? અર્થાત્ ઘણા કવિ એ વાત વર્ણવી ગયા છે માટે હવે અમારે માટે કાંઇ વિશેષ વર્ણવવા જેવું નથી. હાર ઈ૦—જયદ્રથ વગેરે પોતાની હાર થયે મનમાં દ્વિગુણી (દ્વિગુણિત–બમણા) બીના (બીન્યા). અથવા હાર્ય થયેથી તે હાર્યની બીના (હકીકત) મનમાં દ્વિગુણી (બમણી) થાય છે. જાય ઈ૦–મતિ વિનાના પુરૂષો જડામૂળથી જાય છે અથવા બુદ્ધિ વિના જડામૂળ જાય છે તથાપિ રે! તે રતિભીના (કુછંદમાં પલળેલા) પોતાની હઠ તજતા નથી. ૩૫ તુમુલ–બધાનું એકઠું યુદ્ધ.

તીર શીરથી શરીર ભાજિયાં ભજે સશિવ,
રીર ચીર ચીરતાં સુવીર ચીસ ત્યાં સદિવ. ૧

## રાગ ઝીંઝુમલ્હાર.

ભાગી ભાગી આવિયા સુભામિનીજ ભૂપ છે,
રાખિયે ન દાખિયેજી યુદ્ધ દુઃખ રૂપ છે;
એક ભીમ નીમધારી કષ્ટકારી કૂપ છે,
પંચ વીર હીરહારી યુદ્ધમાં અનુપ છે. ૨

---

૧ શ્લોક—ચંચળા છંદ (र,ज,र,ज,र,ल). વીર ઈ૦—જયદ્રથના જે ધીર એવા વીર તથા સચિવ (પ્રધાનો) હતા તે રણાંગણે (સંગ્રામભૂમિમાં) શમ્યા (માર્યા ગયા). તેમણે પોતાનાં રૂપ સુદ્ધાં અને જીવ સુદ્ધાં હીર તથા નીર (બળ અને પરાક્રમ) તજ્યાં—જેમનાં શરીર તીરના શિરથી (બાણુની અણીથી) ભાજિયાં (ભાગ્યાં) છે તે સશિવ (શિવની સમાન અવસ્થાને—અર્થાત્ કૈલાસ વાસને) ભજે છે—મૃત્યુ પામેછે. રીર ઈ૦—વળી પાંડવોએ રીર (બૂમ—હોકારા) સહિત શરીર ઉપર ચીર (ચીરો) ચીરતાં સુવીર (સારા યોધાઓ)ની ચીસ ત્યાં સદિવ (સદૈવ) સંભળાય છે. ('રીર' તથા તેને મળતો 'રીડ' શબ્દ 'બૂમ'ના અર્થમાં હજી કાનમ તરફ વપરાય છે).

૨ રાગ ઝીંઝુમલ્હાર—ચામર છંદ (र,ज,र,ज,र). ભાગી ઈ૦—(કવિ કહેછે કે,) રણસંગ્રામમાંથી ભાગી ભાગીને યોધાઓ જ્યાં આગળ સુભામિની (દ્રૌપદી) અને ભૂપ (જયદ્રથ) છે, ત્યાં આગળ આવ્યા, અને બોલ્યા કે, હે રાજા! યુદ્ધ રાખિયે (અટકાવીએ) પણ ન દાખિયેજી (તે ચાલુ રાખવાનું ન ફરમાવીએ જી), કેમકે તે (યુદ્ધ) દુઃખરૂપ છે. અથવા, અમને રાખિયે (યુદ્ધમાં શત્રુથી મરતા બચાવીએ) અને યુદ્ધ જે દુઃખરૂપ છે, તે ન દાખિયેજી (ન દેખાડીએજી). યુદ્ધ કેમ દુઃખરૂપ છે તે કહેછેઃ એક ઈ૦—નીમધારી (શત્રુનો નાશ કરવાનું પણ લેઇ આવેલો) એક ભીમજ માત્ર કષ્ટકારી કૂપ (કૂવા) રૂપ છે, તો એ યુદ્ધમાં તો હીરહારી (બળનું હરણ કરનારા) અનુપ (જેને બીજાની ઉપમા ન અપાય એવા) પંચ વીર છે! (અહીં 'ભાગી ભાગી' ઇત્યાદિ શબ્દોથી વ્યંજિત થયેલો ભય નામે સ્થાયિભાવ વીરરસના ઉદ્દીપન રૂપે વર્ણાયો છે).

હાથી સાથી દોડતા અપાર ભાથી ભામણે,
શોણિતે ભર્યા કુઅંગ રંગ રાગ શામણે;
ખાય સા'ય આય જાય જો ઉચ્ચાર દામણે,
રાય કારણે રણે પ્રભુ! દુભું શી રામણે. ૩

આમ દીન વીર્ય હીન આવી સેન સર્વ ત્યાં,
ઉચ્ચર્યો નૃપાલ ભૂમિપાલ હાલ ગર્વ ક્યાં;
પંચ એહ રંચ શા કરો ડરો ન પર્વ જ્યાં,
આ સતી તમો ધરો અમો જઉંજ ખર્વ જ્યાં. ૪

---

૩ યોધાઓ રાજાની પાસે યુદ્ધ વર્ણે છે: હાથી ઈ૦—હાથી અને તેના સાથી ( રક્ષક વગેરે ) તથા અપાર ભાથી ( ભાથાવાળા યોધાઓ ) ભામણે ( ભ્રમમાં—ગભરાટમાં ) દોડતા—અહીંથી તહીં દોડાદોડ—નાશભાગ કરેછે. ( અથવા હાથી સાથી—હાથીની સાથે—હાથી સહિત ) દોડતા, એમ પણ અર્થ થાય. તેમનાં કુઅંગ ( કપાઈ છૂંદાઇને ખરાબ થઇ ગયેલાં અંગ ) શોણિતે (લોહીથી) ભર્યા (ભરેલાં) છે તથા તેમના રંગરાગ ( મોજમઝા ) શામણે ( શમણારૂપ ) થઇ ગઇ છે, અથવા શમી ગઇ છે, અથવા રંગરાગ ( શરીરનો વર્ણ ) શામણે ( શામતાને ) પામી ગયો છે: ખાય ઇ૦—જો તે અમને સા'ય ( પકડે ) તો તો ખાય ( ખાઇજ જાય !—મારી નાખે!) પણ જો તેના હાથમાંથી ન બને ને કદાચ છૂટચા તો પણ આય (શક્તિ) જાય. તેની સાબિતિ માટે કહેછે કે, જો ઇ૦—અમે—દામણે કરેલા ઉચ્ચાર તો જો! અથવા—યોધાઓ રાજાને કહેછે કે, યુદ્ધમાં પાંડવો જેને સા'ય ( પકડે ) તેને ખાય ( ખાઇજ જાય છે ), તેમ છતાં તેઓ બચે તો તેમની આય ( શક્તિ ) તો જાય ( જતીજ રહે ). તથા તે દામણે ( દામણા થયેલા યોદ્ધાએ ) કરેલા ઉચ્ચાર તું જો. તે ઉચ્ચાર કહી બતાવેછે: તેઓ શત્રુ પાંડવને કહેછે કે, રાય ઈ૦—હે પ્રભુ ( સમર્થ પાંડવ !) રાય ( જયદ્રથ ) ને કારણે આ રણમાં ( સંગ્રામમાં ) તું અમને દુભું ( દુઃખ દેઉં ) એ તે શી રામણુ છે? ( રામણુ એ ).

૪ આમ ઇ૦—આમ ( ઉપર કહ્યું તેવી રીતે ) દીન થયેલી અને વીર્ય હીન ( બળ રહિત ) સર્વ સેન ( સેના ) ત્યાં ( રાજા પાસે ) આવી. તે વખતે ભૂમિપાલ ( સિંધ ભૂમિનો પાળનાર ) નૃપાલ ( રાજા ) તેમના પ્રતિ ઉચ્ચર્યો ( બોલ્યો ) કે હાલ ( હમણા ) ગર્વ ક્યાં ? ( તમારો બળનો ગર્વ ક્યાં જતો

સામંતો સચિવ નાક હાક મારી ચાલિયા,
અપ્સરા વરી અનુપ રૂપ ભૂપ માલિયા;
મારશે કમોત બો'ત શે બન્યા? ન ભાળિયા?
નાશી જાવ કેટલેક ખેટકેજ ખાળિયા. ૫
ભાગીને મરો તદા સદાજ નર્કવાસમાં,
શે પડો? મને ધરોજ આવીને ઉજાસમાં;
(વળી) કોટિકે ઘણું કહ્યું સુવીર સાર આશમાં,
દાસમાં કશું લહો ન આવીએ ઉદાસમાં. ૬

---

રહ્યો?). પંચ ઇ૦–એહ પંચ (એ પાંચ પાંડવોને) રંચશા (તુચ્છ જેવા) કરો, ડરો નહિ, કેમકે ઘાં (અહીં) આજ યુદ્ધરૂપી પર્વ (ઉત્સવનો દિવસ-તેહેવાર અથવા સંધિ-તક) મળેલું છે! (અથવા તમો તેમની સામે જતાં ડીજતા હો તો) આ સતી (દ્રૌપદી) ને તમો ધરો (સાચવી રહો) એટલે જ્યાં તે ખર્વ (નીચા-ક્ષુદ્ર પાંડવો) છે ત્યાં અમોજ જઉં (અમેજ પોતેજ જઇશું).*

૫ યોદ્ધાઓને શૂર ચઢાવવાને જયદ્રથ ફરીને કહેછે કે, સામંતો ઇ૦–આપણા સામંતો અને સચિવો (પ્રધાનો) યુદ્ધમાં હાક મારીને (હાક વગાડીને) નાક (સ્વર્ગ)માં ચાલ્યા અને ત્યાં રૂપની ભૂપ (અર્થાત્ અત્યંત રૂપાળી) અનુપ અપ્સરાઓને વરીને માહાલ્યા. અથવા, હાક મારી–પાછળ રહેલા યોદ્ધાઓને પણ તેમનીજ પેઠે પરાક્રમ કરી તેમની પાછળ આવવાને બોલાવીને, એમ પણ અર્થ થાય. તમે જાણતા હશો કે અમે નાશી જઇશું તો તેમ પણ થવાનું નથી, તે વિષે કહે છેઃ મારશે ઇ૦–તમે શું પાંડવોને ભાળ્યા નથી? તમે જો તેમની સાથે યુદ્ધમાં લઢીને નહિ મરો તો તે તમને કમોતે પણ મારશે, અથવા શત્રુની સાથે ન લઢતાં પાછા નાઠેલા તેમને ભીમે પકડીને મારી નાખેલા તે તમે શું ભાળ્યા નથી? તો તમને પણ કમોતે મારશે, માટે બોત(મૂર્તિ જેવા જડ. 'બૂત-મૂર્તિ' ઉપરથી) શું બની ગયા છો? વળી તમે નાશીને કેટલેક જાઓ એમ છે? તમને તો ખેટકેજ (શત્રુરૂપ શિકારીએજ) ખાળેલા છે. નાશી જશો તો શિકારના પશુની પેઠે શત્રુઓ તમારો શિકાર કરશે, એ ભાવ છે.

૬ ભાગીને ઇ૦–જો તમે ભાગીને (યુદ્ધ છોડી નાશી જઈને) મરો તો સદાજ નર્કવાસમાં પડવું પડે, તો તેવા નર્કવાસમાં શા માટે પડોછો? માટે સમજ-

રે થયા તદા અવીર ધીર શોક રે ગયા,
જો સહ્યા અપાર માર તોય બોલ જો કહ્યા;
રાય! જો રણાંગણે કરે મહેંદ્ર સા'ય જો,
કાય જો ગઈ લહો બચે ન સ્વર્ગ જાય જો. ૭
ભીમને ભનાવું આજ તાજશેજ નીમને,
હિમને હઠાવું વિધિ વિષ્ણુ ઇશ ભીમને;
નીતિ યુદ્ધની કહો લડું કયીજ રીતિયે,
ક્ષિતિમાં સુનામ થાય શત્રુ આણું ભીતિયે. ૮

---

ણ રૂપ ઉજાશમાં (પ્રકાશમાં) આવીને મારૂં કહેલું મનમાં ધરો (અર્થાત તમારા મનમાં મરણ રૂપ ભયથી અંધારૂં થઈ ગયું છે તેને દૂર કરીને મારૂં કહેવું મનમાં ધરશો એટલે તે તમને બરાબર દેખાશે.) અથવા યુદ્ધમાં પરાક્રમ કરી ઉજાસમાં (પ્રસિદ્ધિમાં) આવીને સ્વર્ગના સુખને મનમાં ધરો. કોટિકે ઇ૦—વળી સુવીર કોટિકે (કોટિકાસ્યે) પણ સાર આશમાં (સારૂં પરિણામ આવવાની આશમાં ઘણું કહ્યું, અથવા, તે સુવીરોને કોટિકે સાર આશમાં ઘણું કહ્યું, અથવા, કોટિકે તે સુવીરોને સાર. આશમાં (સારી આશમાં રાખી—ને) ઘણું કહ્યું. શું કહ્યું તે કહેછેઃ દાસમાં ઇ૦—તમે તે દાસમાં—પાંડવોમાં (પાંડવોને દ્યૂતમાં દુર્યોધને જીતેલા હતા માટે દાસ) કશું લહોછો?—દાસમાં તે કાંઈ પરાક્રમ દેખોછો? અર્થાત્ પાંડવોના શા ભાર છે? માટે ઉદાસમાં (ઉદાસીમાં) ન આવીએ—ઉદાસ ન થવું જોઈએ—હિમ્મત ન હારવી જોઇએ.

૭ રે ઇ૦—જો કે યોધાઓએ યુદ્ધમાં અપાર માર સહ્યા હતા તોય (તથાપિ) જો (રાજાએ અને કોટિકે) બોલ કહ્યા તો તે સાંભળીને, તે અવીર (વીરપણા રહિત) યોધાઓ પાછા ધીર થયા અને તેથી સહુના મનમાંથી શોક ગયા. ધૈર્યવાળા થયેલા યોધાઓ રાજાને કહેછેઃ રાય ઇ૦—હે રાય! જો રણાંગણે (સંગ્રામભૂમિમાં) મહેંદ્ર (ઇંદ્ર) આવીને (શત્રુઓને) સહાય કરે, અથવા જો શત્રુઓ સ્વર્ગમાં નાશી જાય, તેમ અમારી કાયા પણ જો ગઈ—નાશ પામી તોપણ તેઓ બચે નહિ એમ લહો (જાણો). અર્થાત્ કોઈથી ન ડરતાં ગમે ત્યાંથી, મરતાં મરતાં પણ અમે શત્રુઓને મારીશું.

૮ ભીમને ઇ૦—સ્પષ્ટ છે. તાજશેજ—જરૂર તજશે. ભીમનું નીમ (પણ) છોડવું. હિમને ઇ૦—હિમ (હિમાચળ પર્વતને) તેમજ વિધિ (બ્રહ્મા). વિષ્ણુ

કાજ એટલું કરો અમો લઢુંછું આજ રે,
સાજ કેરૂં વેણ સુણી ઉચ્ચર્યો સુરાજ રે;
દક્ષ યોધ સૌ મળી ધરો તુમુલ પક્ષ રે,
ભક્ષ તો અરિ થશે ન રે' વિભુજ રક્ષ રે. ૯

એક મણિંચા હણે ભલે મળે અનેક રે,
ટેક જો ઘણા ધરો હરો મને વિવેક રે;
તો તમો જીતો અરિ, ન શંક આજ તો દમો,
તો ગમો મને મનેય, રાખિયોજ તો સમો. ૧૦

વારૂં વા'ર તો વદે ન ભે હૃદે વિચારૂં રે,
ધારૂં ધ્યાનમાં સુપાંચ આંચ આણી મારૂં રે;
ન્યારૂં ના કદી પડું તડું મળીજ સારૂં રે,
હારૂં શે પછે ગછે વદી ઇમે સલારૂં રે. ૧૧

---

અને ભીમ (ભયાનક) એવા ઈશ ( રૂદ્ર )ને પણ હઠાવ્યું. ક્ષિતિ-પૃથ્વી. ભીતિ-એ આણ્યું-ભયમાં નાખ્યું. ( સર્વત્ર 'અમો ' એ કર્તા પદ છે ).

૯ કારજ ઇ૦-હે રાજા! એટલું કાજ (યુદ્ધ કરવાની નીતિ બતાવવા ૩૫ ) કરો, અમો આજ લઢુંછું-અમે આજ લઢવાને તૈયાર છીએ. સાજ-સમાજ-સેના. સુરાજ-જયદ્રથ. દક્ષ—ચતુર ( યુદ્ધમાં). તુમુલ (એકઠા મળી લઢવું તે ). તુમુલનો પક્ષ ધરો-તુમુલ યુદ્ધ કરો. ભક્ષ ઇ૦-તુમુલ યુદ્ધ કરવાથી અરિ (શત્રુ) આપણો ભક્ષ થશે-આપણા હાથમાં સપડાઇને નાશ પામશે, અને તેનો રક્ષ (રક્ષક) જો વિભુ (ઇશ્વર) હોય તથાપિ તે ન રહે-ન બચે.

૧૦ ઘણા-ઘણા યોધાઓ મળીને. હરો-લેઇ લ્યો-ગ્રહણ કરો. જો મનવડે વિવેકને ગ્રહણ કરો. અરિ-અરિને. ન ઇ૦- આજ તો તમો જરૂર શત્રુને દમો એમાં શંક (શંકા) નથી. તો ઇ૦—તો તમે મનેય (મને પણ) મને (મનમાં) ગમો (સારા લાગો) અને તોજ તમે સમો રાખ્યો ( તક-અણી સાચવી) એમ કહેવાય.

૧૧ રાજાનું એવું વચન સાંભળીને યોધા કહેછે કે, વારૂં ઇ૦-તેઓ વદે (બોલેછે) કે પાંડવોની વાહાર (મદદ) તો અમો વારૂં (અટકાવું) અને તેમનો ભે (ભય) હૃદયમાં વિચારૂં નહિ. અથવા વા'ર (સૈન્ય) કહેછે કે વારૂ-ઠીકઃ એમ

જોત પાંડવો મળી કળી તુમુલ પોત રે,
ખોત નીર વીર્ય હીન હોત દીન રોત રે;
હોત હાણ યોધના યશે હણેજ ઓત રે,
જોત જાજુળી બની મનિ દયા તિ ખોત રે. ૧૨

જેમ હર્ણયૂથ સિંહ સા'ય છોડી રે મરે,
એમ ધારી સેન તો તૂટી પડયુંજ તેમ રે;
ક્ષેમકુશળા જુતી તજાવું ભીમ નેમ રે,
કેમકે અનેક એક તો હણે ન વે'મ રે. ૧૩

---

પણ અર્થ થાય. તે પાંચ (પાંડવ)ને અમો ધ્યાનમાં ધારૂં અને તેમને આંચ આણી (તાપ બતાવીને) મારૂં. ન્યારૂં ઇ૦—તેમ અમો કદી ન્યારૂં (ન્યારા)-જૂદા ન પડીએ પણ સારૂં (બધું સૈન્ય) મળીને (એકઠું મળીને) તડું-પાંડવો ઉપર ધસારો કરીએ. (બોલનાર સૈન્ય છે માટે ક્રિયાપદ વગેરે નાન્યતરમાં યોજ્યાં છે). ગછે-જાય. વદી ઈમે-એમ બોલીને. સલાર-(સેનની હાર-ટોળું).

૧૨ પછી પાંડવો એકઠા મળીને તેમના તુમુલ (એકઠા મળીને યુદ્ધ કરવા)નું પોત (રૂપ) કળીને (સમજીને) તેમને જોત (જોવા લાગ્યા). શું જોવા લાગ્યા તે કહેછે: કે આ ખોત નીર (પોતાનું પાણી ખોનારા), વીર્ય હીન (બળ વગરના), હોત દીન (દીન થયેલા), અને રોત (રોતા) છે. હોત ઇ૦—એવા ઓ'તને હણે તો યોધાના યશે (યશને પણ) હાણ હોત (થાય). (એમ છતાં પણ તેઓ લઢવા આવ્યા છે એમ જોઇને) તેમના ક્રોધની જોત જાજુળી (જાજવલ્યમાન-પ્રકાશિત) બની અને તેમના મનિ (મને-મનમાં) જે દયા હતી તે ખોત (ખોવા લાગ્યા). અર્થાત્ શત્રુઓનો આવો નહિ છાજતો યત્ન જોઇને તેમણે દયા તજી દીધી. અથવા, જોત ઇ૦—જો (પ્રથમથીજ) પાંડવો મળીને (અમને) જોત, તો તેઓ તુમુલનું પોત કળીને વીર્યહીન થઈને નીર ખોત, દીન હોત અને રોત. તે ઓત (પાંડવો) ને હણે (હણ્યે) તે યોધાઓના યશમાં હાણ હોત (તેમનો યશ નાશ પામત), એટલે પછી તેઓ જાજુળી જોત બનીને તેમના મનિ (મનમાં) ની દયાને (ખોવી હોત તો) ખોત-ખોઈ નાખત! (વક્રોક્તિ).

૧૩ કવિ કહેછે કે: જેમ ઇ૦-જેમ હર્ણયૂથ (હરણનું ટોળું) સિંહને સા'ય (પકડે) અને પછી તેને છોડી દે તોપણ તે મરે. (અને ન છોડે તોય મરે).

યોધ ભીમ ભીષણે તદા ધર્યોજ ક્રોધ તો,
બોધ વીર ધર્મનો તજી અરિજ શોધતો;
રોધતો પતંગ દીપરૂપ હાથ રોધતો,
નોંધ સોંપતો વણિક, આપ હાણ ધોધ તો. ૧૪
પાર્થ ને નકુલ ધર્મ ત્યાં સદેવ વારતા,
યોધ જેહ મર્ણિયા ન પ્રાણહાણ ધારતા;
ધર્મને રથે ઘણા જઈ પડયાજ સામટા,
વાજી સારથિ ધરે મરે ડરે ન બામટા. ૧૫
કૈંઘ પાર્થને રથે ગયાંજ યૂથ તો બળી,
છોડી એક ભીમ ભટ્ટ ઝટ્ટ સૌ ગયા મળી;

---

એજ રીતે જયદ્રથની સેનાની ગતિ થઇ હતી. એટલે પાંડવ રૂપી સિંહને પકડી-ને તેમની સાથે લઢે તોપણ મરે અને તેમને તજીને નાશી જાય તોપણ પાંડવો તેમને મારે. એમ ધારી ૯૦—એમ ધારીને તે સેન તેમ (એકઠું થઈને) તૂટી પડયું. તેમનો નાયક તેમને ધીરજ આપતો હતો કે. ક્ષેમ કુશળા ૯૦—આપણે ક્ષેમકુશળ રહીને તેમને જીતીને ભીમનો નીમ તજાવું (તજાવીએ). એ બળવાન આગળ આપણે ક્ષેમકુશળ કેમ જીતી શકીશું ? એ શંકા નિવારવા માટે કહેછે કે, કેમકે ૯૦—કેમકે અનેક હોય તે એકને હણે એમાં વેહેમ નથી.

૧૪ ભીષણ—બીહામણો. બોધ—( શરણે આવેલા ઉપર દયા રાખવા રૂપ). રોધતો ૯૦—જયદ્રથની સેના રૂપી પતંગને દીપ રૂપ ભીમ હાથ રૂપી રોધ (કિનારા—તટ ) વડે રોધતો—અટકાવતો હતો. નોંધ ૯૦—કેટલા પતંગને તે રોધ-તો હતો તેની નોંધ તો તે વણિકને સોંપતો હતો ( કેમકે નોંધનો ચોપડો રાખ-વા એ વણિકનું કામ છે ), તે આપ ( પોતે ) તો હાણ રૂપી ધોધ ( ઉંચેથી પડતા પ્રવાહ ) રૂપજ હતો. મતલબ કે આંખો માચ્યોને નાશ કરવો એજ તેનું કામ હતું !

૧૫ પાર્થ ૯૦—એજ પ્રમાણે, જેહ યોધ મરણિયા—જે પ્રાણની હાણને ધારતા—લેખામાં લેતા નહોતા તેમને પાર્થ, નકુલ, ધર્મ અને સહદેવ વારતા ( અટકાવતા ) હતા. પડયાજ—( શત્રુઓ ). વાજી ૯૦—તે વાજી ( ઘોડા ) અને સારથિને ધરે ( પકડે ) અને તેમ કરતાં મરે, પણ તે બામટા ( લુચ્ચા ) ડરે નહિ.

અર્જુને હણ્યા અમાપ કોણ લેખું લેખશે,
તેમ ધર્મ વૈદ્ય હાણ તો કરે અલેખશે. ૧૬

રે હણ્યા તથાપિ તે હઠ્યા ન પ્રાણ આપતાં,
રૂદ્રચાપ ત્યાં હરિ ધર્યું અમાપ માપતાં;
તે લહ્યું યુધિષ્ઠિરે વધા ન બાણ તાણશો,
હાણ થાય આપણી અરે! અહીં ન નાણશો. ૧૭
પામરા પરે ધરો ન રૂદ્રઅસ્ત્ર ભાઇજી!
ક્ષેમ ધારી એમ તો વધા તહીંજ રાયજી;
વાત એવી ચાલતાં ગયોજ કાળ કેટલો,
આવી તો પડ્યા અપાર હાથી ભાથી ખેટકો. ૧૮
ગ્લાનિ પાર્થને મને થઇજિ શીખ માનતાં,
રે વિધિ લહે તથાપિ તે રહ્યોજ માણતાં;
છિદ્ર જોઈ ત્યાં અપાર યોધ તો રથે અડ્યા,
ભો: ભણી યુધિષ્ઠિરે પુકાર ભીમને કર્યા. ૧૯

---

૧૬ વૈદ્ય–નકુલ. યૂથ ( ટોળાં ). બળી ( બળવાન ). ધર્મ વૈદ્ય–યુધિષ્ઠિર અને સહદેવ. અલેખશે–લેખા વિનાની.

૧૭ રૂદ્રચાપ– શિવે આપેલું ધનુષ્ય (પાશુપતાસ્ત્ર). હરિ–અર્જુને. અ-માપ ઇ૦–અમાપ સેનાનું માપ કાઢતાં. અર્થાત્ અગણિત સેનાનો નાશ કરતાં. આપણી–(કેમકે દ્રૌપદી હજી શત્રુઓ ભેગી છે માટે શત્રુઓના નાશની સાથે તેનો પણ નાશ થઇ જાય). નાણશો–અજમાવશો.

૧૮ રૂદ્રાસ્ત્ર ન યોજવાનું બીજું કારણ કહે છે: પામરા ઇ૦-પામરા—ક્ષુદ્ર–હલકા. ક્ષેમ ધારી–કુશળ ઈચ્છીને. રાયજી–યુધિષ્ઠિર. આવી તો પડ્યા—(શત્રુના). ખેટકો–શિકારીઓ.

૧૯ ગ્લાનિ–દીનતા. દીનતા થવાનું કારણ કહેછે: વિધિ ઇ૦–શત્રુનો સ-પાટામાં નાશ કરવાનો વિધિ તે લહે (જાણેછે) પણ તે માણતાં (ઉપયોગમાં આણતાં) રહ્યો (અટકયો). છિદ્ર–અર્જુન અસ્ત્ર યોજતાં અટકયો તે છિદ્ર. ભો:–હે–અરે!

સુણ્યો સાદ માદથી પ્રમાદ છોડી ગર્જીયો,
સિંહનાદથી પુકારી વાર વાર તર્જીયો;
આવિયો લજાવિયો સમૂહ રાજ શત્રુનો,
રે દિપાવતોજ ગર્જી વંશ આપ પિતૃનો. ૨૦
ભે નહીં અભે રહો હું ભીમ આવી ભાટકયો,
સિંહનાદ માદથી કર્યો થયો શું કાટકો;
મારિયા મચર્ડિયા ઘચર્ડિયા ઘણા ઘણા,
અસ્ત્ર હાથ ભાથીનાં ન અન્ય શસ્ત્ર, તો ગણ્યાં. ૨૧
બાથ થોલ થાપટેજ આપટે ભૂમાં અરિ,
કેશ સાહી હસ્તમાં ઉરાડતો કરિ હરિ;
હસ્તથી રથો ધરી, ધરી સમૂળ ભાંજતો,
મસ્ત ભીમ હઠ હીમ કટ્ટ પ્રાણ ગાંજતો. ૨૨
ભાન વાનથી ગયું થયું નૃસિંહ રૂપ તો,
કલ્પ અંતકાળશો થયો કુરૂપ ભૂપ તો;

---

૨૦ માદથી–મદથી. તર્જીયો–શત્રુઓનો તિરસ્કાર કર્યો.

૨૧ યુધિષ્ઠિરે પોતાને બોલાવ્યો તે સાંભળીને ભીમ બોલ્યો. ૦,–ભ ૪૦–ભે (ભય) નહિ ( ન રાખશો ); અભે રહો ( નિર્ભય થઈને રહો ) માદથી–મદથી. અસ્ત્ર ૪૦–તે ભાથીનાં ( ભીમનાં ) હાથ એજ અસ્ત્ર હતાં, અન્ય અસ્ત્રને તેણે ગણ્યાં ( ધ્યાનમાં લીધાં ) નહિ.

૨૨ થોલ–ધોલ અથવા થોલ–લાગ (લાગ આવે તેમ ). આપટે–પછાડે ઉરાડતો–( આકાશમાં ). કરિ–હાથીને. હરિ–ઘોડાને. હસ્તથી ૪૦–તે હાથથી રથોને ધરી ( પકડીને ) તેની ધરીને સમૂળ ( મૂળમાંથી ) ભાંજતો (ભાગીનાખતો ). મસ્ત ૪૦–તે મસ્ત ( મત્ત ) થયેલો અને હિમ ( હિમાચળ ) જેવો હઠ ( હઠીલો ) ભીમ શત્રુઓના પ્રાણને કટ્ટ ( કટ્ટ એવા અવાજની સાથે અથવા કટ લેઈને–તડાકામાં ) ગાંજતો (અર્થાત્ નાશ કરતો). પાછળ વર્ણેલા શત્રુઓના યુદ્ધ રૂપી ઉદ્દીપન વિભાવથી વ્યક્ત થએલો ભીમનો ક્રોધ સ્થાયિભાવ, સિંહનાદ અને હાથ રૂપી આયુધવડે શત્રુઓને હણુવા રૂપ અનુભાવથી તથા 'મસ્ત' વગેરે શબ્દોથી વ્યંજિત થયેલા મદ વગેરે વ્યભિચારી ભાવથી રૌદ્રરસ રૂપે પ્રતીત થાય છે

એ દશા કવિ કથે, કથે સુશૂર કોઇ તો,
ક્ષિપ્ર વિપ્ર તો ડરે કળિતણોજ જોઈ તો. ૨૩

## રાગ શંકરાષ્ટકનો.

ન શૂરા અધૂરા ન ભાથી ન હાથી,
ન રાજા સમાજા ન રંકા ન શંકા;
ન સાજા અકાજા ન માંદા ન વાંધા,
હરે રે ! હરે રે ! અપારા બિચારા. ૨૪
ન શત્રુ અભિત્રુ ન દીના ન હીના,
ન ભાઈ સગાઇ ન ધારી ન વારી;
ન કારી શકારી ન પીડા અપીડા,
હરે રે ! હરે રે ! અપારા બિચારા. ૨૫

---

૨૩ ભીમની **મદ** નામે દશા વર્ણે છેઃ ભાન ઇ૦—ભીમના વાન (વર્ણ—અર્થાત્ શરીર )થી ભાન ગયું, અને નૃસિંહરૂપ ( વિકાળ સ્વરૂપ ) થયું. તેમજ તે ભૂપ ( ભીમ ) કલ્પના અંતકાળશો [ પ્રલય સમયના કાળ ( રૂદ્ર ) જેવો ] કુરૂપ થયો. **મદ, ઉગ્રતા, ક્રૂરદર્શન,** નામે વ્યભિચારી ભાવ. એ ઇ૦—એ દશા કોઈ કવિ હોય તે કથે ( વર્ણવે ), અથવા કોઈ સુશૂર ( અત્યંત શૂરો ) હોય તે કહે; પણ કળિકાળનો વિપ્ર ( પ્રેમાનંદ ) તો તેને જોઈનેજ ક્ષિપ્ર ( તત્કાળ ) ડરે (ડરીજાય)! અર્થાત્ હું જે એવું યુદ્ધ જોઇને ડરૂંછું તે એનું વર્ણન શી રીતે કરી શકું ? આ વાક્યથી કવિનો વિનય ધ્વનિત થાયછે.

૨૪ રાગ શંકરાષ્ટકનો—ભુજંગી વૃત્ત. ન શૂ૦—શૂરના આવેશમાં આવેલો ભીમ શૂરા વગેરે કોઇને જોતો નથી, પણ બિચારા અપારા ( અપાર સૈનિકોને) રે ! હરે છે, હરે છે ! અર્થાત્ આઘું પાછું જોયા વિના મારીજ નાખે છે ! સમાજા—ટોળાં. શંકા—શંકાવાળા. અકાજા—કામ વિનાના. વાંધા—વાંધાવાળા.

૨૫ અભિત્રુ—ન બીહે એવા. દીના—દીન ( ગરીબ જેવા ). હીના—બળ વગેરે સાધનથી રહિત. ન ભાઈ ઈ૦—ભાઈને કે સગાઇને પણ ધારી નહિ—જોઇ નહિ. અથવા ભાઇ (દુર્યોધન )ની સગાઇ ( જયદ્રથ દુર્યોધનનો બનેવી થાય તે) પણ ન ધારી. ન વારી—શત્રુની સેનાને પોતાના ઉપર આવતી અટકાવી નહિ. અથવા, ન + વા + અરિ = શત્રુઓને પણ જોયા નહિ. નકારી ઈ૦—નકારી ( નઠારી ) પીડા કે અપીડાને પણ શકારી ( સ્વીકારી ) નહિ.

ન જોયું ન રોયું ન આવ્યા લજાવ્યા,
ન પ્રાણી કુવાણી ન બોલે ન ડોલે;
ન ભાળે ઉછાળે હકારી સવારી.
હરે રે! હરે રે! અપારા બિચારા! ૨૬
ન અર્થે ન ગર્થે ન સ્વાર્થે ન સાર્થે,
ન બીતો અજીતો અભીતો અનીતો;
ન પીસે ન રીસે ન ચીસે અરિશે?
હરે રે! હરે રે! અપારા બિચારા! ૨૭
ન નામં ન શામં ન યુદ્ધં ન ક્રુદ્ધં,
ન જલ્પં ન સ્વલ્પં ન અલ્પં અનલ્પં;
ન ત્યાગં ન રાગં ન આગં ન ભાગં,
હરે રે! હરે રે! અપારા બિચારા! ૨૮

---

૨૬ ન જોયું ઇ૦–ભીમે ( આજુ પાજુ ) જોયું નહિ કે તેણે ( શત્રુઓનું દુઃખ દેખીને ) રોયું નહિ–ખેદ પણ ન કર્યો. જે ત્યાં ન આવ્યા તેમને પણ ( તેણે દૂરથી પ્રહાર કરીને ) લજાવ્યા. ન પ્રાણી ઇ૦–ભીમે શૌર્યમદથી કોઈ પ્રાણીને ન ગણ્યું કે તેની કુવાણીને પણ ન ગણી–ન સાંભળી. ન બોલે ઇ૦ ભીમ મુખથી બોલતો નહોતો કે ડોલતો–હાલતો નહોતો. ન ભાળે–(કોઇના સામું). ઉછાળે ઇ૦–જે સવારી તેની આગળ હતી તેને હકારીને તેને ઉછાળતો હતો.

૨૭ ન અર્થે ઇ૦–તે ભીમ કોઇ અર્થ (હેતુ)થી, ગર્થે (નાણાં-ધન આદિ) થી, સ્વાર્થે (પોતાની મતલબ) થી કે સાર્થે ( સંઘાત )–સમુદાય–શત્રુના જથાના કારણથી પણ ન બીહોતો કારણકે તે અજીતો ( અજીત ), અભિતો (ભયરહિત) તથા અનીતો (યુદ્ધની નીતિને તજીને વર્તનારો) હતો. તે અરિશે–શત્રુ ઉપર (દાંત) પીસે નહિ. રીસે ભરાય નહિ કે ચીસો પણ પાડે નહિ.

૨૮ ન નામં ઇ૦–તે મુખેથી કોઇનું નામ બોલતો નહોતો કે કોઈએ કહેલાં શામં ( સામ વચન–સલાહના બોલ ) પણ સાંભળતો નહોતો. ન યુદ્ધં ઇ૦–કોઈ અમુક યોધાની સાથે યુદ્ધ નહોતો કરતો કે ક્રોધ બતાવતો નહોતો. તેમજ તે જલ્પં (સ્વૈર વાણી), સ્વલ્પં (અતિ થોડું), અલ્પં ( થોડું), અનલ્પં (ઘણું), ત્યાગં (શત્રુને તજી દેવા કે ત્યાગવૃત્તિ), રાગં (પ્રીતિ કરવી ) આગં ( આગળ ધસારો કરવો કે આગસ્–અપરાધ), ભાગં (પાછા ભાગી જવું).

न धामं न ध्यानं न ज्ञानं अज्ञानं,
न पादं न पाणिं न जीवं न शिवं;
न नष्टं न भ्रष्टं न कष्टं अकष्टं,
हरे रे ! हरे रे ! अपारा बिचारा. ! २९

न भागं विभागं न नायं अनायं,
न नारं अनारं न नाशं अनाशं;
विकारं निकारं निकृष्टं अकृष्टं,
हरे रे ! हरे रे ! अपारा बिचारा. ! ३०

कवींद्रं न इंद्रं न चंद्रं समुद्रं,
न मूकं न रुकं न नुत्तं अनुत्तं;
न प्रेमं न नेमं न वेमं न रेमं,
हरे रे ! हरे रे ! अपारा बिचारा. ! ३१

न कंपं न जंपं न संपं समाजं,
न तापं न पापं अमापं अकाजं;
न नाशं न त्राशं उजाशं अपारं,
डरे रे ! डरे रे ! अपारं सवारं. ३२

---

૨૯ ન ધામં ઈ૦—ધામ વગેરે કશાને તે જોતો જાણતો નહોતો પણ માત્ર નાશ કરતો હતો, એ અર્થ છે. જ્ઞાનં—સાન (સમજણ). અજ્ઞાનં—સાનથી ઉલટું. પાદં—પગ. પાણિં—હાથ. શિવં—પરમાત્માનું રૂપ. નષ્ટં—નાશ થયેલું. ભ્રષ્ટં—પતિત થયેલું. અકષ્ટં કષ્ટરહિતપણું.

૩૦ નાયં—ન્યાય. અનાયં—અન્યાય. નારં અનારં—આર્ય કે અનાર્ય. વિકારં—ફેરફાર. નિકારં (ન્યક્કાર)—તિરસ્કાર. નિકૃષ્ટં—નીચું—અધમ. અકૃષ્ટં (અપકૃષ્ટ)—હલકું.

૩૧ કવીંદ્રં ઈ૦—કવીંદ્ર વગેરે પદ્યમાં કહેલા કોઇ પદાર્થનો તેને વિચારજ નહોતો; માત્ર હરે રે !—સ્પષ્ટ છે. કવીંદ્ર—મોટો કવિ. અથવા મૃતસંજીવની વિદ્યા જાણનાર દૈત્યગુરૂ શુક્ર. મૂકં—મૂગો. રૂકં—રોગ (રોગી) પીડા. નુત્તં—સ્તુતિ કરેલો. અનુત્તં—નહિ સ્તુતિ કરેલો—રેમં—દયા—કૃપા.

૩૨ ન કંપ ઈ૦—કંપ, જંપ, સંપ, સમાજ, તાપ, પાપ, અમાપ એવું અકાજ (અકાર્ય), નાશ, ત્રાસ, અપાર ઉજાશ. એ કશાને તે ગણતો નહોતો. અને તેથી અપારં સવારં (અપાર અસ્વારો) તેનાથી ડરે રે ડરે રે—**અતિશય** ડરતા હતા !

ન ભ્રાતં ન માતં ન પિતું અખિલં,
ન શુકલં ન રક્તં ન પીતં ન નીલં;
ન વીરં ન વૈરં ન ધૈર્યં ન હારં,
ડરે રે! ડરે રે! અપારં સવારં. ૩૩
ન ભક્ષ્યં અભક્ષ્યં ન રક્ષ્યં અરક્ષ્યં,
ન દક્ષ્યં અદક્ષ્યં ન પક્ષ્યં અપક્ષ્યં;
ન લક્ષ્યં અલક્ષ્યં ન વક્ષં અસારં,
ડરે રે! ડરે રે! અપારં સવારં. ૩૪
ન ગર્જ્યં અગર્જ્યં ન વર્જ્યં અવર્જ્યં,
ન તર્જ્યં અતર્જ્યં ન કર્જ્યં અકર્જ્યં;
ન સર્જ્યં વિસર્જ્યં અપર્જ્યં અવારં,
ડરે રે! ડરે રે! અપારં સવારં. ૩૫
ન ભૂતં અભૂતં ન જાતં અજાતં,
ન તૂતં અતૂતં ન હૂતં અહૂતં;

---

૩૩ પિતું-પિતા. અખિલં-તમામ. શકલ-ધોળું. રકત-રાતું. પીત-પીળું. નીલ-નીલું. હારં-હાસ્ય. ઇત્યાદિ કશાને જોયા વિના.તે સંહાર કરતો હતો તેથી અપાર અસ્વાર અતિશય ડરતા હતા, એમ સઘળે અન્વય કરવો.

૩૪ રક્ષ્યં-રક્ષણ કરવા જેવું. અરક્ષ્યં-નહિ રક્ષણ કરવા જેવું. દક્ષ્ય ( દક્ષ )-ચતુર. અદક્ષ્યં ( અદક્ષ )-અચતુર. પક્ષ્યં-પોતાના પક્ષના. અપક્ષ્યં-પરપક્ષના. લક્ષ્યં-ચોટમાં ધારેલો. અલક્ષ્યં-નહિ ધારેલો. ન વક્ષ્યં ઇ૦-કવિ કહે છે કે, અસારં (તુચ્છ-માલ વિનાનું) તો ન વક્ષ્યં-હું કહેતો નથી ( वक्ष्ये-બોલીશ-કહીશ એ ઉપરથી. )અથવા ભીમ વક્ષં-વક્ષસ ( છાતી )ને પણ જોતો નથી કે અસારને પણ જોતો નથી, એમ પણ અર્થ થાય.

૩૫ ન ગર્જ્યં ઇ૦-ગર્જના, અગર્જના વગેરે પર લક્ષ્ય ન આપતાં તે યુદ્ધ કરતો હતો, અને તેથી અસ્વારો ડરતા હતા. એ ભાવ છે. ગર્જ્ય-ગર્જના. અગર્જ્યં-અગર્જના. વર્જ્યં-ત્યાગ કરવા યોગ્ય. તર્જ્યં-બીહીવરાવવા યોગ્ય. કર્જ્યં-દુઃખ દેવા યોગ્ય. (कर्ज to give pain-વિલસન). સર્જ્યં-ઉત્પન્ન કરવા યોગ્ય, મૂકવા યોગ્ય. વિસર્જ્યં-છોડી મૂકવા યોગ્ય. અપર્જ્યં ( अप + ऋजु ) -સીધાપણું જેમનું નાશ થયું છે એવા, અર્થાત્ વાંકા (?). અવારં-ન અટકાવાય એવું.

न हृतं अहृतं न धूतं न धारं,
डरे रे! डरे रे! अपारं सवारं. ૩૬
न पोत्रीं अपोत्रीं न श्रोत्रीं अश्रोत्रीं,
न स्तोत्रं अस्तोत्रं न जोत्रीं अजोत्रीं;
न होत्रं अहोत्रं न रोत्रं नवारं,
डरे रे! डरे रे! अपारं सवारं. ૩૭
न पुक्तं अपुक्तं न रुक्तं अरुक्तं,
न युक्तं अयुक्तं न झुक्तं अझुक्तं;
न चुक्तं अचुक्तं कवींद्रं अगारं,
डरे रे! डरे रे! अपारं सवारं. ૩૮

## રાગ ચાલતો.

એ વિધે થઈ સમસ્ત અસ્ત તો કર્યા અતિ,
જે ઉગાડિયા અપાર હાથી ભાર્યોને મથી;

---

૩૬ ન ભૂતં ઇ૦ ભૂતં—થયેલું. જૂતં (યુક્ત) ઘટિત. અજૂતં (અયુક્તં)–અઘટિત. તૂતં–તરકટ. અતૂતં–સત્ય. હૂતં–હોમ કરેલો. અહૂતં–નહિ હોમ કરેલો. અહૃતં–હૃત નહિ એવો બીજો કોઇ. ધૂતં (ધૂર્ત) ધૂતારો–હોશીઆર, અથવા ધુતં–કંપિત. (તેને મારવાને શત્રુઓ શસ્ત્ર વગેરે કંપાવે તે પણ તે જોતો નહોતો) ધારં–શસ્ત્રની ધારને.

૩૭ ભીમના ભયથી પોત્રી વગેરે સર્વને ભૂલી જઈને અસ્વારો ડરવા લાગ્યા, એમ વર્ણવતાં કવિ કહેછે કે, ન પોત્રીં ઇ૦– સ્પષ્ટ છે. પોત્રીં–(पोत्र–વજ્ર) વજ્રવાળો. અપોત્રીં–વજ્રરહિત. (અથવા 'પોતૃ' ને ઠામે 'પોત્રીં' લખ્યા હોય તો) પોત્રીં–યજ્ઞનું કામ કરનાર બ્રાહ્મણ: અપોત્રીં–તે નહિ, તે વિના કોઇ બીજો. શ્રોત્રીં (શ્રોત્રિય)–વેદ જાણનાર બ્રાહ્મણ: અશ્રોત્રીં—તે નહિ, તે વિના કોઇ બીજો. સ્તોત્રં–સ્તુતિપાઠ. અસ્તોત્રં–નહિ સ્તુતિપાઠ. જોત્રીં–ધુંસરીને બાંધેલાં જોતરાંથી જોડેલા. અજોત્રીં–ન જોડેલા. હોત્રં–હોમ. રોત્રં–રોતાઓને. વાર (વાર સમુદાય)–સેનાનો સમુદાય.

૩૮ પુક્તં (પુષ્ટ)–પરિપક્વ. રુક્તં (રુક્તિ–ઈચ્છા)–પસંદ પડતું. યુક્તં–યોગ્ય. ઝુક્તં–ઝૂકતું. ચૂકતં–ચૂકેલું. કવીંદ્રં–શ્રેષ્ઠ કવિ. અગાર–ઘર. એ સર્વને વીસરીને અસ્વારો અપાર ડરતા હતા, એ ભાવ છે.

તે ભમે નભે શું અભ્ર મેઘ યુક્ત રાજતું,
વૃષ્ટિ હાથી ઘોટની નરો રથો સભાજતું. ૩૯
મારતો રમાડતો ઉડાડતો અપાર તો,
આવી તે પડે કુમાં અડે અસંખ્ય માર તો;
કો દબાય સેન સાથ સૈનિકો કરાળ રે,
યુદ્ધનીમ મૂકતા તિ ફૂટતા કપાળ રે. ૪૦
ઓ પડે મતંગ હાથી રે દબાય સૈન્ય સો,
ઘોટ ચોટ લાગતાં મરે હવે શું દૈન્ય કો';
રે કરે પુકાર સર્વ સેન તો મળી કરી,
માર બે પ્રકારનો કહો ડરે ન શું અરિ ! ૪૧
ભીમમાર, વૃષ્ટિમાર, માર માર માર રે,
ભાગતાં ન રાગતાં ન ત્યાગતાં ઉગાર રે;
હાથી એક ઘોટ એક તે સમેજ ઉપરે,
ધર્મ ને નકુલ જે રથે પડ્યોજ, શું ધરે. ૪૨

---

૩૯ રાગ ચાલતો—ચામર છંદ. એ વિધે ઇ૦—ભીમે એ વિધે ( પ્રમાણે ) યદ્દને સમસ્ત ( અરિને ) અતિ ( છેક ) અસ્ત કર્યા ( નાશ કર્યા ). જે ઇ૦—ભીમે મથીને (યુદ્ધમાં રૂમીને) જે અપાર હાથી તથા બાથીને ઉરાડ્યા હતા તે. નભે ( આકાશમાં ) મેઘયુક્ત અભ્ર ( વાદળ ) શું ( જાણે ) રાજતું ( શોભતું ) હોય તેમ ભમે ( ભમે છે ), અને તે વાદળ હાથી અને ઘોટ ( ઘોડા )ની વૃષ્ટિ કરીને નરો તથા રથોને સભાજતું-સેવતું. ( सभाज्—સેવવું ). **વક્રોક્તિ.** અર્થાત્ ચગદી મારતું. ઉત્પ્રેક્ષાવડે વક્રોક્તિને સમર્થિત કરી છે માટે **કાવ્યલિંગ.**

૪૦ મારતો ઈ૦—ભીમ અપાર હાથી, ઘોડા વગેરે ( હાથથી ઉપાડીને ) શત્રુઓને મારતો, રમાડતો ( ઉછાળીને રમત કરતો ), અને ઉડાડતો ( આકાશમાં ફેંકતો ). તે પાછાં કુમાં ( પૃથ્વીમાં ) આવીને પડે તેથી અસંખ્ય માર અડે ( અર્થાત્ વાગે. ) સૈનિકો—લશ્કરના સિપાઈઓ. કરાળ—ભયાનક ( સૈનિકો ). તિ—તે.

૪૧ જયદ્રથની સેના પોકાર કરેછે કે, ઓ ઇ૦—ઓ મતંગ (વાદળ) જેવો હાથી પડે ! રે ! ઈ૦—સ્પષ્ટ છે. શું દૈન્ય કૌં ( કહું )—સૈન્યની દીનતા હવે શી વર્ણું ? બે પ્રકારનો—આકાશમાંથી પડતા હાથી ઘોડાના માર તથા ભીમનો પ્રત્યક્ષ માર.

૪૨ એ પ્રકારનો માર કહી બતાવે છેઃ ભીમ ઇ૦—સ્પષ્ટ છે. ભાગતાં ઇ૦

રે અરિ સહર્ષ, હર્ષ દ્રૌપદી ગયો સહુ,
રે મુઆ પતિજ એવી તો પતીજ થૈ બહુ;
એક હાથી હેવિ આવી સૈંધવારથે પડે,
રે મુઓ અરે મુઓ બચાવનાર કો મળે ! ૪૩
મસ્ત ભીમ જદ્દશો ઉછાળતો કરિ હરિ,
ભાન શાન તેહને ખરે નહીં મને જરી;
અર્જુને વિચારિયું અરે મુઆ શું આપમાં,
નારી ભ્રાતનો નિપાત ધારિયોજ માપમાં. ૪૪
ચાપમાં ધર્યો સુબાણ તાણી મારિયાં બળે,
ભ્રાત બે ઉગારિયા, ઉગારી નારી તો કળે;
સૈંધવા પરે પડ્યો જિ હાથી ઉડી આવિયો,
સારથી સુઘોટ સાથ રે રથે દબાવિયો. ૪૫
અંગરક્ષકે જયદ્રથો ઉગારિયો ખરે,
કર્મ જોઈ કારમું હરિતણું અરિ ડરે;
ચાર બંધુ જે લહે સતી સમેત હર્ષમાં,
ભીમ ભદ્ર ના લહે, ન વર્ષે આપકર્મમાં. ૪૬

---

–ભાગી જતાં, અથવા રાગતાં (ગુસ્સે થતાં), અથવા લાગતાં (છોડીદેતાં) પણ ઉગાર (બચાવ) થતો નથી ! શું ધરે?–પડતા હાથી અને ઘોડાને અટકાવવાને શું આડું ધરે ? ૪૩ દ્રૌપદી–દ્રૌપદીનો. પતીજ—નિશ્ચય. સૈંધવારથે –જયદ્રથના રથ ઉપર.

૪૪ આપમાં–માંહો માંહે. નિપાત –નાશ–મરણ. ભીમનો નાખેલો હાથી જયદ્રથના રથ ઉપર પડતો હતો તેથી નારી (દ્રૌપદી) નો નિપાત, અને યુધિષ્ઠિરના રથ ઉપર પડતો હતો તેથી તેમાં બેઠેલા બે ભાઈઓનો નિપાત માપમાં (તુલના કરીને) ધાર્યો.

૪૫ ચાપમાં–ધનુષ્યમાં. કળે–યુક્તિથી. બે બાણવડે બન્ને હાથી દૂર ઉરાડી મૂકીને બે ભાઈ તથા નારીને બચાવી. રથે–રથમાં, કે રથ પણ.

૪૬ અંગરક્ષકે–રાજાની આસપાસ તેનું રક્ષણ કરવાને જે યોધાઓ રહેછે તેમણે. કારમું–અદ્ભુત. હરિતણું–અર્જુનનું. ચાર ધ૦–સતી (દ્રૌપદી) સમેત ચાર

માર માર એક માર ના ઉચ્ચાર અન્ય તો,
કારભાર મારનો ન ભાર અન્ય, ધન્ય તો!
ધાડ જેહ ગામમાં પડે અહોજનિશ તો,
કો વસે વદો વિચારી મન માંહિ હીસતો. ૪૭
મારવું ઉગારવું ન ધારતો વૃકોદરો,
કાર્ય એક ટેક નેક હાથ આવ્યું તે હરો;
જીવતું ન મર્ણ પામિયું મને ધરે કદા,
હસ્ત જેહ આવિયું ભલું ભુંડું હરે સદા. ૪૮
દિવ્ય પામી દેવશા દનુજ આદિ જે અડ્યા,
પીઠ ઉપરે સ્વપાદ કેશ ઝાલી કો ગડ્યા;
કેશ ખેંચી શીશ કોઇનાં ઉછાળતો નભે,
શ્યેન પક્ષી તે ગ્રહે અનાયઆસ જે લભે. ૪૯

---

બંધુઓ જેઓ ભીમનું અદ્ભુત કર્મ લહે (દેખેછે) તેઓ હર્ષમાં છે, પણ ભીમ ભટ્ટ (ભટ-યોધ) તે કાંઇ લહેતો નથી; તે તો જે વર્ષ (હાથી ઘોડાઓની વૃષ્ટિ) કરતો હતો તે આપકર્ષમાં (અપકર્ષમાં - ઓછાપણામાં) નહોતી. અર્થાત્ ભીમ તો કાંઈ પણ ન જોતાં હાથી આદિકની અત્યંત વૃષ્ટિ કરતો હતો.

૪૭ ધન્ય તો !-તો, એ ભીમને ધન્ય છે! અહોજનિશ (અહોનિશ)-રાત દિવસ-હમેશાં. હીસતો—હર્ષ પામતો. સુખી સ્થિતિમાં ત્યાં કોણ રહી શકે?

૪૮ મારવું ઇ૦-કોને મારવું કે કોને ઉગારવું તે વૃકોદરો (ભીમ) કંઈ મનમાં ધારતો નથી, પણ 'જે હાથ આવ્યું તે હરો' એવાજ કાર્યનો એક નેક ટેક તેણે રાખ્યો હતો! અથવા ભીમ, મારવું પણ ઉગારવું નહિ, એવુંજ ધારતો, કેમકે કાર્ય ઇ૦-સ્પષ્ટ છે. જીવતું ઇ૦-તે જીવતું કે મર્ણ પામેલું કાંઈ મનમાં ધારતો નથી પણ જે ભલું કે ભુંડું હાથમાં આવ્યું તેને તે સદૈવ હરેછે.

૪૯ દિવ્ય ઈ૦-દનુજ (જયદ્રથની સેનામાંના દૈત્ય વગેરે) જે દિવ્ય (ગતિ) પામીને દેવ સરખા થયેલા જે રણમાં હણાઈને પડયા હતા, તેમાંના કેટલાકની પીઠ ઉપર પોતાનો પાદ (પગ) મૂકીને તથા તેમના કેશ ઝાલીને ભીમે તેમને ગડયા (ગદડયા). નભે-આકાશમાં. શ્યેન-બાજ. અનાયયાસ (અનાયાસ) વગર શ્રમે. લભે-પ્રાપ્ત થાય.

એ વિધે નિહાળી ભીમહિમશો દઢો ભલો,
નાઠું સેન ઊગર્યું તિ ભીમ મારતો વળ્યો;
મુખ્ય માંહિ એક કોટિકો . ૃપાળની કને,
આસવાસના કરે ડરે ખરે મને ઘણે. ૫૦

હાથી આવી આફ્ળેજ લાગી ચોટ શીરમાં,
ઉપચાર તેહના કરે મળી અધીરમાં;
દ્રૌપદી ઉભી ઉભી નિહાળતી સુભીમને,
હર્ષ છે મને અતિ લહીજ શૂરનીમને. ૫૧

કોટિકે તદા લહ્યું ખરૂં જ સૈન્ય ભાગતું,
ભીમ ભટ્ટ પાછળે અપાર જીવ ત્યાગતું;
મૂર્ચ્છના ધરી પડ્યો નૃપાળ જેહ જાગમાં,
આવિ ત્યાં વધો સચિવ ભાગિયે સલાગમાં. ૫૨

ભીમ ભીમ ભીષણો ભણે તિ ભીમ ભાળિયે !
નાસિયે નૃપાળ ભૂમિપાળ હર્ષ ટાળિયે;
વેણ સુણી રેણુશાં હૃદે જડાઈ તે ગયાં,
નાસવા નૃપાળ ધારતોજ કષ્ટને સહ્યાં. ૫૩

---

૫૦ એ વિધે હિમશા ( હિમાચળ જેવા ) દઢ અને ભલા ભીમને, તથા જે સેન ઉગાર્યું તે નાઠું હતું તેમને ભીમ મારતો મારતો ( તેમની પાછળ ) વળ્યો તે, નિહાળીને જયદ્રથના મુખ્ય પ્રધાનોમાંનો એક કોટિકાસ્ય નૃપાળની કને ( જઇને ) મનમાં ઘણા અને ખરા ડર સહિત તેની આસનાવાસના કરે છે.

૫૧ આફ્ળેજ (આફ્ળ્યેજ)–અફળાવાથી. ઉપચાર–ઉપાય. મળી ઈ૦–અધીરમાં મળીને–અધીરો થઈને શૂરનીમને–શત્રુઓને નાશ કરવા રૂપ શૂરા ભીમનો જે નિયમ, તેને જોઈને.

૫૨ પાછળે–સેનની પાછળ પડેલો. મૂર્ચ્છના–મૂર્ચ્છા. સચિવ–પ્રધાન. સલાગમાં–સારો લાગ જોઇને.

૫૩ રેણુશાં ઈ૦—રેણુ (રેતણુ)ની પેઠે હૃદે (હૃદયમાં) જડાઇ ગયાં.

આરૂઢા રથે થઈ કરે પલાયનો જવે,
કોટિકો વધ્યો વિચારી જે ગમ્યું મને તવે;
આજ નારી કારણે પડ્યું સુસેન ધારણે,
મારૂં છું નૃપાળ આજ ખડ્ગ કાઢી બારણે. ૫૪
એમ તો વદી પછે ગયો સતી જિ મારવા,
અર્જુને યુધિષ્ઠિરે લહ્યો અરે શું કારવા!
ભો: ભણી અજાતશત્રુએ કહ્યું જ ભીમને,
જે હણે સતી પ્રિયા, હણો હણો કુઢીમને. ૫૫
ભાન આવિયું હણે પ્રિયા સુણી તને મને,
હસ્તમાં ગદા ધરી ફગોટી મૂકી નીમને;
કોટિકો અસિ ગ્રહી ન કાઢતોજ બા'ર તો,
વીર તીર અર્જુને હર્યોજ શીર બા'ર તો. ૫૬
ભીમની ગદા કરાળ આવી ભાટકી ધડે,
અસ્થિ આદિ ચૂર્ણ તો કર્યાં ખરે ધડે અડે;
દૈધના કુમાર બેય દોડિયા પગે કરી,
દ્રૌપદીની પાસ આવિયા ન વાર તો જરી. ૫૭
હે પ્રિયા! ન ભે કસ્યો, વસ્યો ન જોઇએ ઉરે,
રે ક્રિયા થઇ અપાર સારી વા'લી! ના ઝૂરે;

---

૫૪ આરૂઢા થઇને-બેશીને. પલાયનો કરે-નાશી જાય. જવે-જેવે-જ્યારે. મને-મનમાં. પડ્યું ઇ૦-સારૂં સૈન્ય ધારણે પડ્યું છે-મૃત્યુ કે મૂર્ચ્છા પામ્યું છે.

૫૫ જિ-જે. અરે ઇ૦—જાણે કારવા (રોગ-પીડા) હોય. ભો: ભણી-સંબોધન કરીને. અજાતશત્રુએ-યુધિષ્ઠિરે. કુઢીમને-નઠારાઓમાં મોટાઈ પામેલાને. અથવા, કુઢીમ-કુઢીમર-કુધીવર-નીચ માછી જેવાને (સ્ત્રીને હણે છે માટે).

૫૬ ભાન ઇ૦—'પ્રિયાને હણે છે' એવું સુણીને ભીમને તને અને મને ભાન આવ્યું. મૂકી નીમને-અસ્ત્રનો ઉપયોગ ન કરવા રૂપ નિયમને (જુઓ પદ્ય ૨૧ મું). બા'ર-બાહાર. વીર ઇ૦—એટલામાં અર્જુન વીરે તીરવડે તેના શીરનો બા'ર (શોભા) હર્યો-માથા રૂપ શોભા દૂર કરી-માથું કાપી નાખ્યું!

૫૭ ધડે -(શરીર જતાં બાકી રહેલા) ધડ ઉપર.

સેન મારિયું તમામ મામ મૂકી જાય જો,
આમ આમ આવિયે મને દુખી ન થાય જો. ૫૮
કષ્ટ જેહણે કર્યું થયુંજ નષ્ટ તેતણું,
દીન રૂપ ધાર્યું વા'લી! રેત મૂકી આપણું;
જો રહ્યા અશેષ શેષ ભીમ મારતો ઉભો,
કોટિકો થયો નિધન રાયને અતિ દુભ્યો. ૫૯
રે વદ્યા સુવલ્લભા! વિમાશણે રખે પડો,
કો'કરૂં કશું વિશેષ શેષ રેશ ના અડો;
દ્રૌપદી દ્રવીભૂતા નીચું નિહાળી બોલતી,
પ્રાણ તો તજું પતિ! કલંકથી અતોલ તિ. ૬૦
મુરારિ દુલારી નંદના અપારી આપ જો,
હે વિભુ અનાથ આપવર્ગ્ય દાસી થાપ જો;

---

૫૮. રે ઇ૦–રે વાહાલી! જે ક્રિયા થઈ તે અપાર સારી થઇ છે માટે તું ઝૂરે ના (મનમાં પસ્તાઇશ નહિ). મામ–મમત. મને ઇ૦–તું મને (મનમાં) દુ:ખી ન થાય–તારે મનમાં દુ:ખી ન થવું. જો, આમ આવ આમ આવ.

૫૯. કષ્ટ ઇ૦–જેણે તને કષ્ટ કર્યું તેનું (સર્વ) નષ્ટ થયું–નાશ પામ્યું. રેત–વીર્ય–બળ. શત્રુસેના બતાવીને નકુળ કહે છે: જો ઇ૦–અશેષ (તમામ) સેનામાંથી મરતાં મરતાં જે શેષ (બાકી) રહ્યા છે તેમને ભીમ મારતો મારતો ઊભો છે તે તું જો. કોટિકો ઇ૦–કોટિકાસ્ય નિધન થયો–મૃત્યુ પામ્યો અને રાય-ને (જયદ્રથને) અતિ દુભ્યો–દુ:ખ દીધું.

૬૦ સુવલ્લભા–અત્યંત વાહાલી. કો' ઇ૦–કહો કે હવે વિશેષ શું કરૂં? રેશ (લગાર પણ–કોઈ પણ) શેષ (બાકી રહેલો) ના (નથી) કે જેથી તમે અડો–અટકો. શત્રુઓનો અમે પૂરેપૂરો સંહાર કર્યો છે માટે હવે તમારે અમારી સાથે આવતાં કચવાવાનું કારણ નથી એ ભાવ છે. અથવા હવે બાકી-માં વિશેષ શું કરવાનું છે તે કહો કે કરૂં—તમે જરાએ અચકાશો નહિ. દ્રવી-ભૂતા– પીગળેલી (દ્રૌપદી). પ્રાણ તો ઇ૦–હે પતિ! તિ (તે) અતોલ (ભારે) કલંકથી હું પ્રાણ તજું–પ્રાણ તજવાની મારી ઇચ્છા થાય છે.

કાપજો કુકષ્ટ, નષ્ટ રે ! સતીપણું હવું !
પ્રાણ તો ગયા નહિ, ગયું જ સત્ય શું કવું ! ૬૧
એમ દીન, તેજહીન, પીન દુઃખમાં પડી,
બંધુ બે મળી કહે ન તું કલંકી, છું વડી;
ઊઠ ઊઠ રૂઠ નાજ અસ્ત્ર શસ્ત્ર વાગશે,
તું વિના અજાતશત્રુ જીવ નિજ ત્યાગશે. ૬૨
એમ તો અપાર વાર વાર નાર રિજવી,
ઊઠી ચાલી સાથ મોટદુઃખ ના વદે કવિ;
જેમ થૈ અરૂંધતી કુશોકય દોષથી દુખી,
તેમ કૃષ્ણની સખી થઇ ન દૂષણે સુખી. ૬૩

---

૬૧ દ્રૌપદી ખેદ પામીને ઇશ્વરની પ્રાર્થના કરે છેઃ મુરારિ ઈ૦–હે નંદના દુલારી ( પુત્ર ) મુરારિ જો આપ અપારી ( અપાર અથવા શત્રુ રહિત ) છો તો, હે વિભુ ! આ અનાથ ( દીન ) દાસી ( દ્રૌપદી )ને આપવર્ગ્યમાં ( મુક્તિમાં ) સ્થાપજો. ( આ લીટીનો બીજો અક્ષર લઘુ જોઇએ ત્યાં ગુરૂ છે. તે લેખક દોષ હશે ). રે ! મારૂં સતીપણું નષ્ટ હવું ( થયું ) છે ! માટે મારૂં કુકષ્ટ ( અતિ ખોટું દુઃખ કાપજો. પ્રાણ તો ઇ૦–સ્પષ્ટ છે.

૬૨. દીન અને તેજહીન–( દ્રૌપદી ). પીન–પુષ્ટ ,અર્થાત્ ઘણા. બંધુ–નકુલ અને સહદેવ. ન ઈ૦–તું કલંકી નથી પણ વડી ( શ્રેષ્ઠ ) છું. રૂઠ નાજ-રીસાઇશ નહિ. અજાત શત્રુ–યુધિષ્ઠિર.

૬૩ ઉઠી ચાલી ઇ૦—તે દુઃખના મોટ ( પોટલા ) સાથ ( સહિત ) ઉઠી ચાલી. અથવા મોટ દુઃખ–મોટા દુઃખથી. ના વદે કવિ–કવિ તેનું વર્ણન કરતા નથી ( કેમકે તે વર્ણવવું અશક્ય છે ). કુશોકય ઇ૦–અરૂંધતી જેમ પોતાની નિંદિત શોકયથી દુઃખી થઇ હતી. એ વિષે એવી કથા છે કે, સપ્તઋષિની એક પત્ની અરૂંધતી હતી અને તેમને દરેકને જૂદી જૂદી પણ બીજી પત્નીઓ હતી. એક વખત અગ્નિ સપ્તર્ષિને ઘેર ગયો ત્યાં તેમની સ્ત્રીઓના રૂપથી મોહિત થયો. આ વાતની ખબર અગ્નિની સ્ત્રી સ્વાહાને પડતાં તેણે પોતે અગ્નિ ન જાણે તેમ તે ઋષિપત્નીઓનું રૂપ લેઇને અગ્નિના મનની તૃપ્તિ કરી; પણ અરૂંધતી મહા સતી હોવાથી તેનું રૂપ સ્વાહાથી લેવાયું નહિ. પછી સપ્તર્ષિઓને આ વાતની જાણ થતાં તેમણે પોતાની સ્ત્રીઓને દૂષિત ગણી તેમનો

ગ્લાનિ યુક્ત આવિયાં અજાતશત્રુ ધૌમ્ય જ્યાં,
ધર્મનંદને અપાર વા'લ દાખ્યું સૌમ્ય ત્યાં;
નારીને ગ્રહી ઉમંગ રંગથી રથે ગ્રહી,
ભીમ ભલ્લ બાણથી હણે વિમુખને સહી. ૬૪
ના લહે જયદ્રથો વદે સુશૂર પાર્થ તો,
બંધુ! ના લહું સનાથ શે હણો કુસાર્થ તો!
દુઃખ દઈજે ગયો કરો સુશોધ તેહની,
દીન દાસ મારથી ન કાંતિ શૂરદેહની. ૬૫
માંસથી વિહીન રે વિહંગમે વિહંગમો,
જાય તેમ શું કરો ધરોજ ધર્મના શમો;
સુણી વેણ ધર્મનાં થયોજ શાંત ભીમ તો,
બોલિયો પછે સુબંધું! જાવ લેઉં નીમ તો. ૬૬
જો ગયો જયદ્રથો રસાતળે મહાતળે,
સારથી પુરંદરો હણુંજ આજ તો બળે;

---

ત્યાગ કર્યો, તે ભેગો અરૂંધતીનો પણ ત્યાગ કર્યો. એવી રીતે અરૂંધતી પોતે નિર્દોષ હોવા છતાં પણ પોતાની શોક્યોના દોષથી દુઃખી થઇ હતી.

૬૪ સૌમ્ય–શીતળતાયુક્ત. રથે ગ્રહી–રથમાં લીધી. ભલ્લ બાણથી–ભાલાના આકારના બાણથી, અથવા સારા બાણથી, અથવા ભાલા અને બાણ બન્નેવડે. વિમુખને–યુદ્ધ છોડી નાઠેલાઓને. સહી–પકડીને કે નકી.

૬૫ ના લહે ઇ૦–જ્યારે જયદ્રથો ( જયદ્રથને ) ના લહે ( ન દેખે )–અર્થાત્ જયદ્રથ જ્યારે જોવામાં ન આવ્યો ત્યારે સુશૂર ( અતિ શૂરો ) પાર્થ વદે ( ભીમને ) કહે છે કે, હે બંધુ! જો શત્રુની સેનાને હું સનાથ ( નાથ–ધણીવાળી ) ના લહું ( નથી દેખતો ) તો તમે કુસાર્થ ( નિંદવા યોગ્ય ટોળા )ને શે ( શા માટે ) હણો છો? દીન ઇ૦–દીન દાસોને મારવાથી ( મારવા એમાં ) શૂર પુરૂષના દેહની કાંતિ શોભા નથી.

૬૬ હવે યુધિષ્ઠિર ભીમને કહે છેઃ માંસથી ઇ૦–માંસ રહિત વિહંગમે ( પક્ષી ઉપર ) જેમ બીજાં વિહંગમો ( પક્ષીઓ ) જાય, તેમ તમે શું કરો છો? ધર્મ ધરો–વીર ધર્મને ધારણ કરો, કેમકે હવે વીરધર્મ તજવાનો સમો નથી. અથવા વીરધર્મથી ના શમો–બંધ ન પડો–વીરધર્મ છોડી ભાગો નહિ. જાવ ( જાઓ )–તમે આશ્રમે જાઓ; હું નીમ ( પ્રતિજ્ઞા લેઉં છું ).

ધૌમ્યને કનિષ્ટ બંધુ દ્રૌપદી સમેતમાં,
જાવ આશ્રમે સુરાજ! આજ જાઉં ખેતમાં. ૬૭
દ્રૌપદી મનાવજો ન ગ્લાનિવાળી રાખશો,
'દોષ તાહરો નથી' સિદ્ધાંત સાર દાખશો;
ધર્મસૂનુ શું વદે હૃદેતણો મહાન જે,
એક ચિત્તથી સુણો સુણાવું સર્વ માન તે. ૬૮

## શ્લોક.

મહતા મહાન મણિતણી,
કહતા કવિ કરૂણા ઘણી;
ગરવી ગુરૂ ગતિને ધરે,
નરવીર તે વરને વરે. ૬૯

## વલણ.

વરને વરે ગુરૂગમ્યથી, મહાનના ગુણ ગાય રે;
વિપ્ર વાણી કલુષહારી, વર્ણવ્યે શું થાય રે. ૭૦

---

૬૭ ભીમની પ્રતિજ્ઞા કહી બતાવે છે: જો ઇ૦-જો જયદ્રથ રસાતળે કે મહાતળે જાય અને પુરંદર (ઇંદ્ર) તેનો સારથી થાય તો પણ આજ તેને બળે (બળથી) હું હણું. હે સુરાજ! (સારા રાજા-યુધિષ્ઠિર!) ધૌમ્ય, મારા કનિષ્ઠ બંધુઓ (અર્જુન. નકુળ અને સહદેવ) દ્રૌપદી સમેત આશ્રમે જાવ (જાઓ), અને અમો ખેતમાં (જયદ્રથને પકડવાના ખેતમાં) જાઉં (જઇએ છીએ).

૬૮ માન તે-ધર્મસૂનુનું માન અથવા મહત્તા યુક્ત વચન. ૬૯ શ્લોક-સંગતિકા છંદ (सजजग). મહતા ઇ૦—મહાન પુરૂષોમાં મણિરૂપ પુરૂષની મહત્તા. જે કવિઓ ઉપર (ગુરૂ)ની ઘણી કરૂણા હોય તે કહતા-કહી શકે છે. જે નરવીર (વીર પુરૂષ) ગુરૂની ગરવી ગતિને ધરે છે (સહન કરે છે)—અર્થાત્ સેવાદિકથી તેનું મન સંપાદન કરે છે તે (ગુરૂ પાસેથી) વરને વરે છે-વરદાન પામે છે.

૭૦ વરને ઇ૦—ગુરૂગમ્યથી (ગુરૂએ આપેલા જ્ઞાનથી) તે વરને વરે છે અને તેથી તે મહાનના ગુણ ગાય છે—ગાવાને શક્તિમાન થાય છે. કવિ પોતા-

# કડવું ૨૮ મું.

## શ્લોક.

વરમતિ જે વધો સરવ તે મનમાં વરણે,
વરણ રૂપે રૂડા સહુ વૃકોદર છું શરણે;
શરણ સુખે વસું ન ભયને સુણિયે કરણે,
કરણ બળે બળે અરિ ખરે ધન્યતા વરણે. ૧

## રાગ નટની દેશી.

સરસ શિખ તમારી, માનવી બંધુ! મેં તો,
હરષ ધરી તમે તો, જાવ વે'લાજ ચેતો;
નરસ વર કદી કો, દેવશા હારી રે'તા,
સ્પરશ નર કરે કો, તેહ જાણું હલેતા. ૨

---

ના સંબંધમાં વિનય પૂર્વક કહેછે કે, વિપ્ર વાણી ઇ૦—મારૂં કરેલું વર્ણન તો એટલા માટે સાંભળવું કે તે વિપ્રની વાણી હોવાથી કલુષહારી (પાપ નાશક) છે, વધારે વર્ણવ્યે શું થાય!

૧ શ્લોક કોકિલ છંદ ( ન જ ભ જ જ લ ગ ). ક્રોધના આવેશમાં આવેલા ભીમને શાંત કરી શીખામણ આપવાને, તેને ઠંડો પાડવાને યુધિષ્ઠિર યુક્તિ પૂર્વક વિનયથી કહે છેઃ વરમતિ ઇ૦-વરમતિ ( શ્રેષ્ઠ બુદ્ધિવાળો-ભીમ ) જે વધા તે સર્વને યુધિષ્ઠિર મનમાં વરણે છે-અર્થાત્ મનમાં ચિંતવે છે. (અને કહે છે કે ) વરણ ( વર્ણ-રંગ ) અને રૂપમાં રૂડા હે વૃકોદર! અમો તારે શરણે છું; તારા શરણથી અમો સુખે વસું છું તથા ભયને અમે કરણે ( કાને ) પણ સાંભળતા નથી. તુજ રૂપી કરણ ( સાધન ) ના બળે અરિ ખરેખર! બળે છે અને તારી ધન્યતાને વરણે છે! અથવા, કરણ ( કર્ણ-રાધેય ) બળે છે અને અરિ પણ બળે છે! **સિંહાવલોકન. નાગબંધ ચિત્રકાવ્ય.**

૨ રાગ નટની દેશી—માલિની છંદ (નનમયય). અમને તમે આશ્રમે જવાને કહો છો તે માનવા જેવું છે, ઇત્યાદિ વચનોથી યુધિષ્ઠિર પરાક્રમી ભીમને વખાણે છેઃ સરસ ઇ૦-સ્પષ્ટછે. જાવ-જાઓ (જયદ્રથને પકડવાને). નરસ ઇ૦-કોઇ નરસ (નઠારા)કે વર (ઉત્તમ) દેવશા (દેવ જેવા) હશે તો તે પણ તમારાથી હારી રહેતા (રહેછે). એમ છતાં પણ જે કોઇ નર (મનુષ્ય હોઇને) તમને સ્પર્શ કરે તેમને તો હું હલેતા ( અજાણ-કાચી બુદ્ધિવાળા ) જાણું છું.

વરસ દિન ઘટી તો, તુજને નાજ લાગે,
તરસ તનુ નિહાળ્યે, થાય શત્રૂ વિભાગે;
વર શશિજ લજાયે, સૂર્ય ભાળીજ ભાગે,
નર શકુનિ ન આવે, ભ્રાત! રે તારી આગે. ૩

તદપિ ધર મને તો, વેણ મારાં દ્ધયે છે,
જદપિ બળ અતોલે, નીતિ સાથી કહે છે;
મદપીન મહિષો જો, રીતિ ચૂકી રહે છે,
પદ પીઠ હરિ મૂકી, દેવી સાહ્યે વહે છે. ૪

ધર તન મન તે તો, સાક્ષ મારી તું ભાઈ!
વર અરજુન લેવો, સાથ તારી સજાઈ;
હર અસુર હણેછે, જે વિધે વિષ્ણુ સાઈ,
કર કર તિમ ભ્રાતા! બંધુ લેઈ વડાઈ. ૫

---

૩ શત્રુ જીતતાં તને કાંઇ વાર લાગવાની નથી એમ વર્ણવતાં કહે છે: વરસ ઈ૦–સ્પષ્ટ છે. તરસ ઇ૦–તારી તનુ (દેહ) નિહાળ્યે (જોવાથી) શત્રુઓ તરસ (ત્રાસ) પામીને વિભાગે થાય (નાશી જાય). વર ઇ૦–તને ભાળીને વર (ઉત્તમ) શશિ (ચંદ્ર) લજાયે (લાજે) અને સૂર્ય પણ નાશી જાય. શકુનિ–પક્ષી. અથવા શકુનિ નામે નર (પુરૂષ).

૪. દ્ધયે–એ. જદપિ ઇ૦–જો કે પોતાનામાં અતુલ્ય બળ હોય.તથા નીતિશાસ્ત્ર સાથી કહે છે–સોબતી રાખવાની આજ્ઞા કરે છે. યુદ્ધ કરવા જતાં સાથી રાખવાની જરૂરનું દૃષ્ટાંત આપે છે: મદ ઈ૦–મદવડે પીન (પુષ્ટ) એવો મહિષો (મહિષાસુર) જો રીતિ ચૂકીને રહે છે–અધર્મ કરે છે (ત્યારે તેનો વધ કરવાને) દેવી પણ હરિ (સિંહ)ની પીઠ પર પોતાનો પદ મૂકીને–તેનું વાહન કરીને (તે બાહાને પણ) પોતાની સાહ્યે (સાહ્ય કરવાને અર્થે) વહે છે–જોડે લેઇ જાય છે.

૫ સાક્ષ–સાક્ષી રૂપ વચન. સાથ ઇ૦–તારી સજાઈ (લ્હાઇની તૈયારી) માં સાથે લેવો. અથવા, સજાઈ–સહાયી. બીજું દૃષ્ટાંત આપે છે. હર ઇ૦–સ્પષ્ટ છે. વિષ્ણુ સાઇ–વિષ્ણુને સાહી–જોડે તેડી જઇને, અથવા વિષ્ણુ સહાયી વિષ્ણુની સહાયવાળા થઇને. લેઇ–સાથે લેઇને.

વળી મન ધર મારૂં, વેણ બીજું હું દાખું,
મળી જયદ્રથ જાયે, પ્રાણ લેવા ન ભાખું;
બળી ! મહત બળીના, ધર્મ જો તું ન રાખું,
બળી તનથકી હું તો, અગ્નિનો સ્વાદ ચાખું. ૬
ભગનીવર ન મારે, શૂર મોટા વદાયે,
લગની મન દયાની, છોડતાં શૌર્ય જાયે;
રગની રીત રગે તો, આવતા તે મપાયે,
અગનિ કશું ન મૂકે, શૂર તેને વદાયે ! ૭
શણી નૃપવર–વાણી, દ્રૌપદી બોલી ક્રોધી,
ગણી ન ગણી વિવેકી, વાણીને નાજ રોધી;
ભણી ઝટપટ વામા, શાસ્ત્ર બેસોજ શોધી !
વણી વણી પતિ માર્યા, બોધ આવેજ બોધી. ૮
પરમ હૃદય મારા, પ્રિય છે ભીમ ભાથી !
ધરમ તજે સહુ તો, મારવો મત્ત હાથી;

---

૬ એ વચન પૈકી, અર્જુનને સાથે રાખવા રૂપ એકવચન કહ્યા પછી હવે બીજું વચન કહે છે: વળી ઇ૦–સ્પષ્ટ છે. બળી ઇ૦–હે બળી (બળવાન ભીમ)! જો તું મહત બળીના ( મોટા બળિયા પુરૂષોના ) ધર્મ ન રાખું ( માન્ય નહિ કરૂં ) તો હું તનથકી બળીને અગ્નિનો સ્વાદ ચાખું–અગ્નિમાં બળી મરીશ.

૭ ભગનીવર—બનેવી. લગની–લાગણી. શૂર પુરૂષોના ક્રોધનું સ્વરૂપ કહી ભીમને શીખામણ આપે છે: રગની ઇ૦–તે ( શૂરાઓ ) તો રગની ( ક્રોધની ) રીતે રગે ( ક્રોધમાં ) આવતા મપાય છે ( સમજવામાં–જાણવામાં ) આવે છે; પણ ક્રોધમાં આવીને સૌનોજ એક સરખી રીતે વિનાશ કરે તેને કાંઇ શૂર કહેવાતો નથી. એ વાત દૃષ્ટાંતથી સ્પષ્ટ કરે છે: અગનિ ઇ૦–સ્પષ્ટ છે.

૮ શણી–સાંભળીને. ગણી ઇ૦–યુધિષ્ઠિરને વિવેકી ગણી ન ગણીને–યુધિષ્ઠિર વિવેકી છે કે અવિવેકી તેની દરકાર કર્યા વિના, અથવા, પોતાની વાણી વિવેકી છે કે અવિવેકી તેની દરકાર કર્યા વિના, વાણીને રોધી નહિ–પોતાની વાણીને અટકાવી નહિ–જેમ મોઢે આવ્યું તેમ બોલી. વણી ઇ૦–આવાજ બોધથી બોધીને તમે મારા પતિઓને વણી વણીને માર્યા છે!

કરમ કુડ વિચારી, રે હણો ભાથી સાથી,
શરમ શપથ મારા, જો ધરો કાળભાથી! ૯
ધરમસૂનુ સુણીને, બોલ શાણી સતીના,
વિનયથકી ઉચારે, શબ્દ મોટી મતિના;
અધમ કરમ કીધું, તોય મા'ભીમ વીરા!
યશવતી દુશલા જો, તે સ્મરો કુળહીરા! ૧૦
પરમ ધરમવાળી, જેહ ગાંધારી માતા,
સમરી મન વિચે તો, પ્રાણ લેશો ન આતા!
સુણી અતિશય માઠી, વાણી મોટા પતિની,
નયન રકત બાળા, નિંદતિ સુમતિની. ૧૧
ભીમ અરજુન વીરો, પ્રિય જો મારૂં ધારો,
અધમ મતિ હીણાને, આજ નિશ્ચેય મારો;
કુળકજળરૂપો એ, સૈંધવાધિપ ભુંડો,
વદું કશું હવિ વા'લા! ધર્મને તેજ રૂડો. ૧૨
પણ નવ કરશો જો, આપ અન્યાય મોટો,
ધરમ સુનૃપ કેરા, જે તજે થાય ખોટો;
હરણ કરી અરિ જો, જાય સ્ત્રીરાજ્યકેરૂં,
દીન થઇ વિલપે તો, ના તજાયે અવેરૂં. ૧૩

---

૯ શરમ ઇ૦—હે કાળભાથી (ભીમ!) જો તમે એ કામમાં શરમ ધરો તો તમને મારા શપથ (સમ) છે!

૧૦ મા'ભીમ—મહાભીમ. દુશલા—દુ:શલા (દુર્યોધનની બેન—જયદ્રથની સ્ત્રી). કુળહીરા—કુળમાં હીરારૂપ—ભીમ!

૧૧ આતા! (પોતાથી નાનાનું લાડનું સંબોધન). રકત—રક્ત. રાતાં નેત્રવાળી થઇને. સુમતિની—સારી બુદ્ધિવાળી.

૧૨ કુળકજળરૂપો—તેના પોતાના કુળમાં કાજળ રૂપ. વદું ઇ૦—હે વાહાલા! હું હવે બીજું શું કહું? ધર્મને મન તો તે રૂડો છે!!

૧૩ પણ ઇ૦—પણ જો આપ (મારા કહેવા પ્રમાણે) નવ (નહિ) કરશો તો મોટો અન્યાય થશે. શો અન્યાય થશે તે કહે છે: ધરમ ઈ૦—જે રાજા સુનૃ-

સુરીતિજ નીતિ શુક્રે, ભાખી છે ગ્રંથ સારે,
મન ગમતું પછી તો કીજિયે, રાય વારે;
ભડ ભીમ તવ બોલ્યા, વા'લી રીઝાવું તુંને,
મન ભય નવ ધારો, ભીમ જાણે ન હુંને. ૧૪
વદી ઇમ વળિયા બે, ભ્રાત મા'કાળભાથી,
પરણકુટી પધારો, બોલતા સર્વ સાથી;
ધરમ નકુલ નારી, ધૌમ્ય સે'દેવ દ્વિજો,
હરખી હરખી જાયે, ઉચ્ચરે શુભ દ્વિજો. ૧૫
અતળિ બળ કિરીટી, ભીમ વાંસે પળાયે,
નદી રૂધિર તણી ત્યાં, ચાલતી શે મળાયે;
રૂધિરજ જળ થાને, કેશ સેવાળ ઝાઝો,
વમળ સુકરિ કર્ણો, વાજીનો કાઠ બાઝ્યો. ૧૬

---

૫ (સારા રાજા)ના ધર્મ તજે તે ખોટો થાય. જો અરિ સ્ત્રી અને રાજ્યનું હરણ કરી જાય અને પછી તે દીન થઇને વિલપે તો પણ તેને અવેર (મોડો વેહેલો) તજાય નહિ (છોડી દેવાય નહિ). મતલબ કે જયદ્રથે તમારી સ્ત્રીનું હરણ કરીને સુનૃપના ધર્મ તજ્યા છે માટે તેને હણશો નહિ તો મોટો અન્યાય થશે. અથવા, જો આપ મોટો અન્યાય નહિ કરશો—ના કરતા હો તો, (હું કહું છું તે સાંભળો કે,) જે રાજા સુનૃપના ધર્મ તજે છે તે ખોટો થાય છે; અર્થાત્ તમે શત્રુને હણવા રૂપ સુનૃપના ધર્મ તજશો તો તમે પણ ખોટા થશો, એમ યુધિષ્ઠિરપ્રતિ પણ ધ્વનિ છે.

૧૪ સુરીતિ ઇ૦—પાછળ મેં જે કહ્યું તે નીતિની સુરીતિ શુક્રે સારા ગ્રંથમાં ( શુક્રનીતિ ગ્રંથમાં ) ભાખી છે. એમ છતાં પણ જો રાય ( યુધિષ્ઠિર ) વારે છે તો પછી મનગમતું કીજીએ. ભીમ જાણે ન હુંને—તું મને જાણતી નથી કે હું ભીમછું !

૧૫ ઉચ્ચરે ઇ૦—દ્વિજો ( પક્ષીઓ ) શુભ ( સારા શકુન વાચક શબ્દો ) ઉચ્ચરે.

૧૬ સંગ્રામ ભૂમિને સમુદ્ર રૂપે વર્ણે છે: રૂધિર ઇ૦— સ્પષ્ટ છે. વમળ ઇ૦—સારા હાથીના કાન રૂપી વમળ છે તેમાં વાજી ( ઘોડાઓ ) રૂપી કાઠ ( તણાઈ આવેલાં લાકડાંનો જથો ) બાઝ્યો છે.

નરમણિશિર પદ્મો, હસ્ત સર્પો સુંવાળા,
કરિરદ અતિ મોટા, મત્સ્ય જોનાર ભાળ્યા;
કચ્છપ શું હય માથાં, ડૂબતાં આવતાં ત્યાં,
રથ રૂપ નવકાઓ, ભાળતા આવતા જ્યાં. ૧૭
રથ બિચ રથિ મુઆ, તેહ હુઆ ઉતારૂ,
ખડકજ અસુહારી. મત્ત માતંગ ધારૂં;
તે ઉપર મણિ મૂક્યા, જેહ અંબાડી માંડી,
ધરમ કરમ ધારી, ગાડી દીવાજ દાંડી. ૧૮
તદપિ કરમ ફૂટ્યા, નાવિકો નાવ ભાંજે,
સુભગ અતિ ઉવારા, હસ્તી હાડો શું ગાંજે;
ત્રય ચતુરજ હાથી, બેટ રૂપે સિંકાયા,
તિ પર શું જન લેવા, આવતા ત્યાં વિંટાયા. ૧૯
ગીધ બગ શશમુખા, શ્વાનમુખા નરો શું.
સમડિ વદન શોભે, કાક બોલે કરો શું;
મૃગમુખ નવ કોયે, છે શૃગાળાં અનેકાં,
વરૂ વણિયર મુખાં, રીઝતાં ધારી નેકાં. ૨૦

---

૧૭ કરિરદ–હાથીના દાંત. હાથીના દાંતરૂપી મોટા મત્સ્ય જોનારાએ ભાળ્યા. નવકાઓ–નૌકાઓ. જ્યાં આવતા ( ભીમ અને અર્જુન ) રથરૂપી નૌકાઓ ભાળતા હતા.

૧૮ અસુહારી—પ્રાણઘાતક. મત્ત માતંગ–મદોન્મત્ત હાથીઓ. હાથી ઉપરની અંબાડીઓ જોઈને કવિ કહેછેઃ ધરમ ઈ૦–ઘણાં વાહાણ બચાવવા રૂપી ધર્મનું કર્મ ધારીને કોઈ ધર્મી પુરૂષે ખડક ઉપર દીવાદાંડી ગાડી ( દાટી ) હોય અને તે ઉપર મણિ ( પ્રકાશ આપવાને ) મૂક્યા હોય તેવા ત્યાં અંબાડી સહિત હાથીઓ પડ્યા હતા.

૧૯ તદપિ–દીવાદાંડી છે તોપણ. સુભગ–સુંદર. અતિ સુંદર ઉવારા શું હાથીના હાડોને ગાંજે ( જીતે ) એમ છે કે ? અર્થાત્ હાથીનાં હાડરૂપી તેમાં સુંદર ઉવારા ( ઓવારા ) હતા. જન–ગીધ વગેરે રૂપી. ( ૨૦ મી કડી સાથે અન્વય ).

૨૦ હાથી રૂપી બેટ ઉપર બેઠેલા પક્ષીઓને કવિ ઉત્પ્રેક્ષે છેઃ ગીધ ઈ૦–સ્પષ્ટ છે. નેકાં–માપ.

હરિ હરી સુપતાકા, ડાકિણી તેહ ધારી,
ભડ ભીમ સુધ્વજાને, જે હણી યોધ મારી;
કર ધરી ગણ ભૂતો, તૂત બોલીજ નાચે,
શું સુરભિ ઋતુ આવી, દંપતી જેથી રાચે. ૨૧

રમત ગમત એવો, જોઈ રીઝે વીરો તો,
( પણ ) નદી નવ ઉતરાયે, બ્હો ઉજાયે ધીરો તો;
પછિ હરિ મતિ ધારી, પૂલ બાણેથી બાંધ્યો,
દ્વય વીર પળિયા જ્યાં, રાય નિશાન સાંધ્યો. ૨૨
નજર નવ નખાયે, જે હશે દુષ્ટ આગે,
બળ સહિત વધૂ ભાગે વિરાગેજ રાગે;
તવ સુણી ગદ વાણી, ડારતાં કો અનાડી,
જયદ્રથ અરિ કોશે, એક તો છે અગાડી. ૨૩

---

૨૧ હરિ ઇ૦—હરિ ( અર્જુને ) શત્રુની જે સુપતાકા ( સારી ધ્વજ ) હરી ( હરણ કરી ) હતી તે ડાકિણીએ ધારી ( ધારણ કરી ) હતી. અને ભડ ( ભટ ) ભીમે યોધને મારીને જે ધ્વજને હણી હતી તે ધ્વજને ભૂતોના ગણ કર ધરીને તથા તૂત ( ફાવે તેમ ) બોલીને નાચે છે. ભૂત અને ડાકણોને નાચતાં જોઈને કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે, શું ઇ૦—આ તે શું સુરભિ ( વસંત ) ઋતુ આવી છે કે જેથી દંપતી ( સ્ત્રીપુરુષ ) રાચે ( ખુશ થાય છે ) !

૨૨ ઉજાયે—ઉતાવળા થાય છે—અકળાય છે. હરિ ( અર્જુને ). રાય ઇ૦—રાય ( જયદ્રથ )ને નિશાનમાં સાંધ્યો. અર્થાત્ પૂલ ઉપર થઈને નદીની પેલીપાર ગયા કે તરત જયદ્રથ તરફ નિશાન તાક્યું. **સંબંધાતિશયોક્તિ.**

૨૩. નજર ઇ૦—દુષ્ટ ( જયદ્રથ ) આગે ( આગળ ) હશે એવી નજર નખાતી નહોતી—અર્થાત્ જયદ્રથ નજરે પડે નહિ એટલે દૂર ગયો હતો. કેમકે તે વિરાગે ( દ્રૌપદી હાથ આવેલી ગઈ તથા ભાઈઓ મરી ગયા વગેરે કારણથી વૈરાગ્ય પામીને ) તથા રાગે ( પાંડવોથી પોતાનો પરાજય થયો માટે ક્રોધ પામીને ) બળ સહિત ( પોતાના સૈન્ય સહિત અથવા સંપૂર્ણ જોરથી ) વધારે ભાગતો (નાસતો) હતો. તવ ઇ૦—પછી ભીમ અને અર્જુને કો અનાડીને ( રાની માણસને ) ડારતાં તેના મુખથી ગદ વાણી ( કહેલી બિના ) જાણી કે અરિ જયદ્રથ અગાડી એક કોશ છે.

સુણી અતિશય સારી, વાણી ગાંડિવપાણિ,
તજો હવિ તમિ ઇને, ઘો થયું કાર્ય જાણી;
હરિ અદભુત ધારી, કર્મ ધ્યાને વિચારી,
પરહરી પીડ પાર્થે, અન્યની દુઃખકારી. ૨૪

રથ હય ઝટ હાંકયા, ચાલતા વારિરેલા,
મતિવર મતિ માને, શબ્દવેધી સવેળા;
સમરી વર ગુરૂને, દ્રોણનું નામ ભાખી,
શિલીમુખ ધનુ સાંધી, મારિયા અશ્વ લાખી. ૨૫

વળી શર બહુ મારી, રૂંધિયા યોધ તેના,
ઇકિ ગઉ અરિ આઘો, દેખતો હાથ જેના;
અરિ નિરબળ કીધો, આંચમાં આણી દીધો,
જયદ્રથ મન બાંધ્યો, આજ જાદશ વિંધ્યો. ૨૬

---

૨૪ સુણી ઇ૦—અનાડીના મુખથી અતિશય સારી વાણી સાંભળીને ગાંડિવપાણિ ( અર્જુને ) ભીમને કહ્યું કે હવે કાર્ય થયું છે એમ જાણીને તમિ ( તમે ) હવિ ( હવે ) ઇને ( એને ) તજી ઘો ( છોડી મૂકો ). હરિ ઈ૦—હરિ ( અર્જુને ) વિચારીને ધ્યાનમાં અદ્દભુત કર્મ ધારીને તે પાર્થે ( અર્જુને ) અન્યની ( પેલા અનાડીની ) દુઃખકારી પીડ ( ભીમના માર રૂપ ) પરહરી (તજી) —અર્થાત્ તેને ભીમથી છોડાવ્યો.

૨૫ જે અદ્દભુત ધાર્યું હતું તે કહે છેઃ મતિવર ઇ૦—બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ અર્જુને પોતાની મતિમાં સવેળા શબ્દવેધી ગુણ માન્યો અર્થાત્ શબ્દવેધી-પણાવડે કાર્ય કરવાનો બુદ્ધિમાં નિશ્ચય કર્યો. અથવા તે મતિવર સવેળા પોતાની મતિના માન ( માપ ) પ્રમાણે શબ્દવેધી ( થયો ). અથવા, તે મતિવર અને શબ્દવેધી અર્જુને પોતાની મતિના માને ( માપ પ્રમાણે ) દ્રોણનું નામ ભાખીને વર (ઉત્તમ) ગુરૂને સમરીને (સ્મરીને) ધનુ ઉપર શિલીમુખ ( બાણ ) સાંધીને તેના લાખી અશ્વ ( કીમતી ઘોડા ) માર્યા.

૨૬ રૂંધિયા—રોધ્યા જયદ્રથની પાસે જતાં અટકાવ્યા. અથવા અકળાવ્યા. ઇક ઈ૦—અરિ એક ગાઉ આઘો છતાં જેના હાથ દેખતો હતો.

અરિ અરિ અરિ દેખે, અન્ય ત્યાં તો ન પેખે,
કરમતણી કુરેખે, દુ:ખ સે'તો વિશેખે;
હરિ મૃગગણ સા'વા, આવતા બે લજાવા,
મરણશરણ જાવા, અંગ ચિંતા પજાવા. ૨૭
અતિ બલિ વીર બેને, જોઈ નાઠોજ, તેને,
દ્વય અનુજ સુવ્હેને, ભાળી આંધી સુનેને;
સ્વય રથ હરિ મુઆ, યોધ થાતા સ્વ જુઆ,
નૃપમણિ ઋણિ હુઆ, સા'ય કષ્ટે અસૂયા. ૨૮
તદપિ સુનૃપ નાઠો, સર્વ અંગેથી ગાઠો,
મન તન ધન ગાઠો, રે પડ્યો છેય ભાઠો;
રથ મૂકી પગપાળો, નાસતો રાય ભાળ્યો,
ધઈ ધઇ હરિ વાળ્યો, રાય રે' તો ન ખાળ્યો! ૨૯

---

૨૭ વિશેખે-વધારે. હરિ ઇ૦-મૃગ (હરિણ) ના ગણ (ટોળા) ને સા'-વા (પકડવા) ને તથા જયદ્રથને લજાવા (લજાવવા) ને તેમજ તેના અંગમાં ચિંતા રૂપી પજાવા (ઈંટોનો નીમાડો) ભરીને તેને મરણશરણ જવા માટે-મરણને શરણ મોકલવા માટે બે હરિ (સિંહ રૂપ ભીમ અને અર્જુન) આ-વતા હતા.

૨૮ અતિ ઇ૦—અતિશય બલિ (બળવાન) બે વીરને જોઈને જયદ્રથ નાઠોજ, અને દ્વય (બે) અનુજ (ભાઈઓ) ને સુવ્હેને (સારા વેહેન-વાહન-રથમાં) જોઈને તેને સુનેને (સારા નેત્રોમાં) આંધી (આવી). અર્થાત્ બે ભાઈઓને પોતાની પાછળ આવતા જોઈને તે આંધળોજ બનીગયો—દિશાશૂ-ન્ય થઈ ગયો. દિશાશૂન્ય થવાનું કારણ કહેછે: સ્વય ઇ૦-સ્વય (સ્વીય-પોતાના) રથના હરિ (ઘોડા) મૂઆ, પોતાના યોધ પોતાનાથી જૂદા થાતા (અર્જુને બાણોવડે જૂદા પાડ્યા હતા), નૃપમણિઓ (જેઓએ જયદ્રથને માટે યુદ્ધમાં પ્રાણ તજ્યો હતો તે) ના પોતે ઋણી (દેવાદાર) હુઆ (થયા), તેમજ અ-સૂયા (પાંડવોનો ઉત્કર્ષ ન સહન થવા રૂપ દુર્ગુણ) તેને સા'ય (પકડે) અને કષ્ટે (દુ:ખ દે). અર્થાત્ અસૂયાને લીધે તેનું હૃદય પરિતાપ પામતું હતું. ૨૯ ગાઠો-ઘસાયો.ભાઠો-ઢીલો. હરિ (અર્જુને).

તવ અરજુન બોલ્યા, શો હરી રે ! અમોલ્યા,
હવિ નવ જવું ડોલ્યા, જો ન તેં તોલ તોલ્યા;
બૃહત ગરત મૂકી, (સ્વ) દાસ જોતો ન ઢુંકી,
અરિ સનમુખ ચૂકી, ભાગતો ધૂળ બૂકી !! ૩૦
નહિ નહિ શૂર શાણા ! આમ ભાગીશ રાણા !
ન યમઘર પરાણા, થા તું ભૂપાળ શાણા !
રણ વિચ અરિ છોડી, રાખતો દેહ દોડી,
જીવિત કીડી મકોડી, તેહની એહ જોડી. ૩૧
ભગ ભગ ભગ ભાગે, શત્રુ તોયે ન ત્યાગે,
પછી નૃપવર રાગે, શેન આવી તું લાગે;
અપરિમિત કુવેણે, રાય ઊભો ન શેણે !
તવ ભીમ ભડ તેણે, વારિયો રક્ત નેણે. ૩૨
ઊભ ઊભ ઊભ કે'તો, રે જરા સ્વાદ લે તો !
હવિ ચિત વિચ ચેતો, મારૂં આજે અમે તો;

---

૩૦ શો ઇ૦—અમોલ્યા ( અમૂલ્ય ) એવી દ્રૌપદીને તેં શો ( કેમ ) હરિ? રે !—તિરસ્કાર વાચક સંબોધન. હવિ ઇ૦—જો તેં પ્રથમથીજ તોલ તોલ્યા નહિ—પોતાના અને શત્રુના બળની વિવેકથી તુલના કરી નહિ, તો હવિ (હવે) ડોલ્યા જવું ( ડોલવું ) નહિ—અર્થાત્ હવે નાસવું શું કરવા જોઇએ ? બૃહત ઇ૦—તું પોતાના દાસ (સેવકોને) શત્રુના માર રૂપી બૃહત ( બૃહત્—મોટા) ગરત ( ગર્ત —ખાડા )માં મૂકીને હવે તેમની ભણી ઢૂંકી જોતો નથી, અને અરિની સન્મુખ ( સામે ) થવાનું ચૂકીને ધૂળ બૂકીને ભાગે છે !!

૩૧ ન ઇ૦—હે શાણા ભૂપાળ ! તું યમના ઘરનો પરાણો ન થા—અમારી પાસેથી નાશી જવાનો યત્ન કરીને મૃત્યુ ન પામીશ !

૩૨ પછિ ઇ૦—હે નૃપવર ! પછી તું રાગે શે ન આવી લાગે ?—યુદ્ધ કરવા કેમ સામો થતો નથી ? અપરિમિત—અપાર. વારિયો ઇ૦—ભીમે તેને પોતાનાં રક્ત નેત્રવડે વાર્યો—અટકાવ્યો.

વદી ઇમ રથ હેઠો, કૂદતો દીર્ઘપેટો,
ધરણી તરણિ ભેટ્યો, તેમ નાઠો અખેટ્યો. ૩૩
અરજુન તવ વારે, ભાઈ! એને ન મારે,
ભગિની સુમન ધારે, આજ આવી વિચારે;
સમરણ કર ભાઈ, જેહ થાયે સગાઈ,
ધરણી ધર ભલાઈ, ભાગતો છો લજાઈ! ૩૪

## શ્લોક.

વાઘને ડાઘ તીરે કરી,
નાગને પાગ શીરે ધરી;
આગને ભાગ ધીરે જરી,
ભાગને ડાઘ વીરે વરી! ૩૫

## વલણ.

વીરવરી વર ભાગ્યને, લગાડયો રાયે ડાઘ રે;
વિપ્ર પ્રેમાનંદ વર્ણવે, જયદ્રથ પડિયો પાગ રે. ૩૬

---

૩૩ ઊભ–ઉભો રહે. દીર્ઘપેટો–લાંબા પેટવાળો–ભીમ. ધરણી ઇ૦–જેમ તરણિ ( સૂર્ય ) ધરણીને ભેટયો હોય–સૂર્ય પૃથ્વીપર આવ્યો હોય તેમ પ્રતાપી ભીમ રથ ઉપરથી હેઠો કૂદી પડયો તેને જોઇને અખેટયો ( આખેટ–શિકારમાં આંતરેલો પશુ વગેરે ) નાસે તેમ જયદ્રથ નાઠો, એ ભાવ છે.

૩૪. ભગિની ઇ૦–આજ વિચારે આવીને (વિચાર કરીને) ભગિની (દુઃશલા) ને મન ધારે–તું મનમાં ધર. અર્થાત્ જયદ્રથને મારવાથી બેન દુઃશલાને રડાપો આવશે તે વિચાર કર. ધરણી–ધરણીમાં (પૃથ્વીમાં). ભાગતો ઇ૦–જયદ્રથલજાઈને (લાજ પામીને) છો ભાગતો!

૩૫. શ્લોક–મહાલક્ષ્મી છંદ (ત્રણ રગણ). વાઘને ઇ૦–તીરવડે વાઘને ડાઘ (ક્ષત–ઘા) કરીને, નાગને શિરે પાગ (પગ) ધરીને તથા જેમ આગને કોઈ પદાર્થનો જરી ભાગ ધીરે તેમ કરીને–બળતી ઝાળમાં પડીને, જયદ્રથે વીરોએ વરી (વરેલી દ્રૌપદી) ના ભાગને (ભાગ્યને) ડાઘ લગાડયો! અર્થાત્ શ્લોકના ત્રણ ચરણોમાં કહ્યું છે તેના જેવું જીવના જોખમનું કામ કરીને વીર પુરૂષોની સ્ત્રીને તેણે હરણ કરીને કલંકયુક્ત કરી છે! આ શ્લોક અશ્વગતિ રથગતિએ વાંચી શકાયછે, માટે ચિત્રકાવ્ય છે. ચતુઃપુષ્પ હારબંધ.

## કડવું ૨૯ મું.

### શ્લોક.

**હરણ કરિ ધર મમ શરણ,**
**શરણદ ન કર મમ ધરણ;**
**ધરણ પડિ પડિ પિત વરણ,**
**વરણશ ન વરપતિહરણ.** ૧

### શ્લોક.

રે ન નાસ ઊભ આજ, ભીમ હું,
નાશી ક્યાં જઇશ શૂરસીમ! તું;
મા'તળે વિતળમાં નભે ગયો,
આણિયો ધરણી શોકને સ'યો. ૨

ઊભ મૂઢ ઊભ દુભ ના હવે,
ઝાડ વા ગુરૂ કરાડ જો લવે;

---

૧ શ્લોક–તરલનયન છંદ ( ચાર નગણ ). હરણ ઇ૦–ભીમ કહે છે કે, હે જયદ્રથ! તું હરણ કરીને મારૂં શરણ ધર–મારે શરણે આવ; કેમકે મમ કર ધરણ–મારા હાથને ધારણ કરે એવો બીજો કોઇ તારો શરણદ ( શરણ આપનાર ) ન ( નથી ). અર્થાત્ તને મારતાં મારો હાથ કોઇ અટકાવી શકે એમ નથી અથવા મારા હાથનો માર સહન કરી શકે એવો કોઇ નથી કે જે તને શરણે રાખે. ધરણ ઇ૦–ધરણ ( ધરણી ) ઉપર પડી–પડીને પિત ( પીત –પીળા ) વરણનો–ફીકો થઇ ગયેલો તું વરપતિ ( ઉત્તમ સ્વામીઓવાળી–દ્રૌપદી )નું હરણ વરણશ ( વરણીશ—વખાણીશ ) ન ( નહિ ). અર્થાત્ હવેથી તું દ્રૌપદી જેવી સ્ત્રીઓનું હરણ કરવું ઠીક નહિ ગણે. **સર્વ લઘુ, સિંહાવલોકન, નાગશિશુકુંડલિબંધ ચિત્રકાવ્ય.**

૨ શ્લોક–રથોદ્ધતા ( જ ન ર લ ગ ). શૂરસીમ–શૂરાતનની સીમા રૂપ! ( વક્રોક્તિ ). આણિયો ઇ૦–તોપણ શોકને સહ્યાને ( શોક સહેનારાને )— તને ધરણીમાં આણ્યો એમ જાણ.

મારૂં તેથી, નવ જો રહે ઊભો,
ભીમ નામધર જો અરિ દુભ્યો. ૩

જો ગયો અસુ હવે પશુ! પળે,
એમ બોલી હરિનાદથી બળે;
દોડતો પકડવા ભણી હરે!
વ્યાઘ્રશો હરણની પરે ખરે. ૪

વાયુસૂનુ નિધિ કૂદવા ચહે,
વારિ જેમ વડવાનળો દહે;
વૃત્રને શચીપતિ જશો મરે,
સર્પને ગરૂડ જે વિધે હરે. ૫

સિંહ જેમ કરિયૂથ ઉપરે,
રે! કપોત પર બાજશો તડે;
કંપતો મન ઘણો બની દીનો,
નાસતાં પડી જતો ખરે હીણો. ૬

---

૩ ઝાડ ઈ૦—જો તું લવે (લવારો કરે) અને જો તું ઊભો ન રહે તો ઝાડ અને ગુરૂ (ભારે) કરાડ (પર્વતના કરાડા), તેથી (તે વડે) મારૂં. ભીમ ઈ૦—તો અરિદુભ્યો (શત્રુને દુભનાર) ભીમ નામધારી મને જાણજે. અથવા અરિ દુભ્યો—હે અરિ જો તેં મને દુભ્યો તો.

૪ જો ઈ૦— હે પશુ! હવે પળે (પળમાં) તારો અસુ (પ્રાણ) ગયો એમ જો (જાણ). હરિનાદથી—સિંહગર્જનાથી. વ્યાઘ્રશો— વાઘ જેવો.

૫ વાયુસૂનુ—હનૂમાન. નિધિ—સમુદ્ર. વડવાનળો—વડવાનળ અગ્નિ. પુરાણોમાં કહેછે કે વડવાનળ અગ્નિ સમુદ્રમાં રહેછે તથાપિ તે હોલાતો નથી, અને સમુદ્રના જળનું શોષણ કરેછે. વૃત્ર—વૃત્રાસુર નામે દૈત્ય. શચીપતિ —ઈંદ્ર. જશો—જેવો—જેમ.

૬ કરિયૂથ—હાથીનું ટોળું. કપોત—હોલો. દીનો—દીન—ગરીબ. હીણો—અધમ (જયદ્રથ).

ઇંદ્ર ને યમજશા બળે પળે,
કો' પછી નર પળે કશું વળે;
હારિયો અતિ ઘણુંય દોડતાં,
કંપતાં જરી ન જંપ જોડતાં. ૭
તોય તે નવ બચ્યો અરિથકી,
ભીમ આવી મળિયો બળે નકી;
શીર્ષકેશ ધરતો વૃકોદરો,
સાંય કાક બળ પારધી ખરો. ૮
અંગ વાંક મદ જે ગળી ગયો,
સિંહ સાંય હરણા જશો થયો;
શર હાથ અરિ, વાઘ ભક્ષને,
બાજ શું તજિ દિયેજ લક્ષને? ૯
નાગ શું નવ ડસે પગે હણ્યે?
લાગમાં દુરજનો ધરી ગણે?
વેદપાઠી મહીદેવ શાપને-
કો' ગણે કદી વદો વિલાપને! ૧૦

---

૭. ઇંદ્ર ઇ૦-જો ભીમની આગળ ઇંદ્ર અને યમ જેવા પણ બળથી પળે-તેઓ પણ મહા મેહેનતે નાશી શકે તો પછી કહો કે નર ( માણસ ) પળે તો તેનું કશું વળે વારૂં ? ૮ શીર્ષકેશ—માથાના વાળ. કાક—કાગડાને. બળ—બળથી.

૯ અંગ ઇ૦-તેના શરીરનો વાંક (ટેડાઈ-વાંકાપણું) અને મદ જે હતો તે ગળી ગયો અને સિંહ જેમ હરણાને સાંય (પકડે) એટલે સિંહના સાહાવાથી હરણું જેવું થાય તેના જેવો થયો. લક્ષ-ચોટ-નિશાન.

૧૦ લાગમાં ઇ૦-દુરજનો ( બીજાઓને ) લાગમાં ( દાવમાં ) ધરીને પછી ( પાપ પુણ્ય વગેરે કશાને પણ ) ગણે છે શું ? વેદપાઠી ઇ૦—વેદ પાઠી ( શ્રોત્રિય ) મહીદેવ (બ્રાહ્મણ) શાપ દેવા તૈયાર થયો હોય તે વખતે તમે કદી વિલાપને વદો-વિલાપ કરો તો પણ તેને ગણેછે શું ?

તેમ ભીમ ભટ દીનતા થકી,
શત્રુને નવ મૂકે ધરી નકી;
રે અરિ જગતીમાં ધરી કરી;
રીસથી રગડતો ન ભે જરી. ૧૧

તાડતો શિર ધરી કરે અતિ,
ગાડતો ઊરવી મૂઢ જે મતિ;
પાડતો વળી રમાડતો બળે,
એક હાસ્ય અસુ એકના પળે. ૧૨

ક્રોધથી તવ લહ્યો અસુ ધરે,
મારિયો ધસી ધસી વળે ખરે;
માર્ણ તોય નવ રાયનું લહે,
માર મોઘમ ઘણો અરિ સહે. ૧૩

લાલ આંખ તવ તો કરી મદે,
મારી લાત શિરમાં બળે વદે;
એજ આ હરણ સિંહ શું થયું!
બોલ મૂઢમતિ! વીર્ય ક્યાં ગયું! ૧૪

---

૧૧ ધરી–પકડી. જગતીમાં–પૃથ્વીમાં. ધરી–મૂકી. ભે–ભય. ૧૨ ગાડતો –દાટતો–ઊરવી (ઊર્વી)–પૃથ્વીમાં. મૂઢ ઈ૦–જે મૂઢ મતિવાળો છે તેને (જયદ્રથને). પાડતો–ઊંચેથી નીચે પાડતો–પછાડતો. રમાડતો-જયદ્રથ રૂપી રમકડાને ઉછાળી પછાડીને તેવડે ગમ્મત કરતો. એક ઇ૦–એવી રીતે એક (ભીમ) ના મનમાં હાસ્ય છે અને એક (જયદ્રથ) ના અસુ (પ્રાણ) પળે (જાય) છે!

૧૩ લહ્યો ઈ૦—એટલે મારતાં છતાં પણ હજી તે અસુ પ્રાણ) ધરેછે–જીવેછે એમ ભીમે તેને લહ્યો–જાણ્યો, તવ (ત્યારે) ક્રોધથી ધસી ધસીને તેને ખરા વળમાં (મર્મસ્થાનમાં–ખરો વળ જોઈને) માર્યો. મોઘમ–છાનો–બાહાર ન દેખાય એવો.

૧૪ એજ ઇ૦—તેં જે હરણ કર્યું હતું તેજ આ હરણ (દ્રૌપદીનું હરણ રૂપ હરણ—મૃગ) સિંહશુ (સિંહ જેવું) થયું! અર્થાત્ તેં તો ધાર્યું હતું હરણ, પણ તે તો સિંહ થઈને તારો પ્રાણ લે છે! **વિષાદાલંકાર.**

બોલીને ઉદર જાનુ ધારતો,
ભેરવી વજરશા તિ મારતો;
હાથ ઘોલ મુકિયો હણે ઘણી,
જેથી તે વિહવળો ગયો બાણી. ૧૫
મૂર્છના મરણશી વળી નહિ,
તોય તે કચરતો ન રે' સહી;
રાય સુણ હરિ ત્યાંહિ શું ભણે,
ક્રોધયુક્ત લહી ભીમને રણે. ૧૬
દુઃશલા મન ગણી તજો હવે,
શૂર જે વળી શબો હણે કવે?
ભીમ ભટ તવ ત્યાં વદે મદે,
દ્રૌપદી દૂભવી તે ભૂલ્યો હદે? ૧૭
શું કરૂં ધરમસૂનુ ના કળે,
બા-ળશો તું પણ ના મળે બળે;
રે દયા! હૃદયમાં દયા વશી!
ધિઃક શૂર અરિ જો ખસે ચશી. ૧૮
શું અલ્યા દ્રુપદબાળિ કાળીને,
કલેશ આપી જીવશે હું ભાળીને!
દુષ્ટ છે અધમ એ ન મૂકવો,
ચીરીને રગ રગે થઉં નવો! ૧૯

---

૧૫ બોલીને ઇ૦-એમ બોલીને ભીમ જયદ્રથના ઉદરમાં જાનુ—ઘૂંટણુ ધારતો, અને તે વજરશા (વજ્ર સરખા) ઘૂંટણુ તેના પેટમાં ભેરવીને તે તેમાં મારતો—મારવા લાગ્યો. વિહવળો ઇ૦—તે વિહ્વળ બની ગયો.

૧૬ મૂર્છના—મૂર્છા. રાય ઇ૦—(જૈમિનિ કહે છે) હે રાય! સાંભળ. હરિ—અર્જુન. રણે—સંગ્રામમાં.

૧૭ કવે-કઈ વેળાએ?-ક્યારે? ૧૮. ના કળે-નથી સમજતા. બાળ ઇ૦-તું પણ બાળક જેવો છે અને તારામાં બળ પણ ના મળે-નથી.

૧૯ હું ભાળીને—મને જોઈને. ચીરીને ઇ૦—એને રગે રગે ચીરીને હું નવો થઉં—લોહિથી રક્ત થઈને નવીન બનું!

એમ બોલી ચૉરતો પદા ધરી,
અર્જુને સુભટ વારિયો ફરી;
બાળ! આજ અરિ દેહ શેષને,
રાખું કારણ તું, મૃત્યુ એષને. ૨૦
તોય જો મરણ તોલ એ કરૂં,
અર્ધચંદ્ર શરથી ખરે વરૂં;
બોલી એમ મૂકતા ગ્રહે પછે,
મારી બાણ પટિયાં કરે અછે. ૨૧
પાંચ શીશ પટિયાં ભલાં કર્યાં,
તેજ વીર્ય સરવે અરિ હર્યાં;
જે ઘટે ન ઘટે તશાં કહ્યાં,
વેણ તે દુરજને સહુ સહ્યાં. ૨૨
રે પછે મહત ભીમ ભાખિયો,
જીવતો સુહૃદ બેય રાખિયો;
જો મને જીવવું મૂઢ રે! ગમે,
દાસ થા અમતણો બધે સમે. ૨૩

---

૨૦ બાળ ઇ૦—અરે બાળક! (બાળકબુદ્ધિવાળા અર્જુન!) આજ હું અરિ (જયદ્રથનો) દેહ શેષ રાખુંછું તેનું કારણ તું છે; નહિ તો એષને (एतत् શબ્દનું પુલ્લિંગે પ્રથમાનું એકવચન एष થાયછે તેને બીજી વિભક્તિ લગાડતાં થયેલું રૂપ—એહને) મૃત્યુ છેજ.

૨૧ વરૂં—પસંદ કરૂં. અર્થાત્ અર્ધચંદ્ર બાણવડે હું એને (વિરૂપ કરવાને) પસંદ કરૂંછું. મૂકતા—મૂગાપણું. અર્થાત્ એટલું કહીને ભીમ છાનો રહ્યો. મારી ઇ૦—તેને બાણ મારીને તેને માથે અછે (સારી રીતે) પટિયાં કરે—માથે પટા પાડ્યા. ૨૨ પાંચ-(પટિયાંનું વિશેષણ). અરિ-શત્રુનાં. તશાં—તેવાં વચન.

૨૩ સુહૃદ બેય—બે ભાઇઓ—યુધિષ્ઠિર અને અર્જુન. બધે સમે—તમામ વખતે.

કો તુને કદી પૂછે તું કોણ છે,
દાસ પંચ વીરનો ઇંધાણ છે;
ચિન્હ છે સમરમાં અરિ જીત્યો,
બોલતો નૃપ અતિ મને ભીત્યો. ૨૪
શિથલો વિથિલ જે થયો ઘણો,
એમ હું વદીશ દાસ તો બન્યો;
જીવતો વરમતે! કદી રહું,
દાસ છું જગતી દાસ તો કહું. ૨૫
સુણીને ભીમ ભડે રથે ગ્રહ્યો,
વાન ભાન વિહીનો બળે સહ્યો;
અંગ લેપન રજે, રજ્જુવડે,
બાંધિયો ઝકડી રે રખે પડે. ૨૬
બેસતો રથ પછે વૃકોદરો,
પાર્થ ત્યાં સજ થઇ પૂંઠે પળ્યો;
આવિયા ધરમસૂનુ જ્યાં હતા,
દાખવ્યા અધમને કરી છતા! ૨૭
ધર્મનંદન વદે તદા ભલા,
છોડિયે ગઇ હવે શી છે બલા;
ભીમ ત્યાં ગરજિને વદે બળે,
ના મળે કર ધર્યો ઘણે વળે. ૨૮

---

૨૪ ઇંધાણ–એંધાણી—નિશાની. ચિન્હ ઇ૦—સમર (સંગ્રામ)માં અરિએ મને જીત્યો તેનું આ ચિન્હ છે! નૃપ—(જયદ્રથ). ભીત્યો—(લાજ જવાથી તથા મૃત્યુની અણીપર હોવાથી) ભય પામેલો.

૨૫ શિથલો વિથિલ–શિથિલ વિથિલ. વરમતે!—હે ઉત્તમ બુદ્ધિવાળા! જગતી–જગતમાં અથવા પૃથ્વીમાં.

૨૬ વાન ઇ૦—વાન (વર્ણ) અને ભાન વિહીનો–ભૂમિ ઉપર રગદોળાવાથી તથા ભયથી શરીરનો રંગ જેનો બગડી ગયો છે એવો તથા ભાન ભૂલી ગયો છે એવો. બળે સહ્યો–બળથી પકડયો. રજે–ધૂળવડે. રજ્જુ–દોરડી.

૨૭ દાખવ્યા—બતાવ્યા. (બહુવચન વક્રોક્તિમાં છે). ૨૮ વળે–બળથી,

બંધુ આ અધમ દાસ આપણો,
આજથી થઈ રહ્યો રૂચે ભણો;
પામિયો પરમ દાસભાવને,
વામિયો ધરમ રાય લા'વને. ૨૯

જીવિયો કરગરી અતિ અતિ,
તોય મેં નવ કરી દયા રતિ;
પૂજિયો કુસુમ પર્ણથી ફળે,
તોય પંચપીયૂષે ધરી કળે. ૩૦

તાંદુલો ઉપર નાખિયા ઉભી,
આરતી કપુરથી કરી ખુબી;
ધૂપ તો અગરબત્તિથી કર્યો,
હાથ જોડી ફૂદડી ઘણી ફર્યો. ૩૧

---

યુક્તિથી. જો એકવાર હાથમાં આવેલો શત્રુ ગયો તો તે ફરીને ઘણી યુક્તિથી પણ મળતો નથી–હાથમાં આવતો નથી.

૨૯ આ અધમ–( જયદ્રથ ). રૂચે ભણો–હવે જે ગમે તે કહો. દાસભાવને—દાસપણાને. વામિયો ઇ૦—તે ધર્મના અને રાજાપણાના લાહાવને વામિયો—તે લાભ તેણે તજ્યા.

૩૦ જયદ્રથના ઉપર ભીમે દયા ન કરી ત્યારે શું કર્યું ? તેનો ખુલાસો તે પોતેજ વ્યંગમાં કહે છે કે, મેં એની પૂજા કરી–અર્થાત્ માર્યો. કેવી રીતે માર્યો તે પૂજાના રૂપમાં કહી બતાવે છેઃ પૂજિયો ઇ૦—તેને કળે (કળથી) ધરીને ( ઝાલીને ) કુસુમ ( પુષ્પ ), પર્ણ (પત્ર ), ફળે ( ફળવડે ), તોય (જળ), પંચપીયૂષે ( પંચામૃત–દૂધ, દહી, ઘી, મધ, ખાંડવડે ), તેને પૂજ્યો. આ પૂજામાં તિરસ્કાર વચન રૂપી પુષ્પ, તમાચા રૂપી પત્ર, મૂક્કીઓ રૂપી ફળ, પરસેવા રૂપી જળ, અને રૂધિર વગેરે પંચામૃત સમજવાં.

૩૧ સ્નાન કરાવ્યા પછી શું કર્યું તે કહે છે! તાંદુલ ઇ૦–સ્પષ્ટ છે. ફૂદડી ફર્યો–પ્રદક્ષિણા કરી. આ જગોએ પણ પાછળની પેઠે ગદા પ્રહાર રૂપી ચોખા ચઢાવવા, હાથે ઝાલીને તેને વીંઝવો એ આરતી ઉતારવી, યુદ્ધ કરતાં ઉડેલી ધૂળ રૂપી ધૂપ, મારતાં આમ તેમ ફરવું એ પ્રદક્ષિણા સમજવી.

બંધુ! મેં વિનવી પાણિ જોડિયા,
આ ભિયા તવ થયા સજ્જોડિયા;
એ 'વરં બ્રૂહિ' મુખેથકી ભણ્યા,
માગિયું અરપવા ધની બણ્યા. ૩૨

મેં તવે વિનતિ તો કરી ઘણી,
બે વરો અરપિયાં ભલાં ગણી;
એક દાસ થઇ રે' અસુ સુધી,
અન્ય વા'લી રીજવી છૂટે બુધી. ૩૩

બે વરો અરપી આવિયા જુઓ,
તેજથી તપન સંશયો ખુઓ;
વ્યંગ્ય વાણી વદી ફૂલતો મને,
હે પ્રિયા! વદ હવે રૂચે તને. ૩૪

ધર્મનંદન કહે તજો તમો,
માન્ય જો મનથકી ગણો અમો;

---

૩૨ બંધુ ઇ૦—હે બંધુ! મેં જ્યારે વિનવીને પાણિ (હાથ) જોડયા ત્યારે આ ભિયા (જયદ્રથ) સજ્જોડિયા થયા—અમારી સાથે આવ્યા. એ ઈ૦—એ મુખેથકી (મુખથી) ભણ્યા—બોલ્યા કે 'વરંબ્રૂહિ' (વરદાન માગ), અને એવી રીતે માગેલું આપવાને ધની (ધનવાન—ગૃહસ્થ) બન્યા. અહીંઆં પણ, તેને બાંધવાને તેના હાથ એકઠા કરવા એજ હાથ જોડવા, તેને દાસ થવાનું કહેવું એ પ્રાર્થના, 'હું દાસ છું ઇત્યાદિ' જે જયદ્રથ બોલ્યો તે 'વરદાન આપવું', વગેરે યથાયોગ્ય સમજવું.

૩૩ વરો—વરદાન. અસુ સુધી—જીવતાં સુધી. અન્ય ઇ૦—અન્ય (બીજું વરદાન) એવું કે, વાહાલી (દ્રૌપદી) ને રીઝવીને એ બુધી (મૂર્ખ) છૂટે. (મશ્કરી રૂપ માન કથન કરવામાં 'બુધી' વિશેષણ લગાડતાં દોષ નથી).

૩૪ તેજથી ઇ૦—એ તેજથી તપન (સૂર્ય) જેવા છે! વ્યંગ્ય—મર્મની. રૂચે ઈ૦—તને ગમે તે કહે.

પાપ રૂપ ફળ એહને મળ્યાં,
અંગરંગ ઉછરંગ તો ટળ્યાં. ૩૫
પ્રાણ જાય પળમાં અમો તણો,
મૂકશો નહિ અરિ દયામણો;
એમ બોલી દીનતા ધરે નરી,
તોય ભીમ ભટના મેંકે અરિ. ૩૬
દ્રૌપદી સમજી ધર્મ જે સતી,
બોલી બાળી તવ તો ગ્રહી મતિ;
જો અલ્યા! દરભ આ મુનિતણા,
આસનો અશન-થાનકો ઘણાં. ૩૭
વિંખી સે'જ પળિયો મને ગ્રહી,
ના લહી શીખ રૂડી તને કહી;
દુઃખી મુનિ ગરવા કર્યા સહુ,
માહરાં દુખ તને કશાં કહું! ૩૮
તોય જો ધરમસૂનુ રીઝવું,
છોડવું દુરગુણો ન ખીજવું;
મૂકિયે મમ પતિ પ્રિયે હવે,
દાસ ધર્મસૂનુનો થયો જવે. ૩૯

---

૩૫ ધર્મનંદન ૪૦-ધર્મનંદન કહે છે કે જો તમો અમો (ને) મનથકી માન્ય ગણો તો ( જયદ્રથને ) તજો. ઉછરંગ-ઉલ્લાસ-હર્ષ. ૩૬ મૂકશો ઇ૦-જો છોડી મૂકશો નહિ તો. નરી-છેક, બધી. અરિ-અરિને.

૩૭ ધર્મ ઇ૦-જે પોતે સતી છે તે પોતાનો ધર્મ સમજી. દ્રૌપદી જયદ્રથને કહે છેઃ જો ઇ૦—સ્પષ્ટ છે. અશનથાનકો-ભોજનશાળાઓ. ૩૮ ગરવા-ગુરૂતા ગુણવાળા.

૩૯ તોય ઇ૦-તોય (તેં એટલું એટલું કર્યું તોપણ) જો, હું ધર્મસૂનુને (યુધિષ્ઠિરને) રીઝવું છું, અને તને-દુરગુણાને (નઠારા ગુણવાળાને) છોડવું છું પણ ખીજવતી નથી. પછી તે ભીમને કહે છેઃ મૂકિયે ઇ૦-સ્પષ્ટ છે.

સાંભળી સતીતણી સુવાણીને,
મૂકતો રિઝવવા સુરાણીને;
લાગ્ય પાગ વડ ભ્રાતને જઇ,
જીવવા મન ધરે હીણો થઈ! ૪૦

મૂકિયો નરપતિ ભીમે જહીં,
આવી તે વિહવળો નમે સહી;
ધર્મનંદન પદે પડી રહ્યો,
પાંચ શીશ પટિયાં હૃદે દહ્યો. ૪૧

વંદના પછી કરી સમસ્તને,
મુનિ જે નિકટ માંહી વસ્તને;
ધર્મપુત્ર શું દયાળું ભાખિયા,
રાયને જીવથી જોય રાખિયા. ૪૨

જૈમિનિ! ગુણ કથો પિતામહો,
સુણું હુંય જનમેજયો કહો;
એટલું તદપિ શી દયા કરી,
કેટલું ક્ષમપણું હૃદે ધરી. ૪૩

---

૪૦ લાગ્ય ઇ૦—જો તું હીણો થઇને મનમાં જીવવાનું ધારતો હોય તો તું જઈને વડ ભ્રાતને (મોટા ભાઇ યુધિષ્ઠિરને) પગે લાગ.

૪૧ વિહવળો—વિહ્વળ—ગભરાયલો. પાંચ ઇ૦—જેને શીશ (માથે) પાંચ પટિયાં પાડેલાં છે અને જે હૃદે (મનમાં) દહ્યો (બળેલો) છે તે.

૪૨ મુનિ ઇ૦—જે નિકટ (સમીપ)માં મુનિઓ વસેલા (રહેલા) હતા તેમને અથવા, નિકટમાં જે મુનિ અને તે શિવાય બીજા વસેલા હતા તેમને, આ કથા સાંભળીને જનમેજય રાજા પૂછે છેઃ ધર્મપુત્ર ઇ૦—જયદ્રથ રાયને જો કે જીવથી રાખિયા (બચાવ્યા) તથાપિ દયાળુ ધર્મપુત્ર શું ભાખિયા (શું બોલ્યા)?

૪૩ પિતામહો-પિતામહોના. જનમેજયો-જનમેજય. ક્ષમપણું-ક્ષમાગુણ-સહનશીળતા. આ શ્લોકમાં અને પાછળ પણ કેટલીક જગોએ જૈમિનીને

## શ્લોક.

મોટા તેના જોટા છે શું, વન ઉપવન સરવર ઘરમાં રે,
છે શું એમાં કે'શું કોઇ, ભુજગ ન જગમગ દર દરમાં રે;
એ તો કોઈ ચેતો જોઈ, વિધિ નિધિ ઇક ઇક હરિ હરમાં રે,
તેવો રાજા લે'વો માઝા, પરમ ધરમધર નરવરમાં રે. ૪૪

---

કથા કહેનાર તરિકે કવિ લખે છે તેમ કેટલીક જગોએ વૈશંપાયનને પણ કથા કહેનાર તરિકે લખ્યું છે. મહાભારત વૈશંપાયન મુનિએ જનમેજયને સંભળાવ્યું છે એમ તો ઉલ્લેખ છે પણ જૈમિનિએ જનમેજયને કથા કહ્યાનું પણ કહેવાય છે. એમ કહેવાય છે કે વ્યાસની આજ્ઞાથી તેના શિષ્ય જૈમિનિએ મહાભારત લખ્યું પણ વ્યાસને તે પસંદ ન પડવાથી જૈમિનિએ તેનો નાશ કર્યો હતોઃ માત્ર અશ્વમેધ રાખ્યો હતો, જે અદ્યાપિ પ્રચારમાં છે. જૈમિનિ અને વૈશંપાયન બન્ને વ્યાસના શિષ્ય હતા, તથા જનમેજયના યજ્ઞમાં તે બન્ને હોવાનો સંભવ છે. માટે આ કથાનો કેટલોક ભાગ વૈશંપાયને જનમેજયને કહ્યો તથા બાકીનો કેટલોક ભાગ જૈમિનિએ કહ્યો એમ ઘટાવવામાં કવિનો હેતુ એવો જણાય છે કે જનમેજય વ્યાસના બન્ને શિષ્યોને સમાન ભાવે પૂજીને તેમની પાસેથી કથા શ્રવણ કરતો હતો અથવા એમ નહિ તો કદાપિ સરત ચૂકથી કવિએ તેમ લખ્યું હોય.

૪૪ શ્લોક-હંસી છંદ ( મ મ ત ન ન ન સ ગ ). મોટા ઇ૦-જે મોટા હોય છે તેના જોટા ( બરાબરના બીજા ) વનમાં, ઉપવનમાં, સરવર ( સરોવરમાં ) કે ઘરમાં છે શું ? અર્થાત્ નથીજ. છે શું ઇ૦-શું કોઇ એમ કહે છે કે એમાં શું છે ? ( અર્થાત્ એતો હોયજ; તો હું કહું છું કે ) દરેક દરમાં જગમગ ( ચળકતો-મણિધર ) ભુજગ ( સર્પ ) હોતો નથી. એ તો ઇ૦-એ તો કોઇકજ હોય છે. તે તમે જોઇને ચેતો. શું જોવું તે કહે છેઃ વિધિ ઇ૦-હરિમાં વિધિ ( કર્તવ્યતા ) અને હરમાં નિધિ ( ધનભંડાર ) એ પણ એક એક સામર્થ્યજ રહેલું છે! તેવોજ આ યુધિષ્ઠિર રાજા જેની નરવરમાં ( શ્રેષ્ઠ પુરૂષોમાં ) પરમ માઝા છે તથા જે પરમ ધરમધર છે.

## વલણ.

નરવરમાં ધરમનંદન, કરમ જેનાં પરમ રે;
જગતીસુર ન સુર જશો, મરમ વદું શું શરમ રે. ૪૫

## કડવું ૩૦ મું.

### શ્લોક.

કરમનિંદા કયો? કરમનિંદા ક'યો,
શરમવાળો કયો? શરમવાળો ક'યો;
પરમઆનંદ કો? પરમઆનંદ કો',
ધરમ સાચો વદો? ધરમ સાચો વદ્યો. ૧

### શ્લોક.

ધર્મ સાચો ધરે ધર્મનો નંદનો,
જેથી વિશ્વે થયો સર્વને વંદનો;
ભાખિયા તે પછે સિંધુના નાથશું,
દાસ તું છે નહિં જા ભલે સાથશું. ૨

---

૪૫ જગતીસુર ઇ૦–તો પછી હું તો જગતીસુર (બ્રાહ્મણ) છું, પણ **સુર જશો** (દેવ જેવો) નથી, માટે હું તે મોટા પુરૂષનો મરમ શું વદીશકું? (જો ધૃષ્ટ થઇને વદું તો) મને શરમ છે! અથવા હું સુર જશો નથી પણ જગતીસુર (બ્રાહ્મણ) છું એવો મર્મ હું વદું તેમાં શી શરમ છે?

૧ શ્લોક–નગરાજિગાછંદ(ન ત મ ય લ ગ). કરમ ઇ૦–કોનું કરમ(નસિબ)નિંદવા જેવું છે? ઉત્તર: જેનાં કર્મ નિંદવા જેવાં હોય છે તેને કરમનિંદો કહેલો છે. શરમ-(સુખ)વાળો કયો છે? ઉત્તર: જે શરમવાળો હોય છે તેને સુખવાળો કહેલો છે. પરમ-આનંદ–સ્વરૂપ કોણ છે? ઉત્તર: પરમ આનંદવાળા યુધિષ્ઠિરને પરમ આનંદસ્વરૂપ કહો. સાચો ધરમ કયો છે તે વદો? ઉત્તર: ધરમ (યુધિષ્ઠિર) નેજ સાચો વદ્યો છે. આ શ્લોકમાં પ્રશ્ન અને ઉત્તર એકજ શબ્દોથી બનેલો છે માટે **ચિત્રાલંકાર**. ત્રીજા ચરણમાં શ્લિષ્ટ શબ્દથી કવિએ પોતાનું નામ "પરમાનંદ" મુદ્રિત કર્યું છે માટે **મુદ્રાલંકાર.**

૨ શ્લોક–સ્ત્રગ્વિણીછંદ. નંદનો (નંદન) પુત્ર. સિંધુના નાથશુ–સિંધ દેશના રાજા જયદ્રથની સાથે.

તુજને મૂકિયે જાવ ના રૂકિયે,
હાવિ ના ચૂકિયે ધૂળ ના બૂકિયે।
ક્ષુદ્ર ક્ષુદ્રો મળી કામિની ના કળી!
ધિ:ક છે! ધિ:ક છે! શ્રેષ્ઠતા તો પળી!! ૩

કામની વાસનાએ હરી કામની,
કીર્ત્તિ કુનામની હાણુ થૈ દામની;
અન્યનું માની તું શે થયો માની તું,
લાજ ગુમાની તું ના મળ્યું માનીતું. ૪

વેણુથી લાજિયો કર્મ હીણાંકરો,
વીર્યથી હીણ ને કર્મ કુડાંકરો;
જોઈ તે ધર્મસૂનુ વદછે વળી,
શે દુખે શોચતો? ચક્ષ શાથી મળી! ૫

ધર્મ ધ્યાને ધરો દુષ્ટતા ત્યાગીને,
કર્મ રૂડાં કરો ભ્રષ્ટતા ભાગીને;

---

૩ મૂકિયે—છોડી દઇએ. જાવ—જાઓ. રૂકિયે-રોકિયે, હાવિ—હવે. ચૂકિયે ઈ૦-પરસ્ત્રી હરણુ કરવા રૂપ ચૂક ન કરવી અને ધૂળ બૂકવી નહિ અર્થાત્ એવી ચૂક તે ધૂળ ખાવા બરાબર છે. **દૃષ્ટાંતાલંકાર.** ક્ષુદ્ર ઈ૦—ક્ષુદ્ર ( અધમ ) તું અને ક્ષુદ્રો તારા સાથીઓએ મળીને તમે કામિની (દ્રૌપદી) ને ના કળી?-તમે એમ ન જાણ્યું કે આ તો બળવાન અને અમારા સંબંધી પાંડવની સ્ત્રી દ્રૌપદી છે માટે એનું હરણુ કરવું અયોગ્ય અને નાશકારક છે! શ્રેષ્ઠતા તો પળી—આથી તમારી શ્રેષ્ઠતા નાશ પામી છે!!

૪ કુનામની ઈ૦-બદનામીની કીર્ત્તિ (પ્રાપ્ત થઇ). માની-માનવાળો. લાજ ગુમાની ઈ૦—લાજના ગુમાનવાળાને તને તારૂં માનીતું (ઈચ્છેલું) ફળ મળ્યું નહિ.

૫ કર્મ હીણાંકરો-હીણાં કર્મ કરનાર. કર્મ કૂડાંકરો-કૂડાંકર્મ કરનાર. ધર્મસૂનુ-યુધિષ્ઠિર. ચક્ષ ઈ૦—તારાં નેત્ર શાથી મીચાય છે?

નીચ જે કર્મ દુષ્કર્મ ધારો મને,
ત્યાગજો તે તમે ધર્મ ધારી તને. ૬

ભદ્ર હો! ભદ્ર હો! જાવ વા યાં રહો;
અશ્વ હાથી રથે બેસી સુખે વહો;
જૈમિનિ રાયને ભાખિયા ભાવશું,
સર્પ છે શું કરે આવિયો દાવશું. ૭

(તોય) વેણ રૂડાં સુણી લાજિયો તે અતિ,
ચિત્તમાં ચૂરતો મૂઢ શો થૈ મતિ!
આપથી આપને કષ્ટવા જો લહો,
બોધ તો ધર્મના નંદના શો કહો. ૮

દીનતા પામિયા સિંધુશા પીન જે,
દાસના ભાવને પામિયા હીન તે;
શીશ પટ્ટા રૂડા મસ્તકે રાજતા,
પાગ રે લાગતા રાગતા ત્યાગતા. ૯

મુખ નીચું કરી લાજ આણી ઘણી,
વંદતો વંદતો ચાલિયો શું ભણી!

---

૬ જયદ્રથને છોડી મૂકતી વખત યુધિષ્ઠિર તેને શીખામણ દેછે: ધર્મ ઇ૦—સ્પષ્ટ છે. નીચ ઇ૦— જે કર્મને તમે મનમાં નીચ અને દુષ્કર્મ ધારો તે કર્મને તમે તને (શરીરમાં?) ધર્મ ધારીને ત્યાગજો.

૭ સર્પ છે ઈ૦—જૈમિનિ જનમેજયને ભાવથી કહેછે કે, જયદ્રથ છે તો સર્પ જેવો, પણ શું કરે, દાવમાં આવ્યો છે!

૮ ચૂરતો—ચૂરો થતો અર્થાત્ પસ્તાતો. આપથી ઇ૦—જો શત્રુ પોતાની મેળે પોતાને કષ્ટ કરે એમ તમે ધારતા હો તો તેને ધર્મના નંદન જેવો (યુધિષ્ઠિરે કહ્યા તેવો) બોધ કહો. અર્થાત્ શત્રુ ઉપર ક્ષમા રાખી તેને મધુર વચન કહ્યાથી તે પોતાની મેળેજ પોતાના કૃત્યનો પશ્ચાત્તાપ કરે છે. ૯ સિંધુશા પીન—સમુદ્ર જેવા પુષ્ટ. રાગતા—રીસ.

આવજો આવજો ભીમ ભટ્ટો ભણે,
દ્રૌપદીનો તહીં હર્ષ કો' કો ગણે! ૧૦

## શ્લોક.

ગયો ધરી રાગ અપાર રાયજી,
અરે હવે સાં'ય પિનાક થાયજી;
ન જાઉં મંદિર ભલે ભૂખે મરૂં,
હું ગંગદ્વારે જઇને તપે ઠરૂં. ૧૧
વિચારી એવું નરનાથ ચાલતો,
મને ઘણું દુઃખ નૃપાળ ભાળતો;
સુગંગદ્વારે વિચરી ઠર્યો તપે,
સુગંગસ્વામી જપતો ભલે જપે. ૧૨
સુઅંગ કાપી રૂધિરેથી તર્પતો,
સુરંગરાગે તજી કામ દર્પ તો;
સુભંગ થાયે શરીરે કરી ઘણો,
સુસંગ થાતાં હરદાસ તો ગણ્યો. ૧૩

---

૧૦ ઋણી–દેવાદાર જાણે શું દેવાદાર હોય નહિ તેની પેઠે. આવજો ઈ૦–ભીમે જયદ્રથનો પ્રથમ જેવો સત્કાર કર્યો છે તે સાથે સરખાવતાં તેનું વચન જયદ્રથના મર્મને વેધનારૂં અને શ્રોતાઓને હાસ્ય ઉપજાવનારૂં છે.

૧૧ શ્લોક–વંશસ્થ ( जतजर ). રાગ–રીસ રાયજી–રાજા. જયદ્રથ પાંડવોના આશ્રમમાથી નીકળ્યા પછી પોતાના મનને કહે છેઃ અરે ઈ૦—સ્પષ્ટ છે. પિનાક–શિવ. મંદિર—ઘર. ગંગદ્વારે—ગંગાદ્વારે. તપે ઠરૂ–તપ કરવાના કામમાં સ્થિર થાઉં,—અથવા તપવડે શાંતિ પામું.

૧૨ નરનાથ–રાજા. મને–મનમાં. સુગંગસ્વામી–ગંગાના સારા સ્વામી—મહાદેવ

૧૩ સુઅંગ–પોતાનું સારૂં અંગ. તર્પતો–તૃપ્ત–પ્રસન્ન કરતો ( શિવને ). સુરંગ રાગે-અતિ આનંદથી. દર્પ–ગર્વ. સુભંગ–અતિશય ભંગ (શરીર કાપવાથી). સુસંગ ઈ૦–એવી રીતે સારો સંગ થતાં તેને હરદાસ ( શિવનો દાસ ) ગણ્યો–તે હરદાસ ગણાયો.

'વરંબ્રૂહી' મા'સુર આવી ભાખતા,
સુપ્રેમ ગંગાધર અર્થ દાખતા;
મને તને ભાઈ કશું ગમે ભલું,
અમો તને તેહ વરો દઇ વળું. ૧૪

સુણી વદે રાય અમાપ હર્ષમાં,
જીતું હું પાંડુતન, બેય વર્ષમાં;
ઇકે રથે તે નવ બેય વાહને,
હું માગું મા'દેવ સુવૈરીદાહને. ૧૫

મહાઅસુરારિ વદે જીતો તમે,
સુપાંડુસુતો રૉજને કહું અમે;
નહીં કિરીટી તમથી જીતાય જે,
રહે સહાયે હરિ સ્વં સુરા યજે. ૧૬

સ્વરૂપ નારાયણને નરે થયું,
પછે વદો ભ્રાત! કશું કમી રહ્યું!
જીતો તમે પાંડવ ચાર શૂરને,
ઇકે રથે જેમ મુરારિ મુરને. ૧૭

---

૧૪. વરંબ્રૂહિ—વરદાન માગ. મા'સુર—મહાદેવ. ગંગાધર—શિવ. શિવ કહેછેઃ મને ઇ૦—હે ભાઇ! તને મનમાં ભલું કશું (શું) ગમે છે?—તારે મારી પાસે શું માગવું છે? વરો—વરદાનો. ૧૪ પાંડુતન (પ્રાંડુતનય)—પાંડવો. ઇકે ઇ૦—જીતું એટલુંજ નહિ, પણ તે એકજ રથમાં બેશીને બધા પાંડવોને જીતું; મારે બીજા રથમાં બેસવું પડે નહિ. અર્થાત્ મારો રથ પણ તેઓ ભાગી શકે નહિ. સુવૈરીદાહને—મારા મોટા શત્રુઓને બાળવાને.

૧૬ અસુરારિ—દેવ; મહાઅસુરારિ—મહાદેવ. કિરીટી—અર્જુન. રહે ઇ૦ જેની સહાયે સ્વં (પોતે) હરિ, જેને સુરા (દેવો) યજે (પૂજે) છે, તે રહે છે. અથવા સુરાયજે—જે સુરાય—સારા રાજા છે.

૧૭ સ્વરૂપ ઇ૦—નારાયણ અને નર એ મળીને એક સ્વરૂપ (વિષ્ણુનું) થયું છે. અર્થાત્ નર (અર્જુન) અને નારાયણ (કૃષ્ણ) એ એકજ વિષ્ણુ-

વદી સુવાણી વળિયા ઉમાપતિ,
રિજ્યો ઘણું રાય લહી રૂડી રતિ;
ગયો ઘરેં હર્ષે થયો તને મને,
ન જાણ્યું સારૂં અસુ એ ખરે હણે! ૧૮

## શ્લોક.

સરવ કામ્યકમાં સુસુખે વસે,
પરવ પર્વણિથી દ્વિજ સૌ લસે;
ગરવ ના મનમાં તનમાં જરી,
હરવને ભજતા હરિ હે હરિ! ૧૯

નરવરા તન પાંડુતણા ભલા,
કરવરા થઈ રે' જવ ગૈ બલા;

---

નાં બે રૂપ છે. મુરારિ ઈ૦—જેમ મુરારિ ( કૃષ્ણ ) મુર ( એ નામના દૈત્યને ) જીતે તેમ.

૧૮ વળિયા—સ્વસ્થાને ગયા. ઉમાપતિ–શિવ. રતિ ઈ૦—પોતાના ભાગ્યની રતિ રૂડી લહીને ( જાણીને ). અથવા રૂડી ( સારી ) રતિ ( પ્રીતિ ) લહીને ( ધારીને )–( શિવે ઇચ્છિત વરદાન આપ્યું માટે ). ઘરે—ઘેર. ન જાણ્યું ઈ૦–પણ તેણે જાણ્યું નહિ કે એ સારૂં તો ખરે ( ખરેખર ) અસુ (પ્રાણ ) હણે ( હણે એવું છે ) !

૧૯. શ્લોક–દ્રુતવિલંબિત (નભભર). કવિ હવે પાંડવોનો પૂર્વવત્ આશ્રમનિવાસ વર્ણીને ઉપસંહાર કરેછે: સરવ ઈ૦–સર્વ (પાંડવો) કામ્યક નામે વનમાં સુસુખે (સારા સુખથી) વસેછે, અને પર્વણિના જેવા પરવ (આનંદના દિવસથી) સર્વે દ્વિજ (બ્રાહ્મણો) પણ લસે (શોભેછે). બ્રાહ્મણનાં ઘણાં ધર્મકૃત્ય પર્વણિને દિવસે હોય છે તથા દાન, પુણ્ય પણ તેજ દિવસે ઘણું પ્રવર્તે છે માટે બ્રાહ્મણોને પર્વણિનું પર્વ ઉત્તમ છે, એમ વર્ણ્યું છે તે યોગ્યજ છે. ગરવ ઈ૦–જયદ્રથ ઉપર પોતે જય મેળવ્યો માટે ગર્વ થવો જોઇએ તથાપિ તેમના મનમાં કે તનમાં જરા પણ ગર્વ નથી, પણ હરવને (શિવના વનમાં–કામ્યકમાં) હે હરિ! એમ બોલીને હરિને ભજતા હતા.

તરવરા નવ કોઈ ખરે ખરી,
હરવને ભજતા હરિ હે હરિ! ૨૦
ખરવ કે અતિ ખર્વ ગણે નહિ,
ધરવ એક મને ધરતા સહી;
ડર વસે દિલમાં વદિયે ડરી,
હરવને ભજતા હરિ હે હરિ! ૨૧
વિવિધ દુઃખ ધરી વસિયા વને,
ગુપત કાળ તજી ચઢિયા રણે;
હરિ ધરી નર સારથિ જુંસરી,
હરવને ભજતા હરિ હે હરિ! ૨૨
સતરસેં પિસતાળીશ સાલમાં,
હરણ દ્રૌપદી મેં કિધ વા'લમાં;
ભરી ગયા નિધિ ભારતનો કરી,
હરવને ભજતા હરિ હે હરિ! ૨૩
સુકવિઓ કથી કે' અમથી બને,
અહમતા અમથી વહિ તે મને;

---

૨૦. નરવરા–ઉત્તમ પુરૂષો. તન–તનય. કરવરા–ઉત્તમ હાથવાળા (?) બલા–જયદ્રથ રૂપી બલા. તરવરા– તરવરાટ–ચંચળતા (ઉપાધિ વગેરેને લીધે).

૨૧. ખરવ ઈ૦–તેઓ ખર્વ કે અતિ ખર્વ (સંખ્યાવાળી) સંપત્તિને ગણતા નથી પણ મનમાં સહી (નિશ્ચય) એક ધરવ (સંતોષ) ધરે છે. કવિ કહેછે કે એ વાત અમે અતિશયોક્તિ કરીને કહેતા નથી કેમકે ડર વસે ઈ૦–"અમે ખોટું કહ્યું છે" એમ કોઈ કહેશે એવો અમારા મનમાં ડર વસેછે તેથી આ તો ડરીને વદીયે છીએ. અર્થાત–નહિ તો અમે તો એમ પણ કહેત કે પાંડવોને રાજ્યનો કે કશાનો પણ ખપ નથી!

૨૨ ગુપત (ગુપ્ત)–વિરાટરાજાને ઘેર. હરિ ઈ૦–હરિએ નર (અર્જુન)ના સારથિ થઈને જુંસરી ધરી–યુદ્ધનો ભાર વહન કર્યો.

૨૩ ભરી ગયા ઈ૦–વ્યાસ મુનિ ભારતનો નિધિ (સમુદ્ર-ભંડાર) ભરી ગયા છે તેમાંથી.

ફરી ગયા મુનિ વ્યાસ સહુ ભરી,
હ્રસ્વને ભજતા હરિ હે હરિ! ૨૪

ઉદરકાજ વશી દિન આઠમાં,
કવન આ કરિયું ધરી પાઠમાં;
દીરઘ કે લઘુ ભેદ લહે હરિ,
હ્રસ્વને ભજતા હરિ હે હરિ! ૨૫

કવિ નહિ, કવિતા મનમાં ગમે,
લવરી તો ન કરૂં ઉભરો શમે?
નવ શમે દમને દમતાં મરી,
હ્રસ્વને ભજતા હરિ હે હરિ! ૨૬

---

૨૪. કવિઓનો ગર્વ નાશ કરવા માટે કહેછેઃ સુકવિઓ ઇ૦-મને ( મનમાં ) અમથી (નિરર્થક—ખાલી—ખોટી ) અહમતા ( અહંતા—હુંપદ) ધરીને સુકવિઓ (સારા પ્રસિદ્ધ કવિઓ) કથીને (વર્ણન કરીને કહે કે અમથી (અમારાથી) કાવ્ય બને છે; (પણ) વ્યાસ મુનિ સહુ (ભારતમાં) ભરીને ફરી ગયા છે, (તેમાંથી તેઓ કરેછે, માટે તેમનો ગર્વ વ્યર્થ છે).

૨૫. ઉદરકાજ—પેટને માટે ( આ ઉપરથી જણાય છે કે કવિ પોતાનો નિર્વાહ કાવ્ય ગ્રંથો લખીને તેવડે કરતા હશે ). ધરી પાઠમાં—સ્મરણમાં આણીને ( મહાભારતમાંના તે પ્રસંગને ). દીરઘ ઇ૦-ગુરૂ કે લઘુનો ભેદ તો હરિ જાણે છે. અર્થાત્ તે હું કાંઇ જાણતો નથી ગ્રંથમાં છંદનો મેળ આણવાને હ્રસ્વને ઠામે દીર્ઘ અને દીર્ઘને ઠામે હ્રસ્વ કરવો પડ્યો છે તે જો કે પ્રાકૃત ભાષાની કવિતાઓમાં દોષ ગણાતો નથી તથાપિ કવિને તે પસંદ નહિ હોય તેથી આ વચન લખ્યું જણાય છે.

૨૬ કવિ ઇ૦—હું કવિ તો નથી પરંતુ મને મનમાં કવિતા ગમે છે, તેથી હું જો આવી લવરી ન કરૂં તો મારા મનનો ઉભરો શમે શું ? અર્થાત્ કવિતા કરવાનો ઉભરો આવે છે તેથી કવિતા કરૂં છું; કોઇને રીઝવવા કે એવાજ બીજા કારણોથી નહિ. નવ ઇ૦-દમન રૂપ ક્રિયાથી મરી મરીને દમતાં પણ તે ( ઉભરો ) શમતો નથી.

પછી કહો કિમ તો કરવું કળે,
નમી નમી કવિને કથવું બળે;
કવીશ તો કરજો કરૂણા જરી,
હરવને ભજતા હરિ. હે હરિ! ૨૭
દ્વિજ હું ચાતુરવિંશી વડોદરે,
વિનવિ કોવિદને વસતો ડરે;
નમન છે નમનો કવિ ઉપરિ,
હરવને ભજતા હરિ હે હરિ! ૨૮

શ્લોક.

કવિ કિંકર કોડામણો, કવિરજ કવિ! તમ દાસ,
કવિતા સવિતા શી વસી, તન મન ધન ધન રાસ;
કવિઓ નૃપના કે શ્રીના, હળધર બળધર ત્રાસ,
જગતીસુર હું લોભી તો, પણ વટપતન વાસ. ૨૯

---

૨૭ દમતાં પણ ઉભરો શમતો નથી ત્યારે કવિતા કરવીજ પડે છે, તે વિષે કહે છે: પછી ઇ૦–કહો ત્યારે પછી કળે કરીને કેમ કરવું? જે કરવું તે એજ કે, કવિઓને નમી નમીને બળે કરીને કાંઇક કથવું. જો એમજ છે, તો હે કવીશ! ઇ૦–૨૫૯ છે.

૨૮ ચાતુરવિંશી–ચોવીશો. કોવિદને– પંડિતોને. ડરે–તેમની મહાશક્તિ આગળ મારી કવિત્વશક્તિ અલ્પ છે માટે રખેને હું દૂષિત ન થાઉં એવા ડરથી. નમન ઇ૦—હે ઉપરિ કવિઓ (મોટા કવિઓ)! તમને વારંમવાર નમન છે.

૨૯ શ્લોક—પ્રેમછંદ. સ, સ, ર, ન, ન, સ, લ. હું કોડામણો (હોંસીલો) કવિઓનો કિંકર છું, કવિઓની રજ છું અને હે કવિ! તમારો દાસ છું. અને તેથીજ મારામાં તન, મન, અને ધનના ધન (ઘટ્ટ–સજડ) રાસ (રાશિ–ઢગલા) રૂપ અને સવિતા (સૂર્ય) સરખી તેજસ્વી કવિતા વશી છે. કવિઓ ઇ૦–કવિઓ રાજાના કે શ્રી (શ્રીમંત)ના કે હળધર (ખેડુત–કણબી) ના કે બળધર (કોઇ બળવાન)ના ત્રાસ (વેઠે છે). અર્થાત્ દ્રવ્યમાટે તેવાનાં અણગમતાં ખ-

## વલણ.

વટપત્તનમાં વાસ આપ્યે, લોભીનો રહું લોભી રે;
દાસપણું ઉદાસપણું ના, રહું પ્રેમાનંદ થોભી રે.

---

તાં પણ વખાણ કરીને કવિતા કરે છે (મારી પેઠે સ્વતંત્રપણે રહીને માત્ર ઉભરો શમાવવાનેજ સ્વચ્છંદ કવિતા કરતા નથી, એ ભાવ છે). જગતીસુર ઇ૦—હું જગતીસુર (બ્રાહ્મણ) છું અને તેથી લોભી હોવો જોઈએ, (બ્રાહ્મણો લોભી હોય છે એમ સર્વત્ર કહેવાય છે અને તેથીજ તેમને બોધ કરવામાં આવે છે કે " असंतुष्टाद्विजानष्टासंतुष्टोचमहीपतिः ઇ૦." તથાપિ વટપત્તન (વડોદરામાં)જ મારો વાસ છે. તાત્પર્ય કે કેટલાક કવિઓની પેઠે હું હળધર (કણબી)નો ત્રાસ વેઠતો નથી તેમ તેમની પેઠે મારૂં ગામ છોડી પેટમાટે કવિતા કરવા બીજે ગામ જઈ વસતો નથી.

૩૦ વટવત્તન ઈ૦-વડોદરામાં મને ઇશ્વરે વાસ આપ્યો છે તેથી હું લોભીનો લોભીજ રહુંછું. અર્થાત વડોદરામાં મને જોઈતો આશ્રય ન મળવાથી મારી ધનાકાંક્ષા પૂર્ણ થતી નથી અથવા જેઓ મારા ઉપર પ્રીતિલોભ રાખે છે તેમની પ્રીતિનો હું લોભી રહુંછું. વળી હું પ્રેમાનંદ વડોદરામાં થોભીને (સ્થિર થઈને) રહુંછું, પણ મારે દાસપણું (નિર્વાહ માટે કોઈની સેવા કરવાનું) નથી તેમ હું ઉદાસપણું પણ રાખતો નથી. પરંતુ પ્રેમાનંદ (ઈશ્વર ઉપરની પ્રીતિના આનંદ)માં થોભી રહુંછું–સ્થિર થઈ રહુંછું. **મુદ્રાલંકાર.**

